# પંચમ વેદ

## મુક્તિનો ભેદ મહા-પૂજા મંત્રો






"પ્રકાશક"

શ્રી અખિલવિશ્વ સતપંથી ધર્મીય સંઘ, કલકત્તા.

# પંચમ વેદ

## મુક્તિનો ભેદ મહા-પૂજા મંત્રો




સર્વહક્ક સ્વાધીન

"પ્રકાશક"

શ્રી અખિલવિશ્વ સતપંથી ધર્મીય સંઘ, કલકત્તા.

# પંચમ વેદ

## મુક્તિનો ભેદ મહા-પૂજા મંત્રો




સર્વહક્ક સ્વાધીન

"પ્રકાશક"

**શ્રી અખિલવિશ્વ સતપંથી ધર્મીય સંઘ, કલકત્તા.**

પ્રકાશક :
શ્રી અખિલ ભારતીય સતપંથી ધર્મીય સંઘ
૧૦૫/૧, બેહાલા, કલકત્તા-૬૧.

પ્રથમ આવૃત્તિ :
સપ્ટેમ્બર, ઈ.સ. ૧૯૯૪
સંવત ૨૦૫૦

પ્રત : ૧૦૦૦



મુદ્રક :
પરફેક્શન ગ્રાફીક્સ, અમદાવાદ
ફોન : ૩૩૮૧૦૬, ૩૩૭૬૮૪, ૪૫૬૯૨૯

પ્રૂફ રીડીંગ અને પ્રિન્ટીંગ મિસ્ટીકમાં રહેલી
ભૂલો બદલ અમો ક્ષમા માગી છીએ.

પ્રકાશક.........



ૐ લં નમઃ
અલ્લા સર્વમ્ ખલુ ઈદમ બ્રહ્મ = અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ - જૂજવે રૂપે અનંત ભાસે
શુદ્ધ ચૈતન્ય પચત્પર
ૐ = બ્રહ્મ = અલ્લા
લાં
ઈલા
નિર્ગુણ સ્વરૂપ
સચરાચર સમસ્ત વિશ્વના તમામ પ્રાણી પદાર્થોના તમામ ગુણોને પ્રકાશિત કરનાર છતાં (અને તેથી જ) સ્વયં પોતે તમામ ગુણોથી પર
નિરાકાર પરાત્પર બ્રહ્મ (પરબ્રહ્મ)
સચરાચર સમસ્ત વિશ્વના તમામ પ્રાણી પદાર્થો તથા તમામ આકારોમાં વ્યાપ્ત હોવા છતાં (અને તેથી જ) સ્વયં પોતે નિરાકાર
શુદ્ધ ચૈતન્ય
માયાના ત્રણે ગુણોથી પર હોવા છતાં અત્યંત ક્રિયાશીલ હોવાથી નિષ્ક્રિય દેખાય.દા.ત. ખૂબ ગતિથી ફરતો ભમરડો જેમ સ્થિર દેખાય છે તેમ.
ઈશ્વર
ઈશ્વર (માયાવિચ્છિન ચૈતન્ય) આખા જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ ગણાય છે. જગતનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ બંને ઈશ્વર છે. કોઈપણ વસ્તુમાં ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ બને જુદા જુદા હોય છે. દા.ત. ખુરશી-તો આમાં ઉપાદાન કારણ લાકડું છે અને નિમિત્તિ કારણ સુથાર છે. આમ બંને ભિન્ન છે. જ્યારે સમસ્ત જગતનું નિમિત્ત કારણ અને ઉપાદન કારણ બંને - એકમાત્ર ઈશ્વર છે.
સગુણ સ્વરૂપ
નિરાકાર (ઈશ્વર) (GOD)
બ્રહ્મા + માયા = ઈશ્વર. માયા એ બ્રહ્મ ચિદ્ શક્તિ છે. માયા એટલે મહદ્ બ્રહ્મ પુરૂષ + પ્રકૃતિ = ઈશ્વર. આ સંયોગથી જગત ઉત્પન્ન થયું. જેમ કે પુરૂષ + સ્ત્રી= દંપતિ જેના સંયોગથી બાળક ઉત્પન્ન થાય.
ત્રિશુલ (ત્રણ રસુલ)
બ્રહ્મા
G
Generator
ઉત્પતિ
બ્રહ્મ જ્યારે મુખ્યત્વે માયાના વિશુદ્ધ રજોગુણનો સ્વીકાર કરીને જગતની ઉત્પત્તિ કરે તે બ્રહ્મા
વિષ્ણુ
O
Operator
સ્થિતિ
બ્રહ્મ જ્યારે મુખ્યત્વે માયાના વિશુદ્ધ સત્વગુણનો સ્વીકાર કરીને જગતની સ્થિતિ વ્યવસ્થિત કરે તે વિષ્ણુ
મહેશ
D
Destructor
લય
(લય એટલે નાશ નહીં પણ લય) બ્રહ્મ જ્યારે મુખ્યત્વે માયાના વિશુદ્ધ તમોગુણનો સ્વીકાર કરીને જગતનો લય કરે તે મહેશ.
(એક અને અદ્વિતીય શુદ્ધ બ્રહ્મનું જ માયાવશિષ્ઠ (માયાનાગુણોવાળું) ચૈતન્ય તે ઈશ્વર. (નિરાકાર-સગુણ) એક જ ઈશ્વર તેના અલગ અલગ કાર્ય પરત્વે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એવા જુદા જુદા નામે ઓળખાય છે.)
સાકાર
દિવ્ય સાકાર
શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરે બુદ્ધ, મહમદ અવતારો (રસુલ) પ્રકૃતિ સ્વામ્ અધિષ્ઠાય સંભવામિ આત્મમાયયા.
પ્રાકૃત સાકાર
૧. માટી, સોનું લોખંડ, પત્થર વગેરે તમામ જડ તથા ખનીજ પદાર્થો
૨. તમામ વૃક્ષ, વનસ્પતિ, ઘાસ, વેલા વગેરે
૩. તમામ જળચર-સ્થળચર - નભચર પ્રાણીઓ, જીવજંતુઓ
૪. તમામ મનુષ્યયોનિના દિવ્ય તેમજ સાધારણ જીવો.
(ટૂંકાણમાં સમસ્ત સચરાચર જગત-વિશ્વના તમામ વ્યક્ત, અવ્યક્ત પ્રાણી-પદાર્થો)
૧. અપ્રગટ ચૈતન્ય
બધા જડ પદાર્થો
પત્થર, ખનીજ, વગેરે માત્ર એક જ કોષ ધરાવનાર
(૧) અન્નમય કોષ
૨. અર્ધપ્રગટ ચૈતન્ય
વનસ્પતિ
વૃક્ષ, ઘાસ, વેલા વગેરે માત્ર બે કોષ ધરાવનાર
(૧) અન્નમય કોષ, (૨) પ્રાણીમય કોષ
૩. અર્ધ વિકસિત ચૈતન્ય
પ્રાણી યોનિ
સ્થળચર, જળચર અને નભચર માત્ર ત્રણ કોષ ધરાવનાર
(૧) અન્નમય કોષ (૨) પ્રાણમય કોષ
(૩) મનોમય કોષ
૪. પૂર્ણ વિકસિત ચૈતન્ય
મનુષ્ય યોનિ
દિવ્ય તેમજ સાધારણ જીવો પાંચ કોષ ધરાવનાર
(૧) અન્નમય કોષ (૨) પ્રાણમય કોષ
(૩) મનોમય કોષ (૪) વિજ્ઞાનમય કોષ
(૫) આનંદમય કોષ
શિવાજી ચાંદલેકર

# સંતોનું સ્વરૂપ

## ૧. ટેક :

(૧) સત્ય (૨) પુરૂષાર્થ (૩) પ્રેમ (૪) સમાનભાવ (૫) ક્ષમા

## ૨. પ્રતિજ્ઞા :

(૧) સતપંથના નિયમોનું પૂર્ણપણે પાલન. (૨) બાળકોને સતપંથની કેળવણ.
(૩) અંધશ્રદ્ધાનો ત્યાગ.

## ૩. નિયમ :

(૧) શરીર શુદ્ધિ (૨) હૃદય શુદ્ધિ (૩) વ્રત (૪) ઉપાસના (૫) ધ્યેય.

(૧) 'શરીર શુદ્ધિ' એટલે લાઈ, સુતક (રજસ્વાલાથી મરણ પર્યંતના સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઈમામ ગોરની આજ્ઞા પ્રમાણે ઉતરાવવા, તથા પાળવા.

(૨) 'હૃદય શુદ્ધિ' એટલે માદક પદાર્થોનો ત્યાગ. (લશણ, ડુંગળી, હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, માંસ, મદિરા, વ્યાજ ગળી આદિ) સર્વે પદાર્થો શ્રી ઈમામ ગોરની આજ્ઞા પ્રમાણે ત્યજવા.

(૩) 'વ્રત' એટલે 'શુક્રવારી બીજ અને દશાંશ' શ્રી ઈમામ ગોરના વચન પ્રમાણે પાળવી, અને દેવી.

(૪) 'ઉપાસના' એટલે 'સંધ્યા એટલે ચાર વખત' પૂજા-ઘટ પટાદિ યજ્ઞ વિધિ, શ્રી ઈમામ ગોરની વાણી અનુકૂળ કરવી.

(૫) 'ધ્યેય' એટલે 'આજ પ્રચલિત સમયના ધ્યેય પુરૂષ, શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનમ અવતાર મહંમદ ઈમામ મહેંદી રૂપ. (એક મેવ દ્વિતીયમ્) સમજી પૂરી રીતે શ્રી ગોરના વચનાનું સાર માનવું.



## પ્રકાશકના બે બોલ

ઘણા લાંબા સમયથી આપણા સતપંથ ધર્મમાં યુવાન મિત્રોને ઘણા પ્રશ્નો મુંઝવતા હતા. જે પ્રશ્નો મુંઝવતા હતા તેનો યોગ્ય જવાબ પણ આપણા પૂજ્ય વડીલો પાસે ન હતો, જેને લઈ સુધારાવાદી તત્વોએ આપણા આ સતપંથ ધર્મને સાંપ્રદાયિક સ્વરૂપ આપવાનો પ્રયાસ કરેલ છે.

આ પુસ્તક પ્રસિદ્ધ થતાં અમો હર્ષની લાગણી અનુભવીએ છીએ. આશા છે કે સદરહુ પુસ્તક થી યુવાન વર્ગમાં જે શબ્દોની ભડક હતી તે શબ્દોનું અવતરણ સતપંથ ધર્મમાં કયા સંજોગોમાં, કોને કેવી રીતે કર્યું અને તેના વિશે વિવિધ હિન્દુ સંતોના શું શું મંતવ્ય છે તેની વિગતવાર છણાવટ આ પુસ્તકમાં સુંદર રીતે કરવામાં આવેલ છે. આ પુસ્તકને પ્રસિદ્ધ કરવામાં જે કોઈ નામી, અનામી વ્યક્તિઓએ સહકાર આપેલ છે તે સર્વેનો તેમજ ડિઝાઈન કોમપ્રિન્ટ તે સર્વેનો અત્રે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. સદરહુ પુસ્તકને શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘે પણ મંજૂરી આપેલ છે. સુજ્ઞ વાચકોને નમ્ર વિનંતી છે કે સદરહુ પુસ્તકમાં જોડણીદોષ જાણે અજાણે રહી જવા પામેલ હોય તો દરગુજર કરશોજી. અસ્તુ.

તા. ૧૪-૯-૯૪.

**શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘ,**

**લેખક :—કે. એલ. પટેલ, કલકત્તા.**

## કબીર વચન

સાંઈસે લગન કઠીન હે ભાઈ લોકો જાની ન ભૂલો ભાઈ
ખાલીક ખલક ખલકમાં ખાલીક સંબઘટ રહ્યો સમાઈ
અલા એક નૂરે ઉપજાયા તાકી કૈસી નીંદા
તા નૂરથી સબ જગ કિન્હા, કોન ભલા કોન મંદા
તા અલાકી ગતિ નહી જાની, કુરૂ ગુડ દીયા મીઠા.
કહે કબીર મેં પૂરા પાયા, સબ ઘટમેં સાહેબ દીઠા.
જયારે કિરતાર ન હતા, ધરતી હતા નહી નીર,
ઉત્પતિ પ્રલય ન હતા, તબ કી કહે કબીર સાધો, સબદ સાધના કીજે
જે શબદ થી પ્રગટ ભયા, સબ સોહીં શબ્દ ગ્રહીં લીજે
શબ્દ બરાબર ધન નહીં. જો કોઈ જાને બોલ,
હિરા તો દામથી મિલે, શબ્દનો મોલ નહી તોલ.

કબીર અલ્લા શબ્દની વાત કહે છે. ગુરૂ કૃપાથી તે શબ્દનું જ્ઞાન થાય તે શબ્દ તમારો પોતાનો જ છે. તમારા શરીરમાં નાદ રૂપે નસોમાં ધબકે છે. સર્વે હૃદયમાં ઘટોઘટ અલ્લાહ વ્યાપક છે. તેમના નૂર થી સૃષ્ટિ પેદા થઈ છે. સૃષ્ટિ પહેલા તે જ શબ્દ હતો. ત્યારની વાત કબીર સાહેબ કહે છે.

**પેજ નં. ૮૯, ૨૩૩, રજનીશ આશ્રમ પૂના. કહે કબીર મેં પુરા પાયા**

# ● અનુક્રમણિકા ●

*(દોવા છે ત્યાં દુવા વાંચવું.)*

# KUMARIKA STHAN

## History

*Ancient Period : General reference to the discovery of palcolithine remains in the Sabarmati vally by Bruee Foote, H. D. Sankalia and others mislead some seholars to associate the with the Ahmedabad distric, but the location of their findspots clearly indicates that these remains were, in fact, discovered in the Sabarkantha and Mehsana Distric, However archaeological exptörations have brought to light various stone foots of the Earty stoneage at Several Sites in Ahmedabad distric, such as Sarkhej in city talukar at Mota Parvthi, Nondol, Jalaudra Mota and Kardi in Dahegam taluka at Dergana in Dhandhuka taluka and at Dhawatavan, Undrel, Bhavada, Chavia, Gevaiddal, Kujad, Bhuval, Kubadthal and Thatlej inDaskori taluka, Microlithas along with Potsherd have been discovered at Undrel, Chavlaj, Baknoode, Kamod, Naj, Paldi-Kankaj, Vislpur, Param (Giramtha) and Miroli in Doskroi taluka. Archacologis have also some acrose stone-tools of the late store age in Daskori taluka.*

*Microhiths and potsherds of the Proto-histori Narappam Calture have been tound at sarag vala ko and Navapura in Doskori taluka.*

*According "Padma Puran" the Sabarmati Ori Ginated from Nadikund and after crossing Arboda Mountain, it met the Indian Ocean.*

*About the origui of the river Sabarmati the is a ligend in the Nagorlehand of S. Kanda Purav that once upon a lime soge Vashiatha sat in duel meditation under a trace aud having allained protound vision and or account of the Varona incaution saw sage viswamitra. His observation enabled him to pieree the surface of the earth and Consequently lot of water started emithing out of two bore hotels as two straems. One Sheet of water was hamed "Saraswati" The river sabarmati was khown by different names in differet ages. It was so known as "Krutavati in satyayug. "Giri Karnika" in Tretayng. "Chandama" in Drapar yug and as "Sabarmati" in Kaliyug.*

*The Sabharmati-Mahatmya" in the Padma Puran refers to dudheshwar, Khaudga-Dhareshwar and Saparshi war wodern Ahmedabad. The Site war the Coufluence of Chandrabhaga with Sabarmati is associated with sage Dathichi, who offeres his bones in gods for preporing the mithly vajra (weapon) for Indra.*

*Mahatma Gandhi Pebetes the site för his Ashram in its vainity, Gayalrada mentioned as a saered site of a goddess in the Saudha Arana is probably refreshnted by present Gatrad is Daskori Taluka.*

# શાંતિપાઠ

ૐ વાકગમેં મનસિ પ્રતિષ્ઠતા
મોનોમેં વાચી પ્રતિત્ઠિતમ આવિરા
વીર્મ એધી વેદસ્ય મઃ આણીસ્થ શ્રૂતમ મે માપ્રહાસિનેન
આધીનેન અહોરાત્રાત સંધ્યામિ.
રૂતમ વદિશ્યામિ સત્યમ વદિસ્યામી,
તન્મામવતુ તદ વક્તારમવતુ મવતુ અવતુમામ
અવતુ વક્તારમવતુ વક્તારમ્
ૐ શાંતિ શાંતિ શાંતિ

ૐ મારી વાણી, મારા મનમાં, સ્થિર થાવ, મન વાણીમાં સ્થિર થાવ, હે સ્વંય પ્રકાશ આત્મ મારી સન્મુખ તમે પ્રગટ થાઓ. હે વાણી અને મન તમો બન્નેં મારા વેદ-જ્ઞાનના આધાર છો. એટલા માટે મારા વેદ-અભ્યાસનો નાશ કરો નહીં. આ વેદ અભ્યાસમાં હું રાત-દિવસ મંથન કરૂં છું. હું ઋત-ભાષણ કરીશ. સત્ય ભાષણ કરીશ, મારી રક્ષા કરો. વક્તાની રક્ષા કરો, મારી રક્ષા કરો. વક્તાની રક્ષા કરો, ૐ શાંતિ શાંતિ શાંતિ

**ૐ પૂર્ણમદ પૂર્ણમિદં પૂર્ણાતપૂણ, મૂદ્ચ્યતે,**
**પૂર્ણસ્ય, પૂર્ણમાદાય, પૂર્ણમેવાવ. શિષ્યતે ૐ શાંતિ શાંતિ શાંતિ.**
**ઈસા વાસી મિદ્દં, સર્વ તતકિંચ જગતંમજગત**
**ત્યેન તતકેન ભૂંજીથા મા ગૃધ કસ સીધનમ.**

## ભૂમિકા

પ્રસ્તુત પુસ્તકમાં વિભિન્ન વિદ્વાનો દ્વારા ગુપ્ત ધર્મ પર કરેલી શોધ તથા સૂફી-સંતોના જીવન-દર્શન એકત્રિત કરેલ છે. જેથી કરીને ભક્ત ભાવિકોને આ મતની પૂરેપૂરી જીવનગાથા તથા જ્ઞાન થાય પુસ્તક લખતી વખતે મારી એ સાધના હતી કે મનસૂર-અલ-હલાજ જેવા સંતોના ચારિત્ર ઉપર દૃષ્ટિપાત કરીને અગર





દેશવાસી સાંપ્રદાયિકનો મોહ ત્યજી દે તો દેશના મુખ પર લાગેલો કાળો દાગ મટી જાય. જે સ્વાર્થી લોકોએ લગાડેલ છે. ઈતિહાસ સાક્ષી છે કે સૂફી-મતને જે સન્માન ભારતમાં પ્રાપ્ત થયું તેવું સન્માન સૂફીઓને પોતાના મૂળવતનમાં મળ્યું નથી. સન્માનની તો શું વાત મનસૂર જેવા મહાપૂરૂષને પોતાના દેશમાં પ્રાણદંડની સજા ભોગવવી પડી. દેશવાસીઓ તેમને હંમેશા વિદેશી અજનબી સમજતા હતા. પોતાના સમજીને તો ભારતવાસીઓએ સૂફીમતને ગળે લગાડ્યો અને સિદ્ધ થાય છે કે સૂફીમતનું મૂળ વૃક્ષ ભારતમાં જ હતું. પણ તેના ફળો મેલ-જોલને લીધે ભારતથી દૂર રોપાયાં હતાં. સૂફી મત ભારતીય સંતમતની જેમ એક એવું બહુદર્શિય છે કે તેમના બીજનો પત્તો લગાડવો મુશ્કેલ છે. આ કારણને લીધે વિદ્વાનો સૂફીમતનો સંબંધ વિભિન્ન ધર્મ સાથે જોડવાનો પ્રયાસ કર્યો. પરંતુ આ તો બધા જ જાણે છે કે ઈસ્લામનો જન્મ તો ઈસા પછી થયો. પરંતુ સૂફી મત તો ત્યારથી હતો જ્યારે ઈસાઈ-યહૂદી મત ચાલતો હતો. તેનાથી પહેલા સૂફી મત ચાલતો હતો. ભક્તિ અને યોગની સ્પષ્ટ રૂપરેખા ન હોવાને કારણે ભારતીય વિદ્વાન તેમને ભારતની દેન સ્વીકારે છે. વાસ્તવમાં સૂફી મત ઈસ્લામથી નથી, ઈસાઈમતથી પણ નથી. બન્ને તેમને વિદેશી અને વિધર્મી સમજે છે. ખરેખર સૂફી મતની મિત્રતા ભારતીય આર્યધર્મ સાથે છે. ઉપરોક્ત ઐતિહાસિક સત્ય છે વર્તમાન ભારતમાં ગુજરાત રાજ્યમાં અમદાવાદથી નવ માઈલ દૂર હેમપુર પિરાણા સ્થળે એક સંમેલન સંત-સાધુ અધિવેશન વિશ્વ હિંદુ પરિષદના દસમા અધિવેશન દ્વારા એક અપૂર્વ સૂફી સતપંથી સૂફી સંત ઈમામશાહબાવાને માનવા વાળા સાથે ભારતીય સંત સાધુનું ઐતિહાસિક મિલન થયું. સતાનત સતપંથ એકતા ભારતીય સાધુસંતોએ સૂફી મતોને ગળે લગાડીને હૃદય સાથે ચાંપી લીધા. અપૂર્વ મિલન એટલું જ નહીં વિશેષમાં સૂફી સંત ઈમામશાહબાવા ટ્રષ્ટને એક સન્માન પત્ર શંકરાચાર્ય તથા સંતોએ સર્ટીફિકેટ રૂપે આપીને વધાવી લીધા. આ છે આજનું વર્તમાન.

(ઘટના તા. ૫,૬,૭, માર્ચ, ૧૯૯૪)

એશિયા ખંડમાં સાત મહાપુરૂષો થયા જેમને માનવજાતિના કલ્યાણનો વિચાર કર્યો. પ્રથમ કૃષ્ણચંદ્ર, બુદ્ધ, જરથોષ્ટ, ઈસુ, મહંમદસાહેબ, બે ચીનમાં વેદાંતિ થયાં લાઓત્સે, કન્ફયુસન્સ જેમણે સમસ્ત માનવજાતિનો વિચાર કર્યો. હા પૃથ્વીના પ્લેટફાર્મ ઉપર અલગ અલગ જગાએ સમય કાળના અનુસાર જ્યારે જ્યારે પાપની વૃદ્ધિ થઈ ત્યારે જનતાની તીવ્ર ઈચ્છાથી પ્રાર્થનાથી અવતાર લીધા, જેમ કે કૃષ્ણ, ભારતમાં ધર્મજ્યોતિ પ્રગટાવી તો બુદ્ધ ભારતમાં બીજી દિશામાં જ્યોતિ પ્રગટાવી. જરથોસ્ટે ત્રીજી દિશામાં, ઈસુ એ ચોથી દિશામાં મહંમદસાહેબે આરબમાં અને કન્ફયુસન્સ અને લાઓત્સે ચીનમાં ધર્મ જ્યોતિ પ્રગટાવી. અને બધા જ ધર્મ પતાકા, શિખર ખૂબ ઉંચાઈ ઉપર ગયા બધાનો ઉદ્દેશ્ય એક જ બ્રહ્મની પ્રાપ્તિ અને માનવકલ્યાણ માટે હતી આજ દિવસ સુધી માનવાવાળા ભૂલી શક્યા નથી. વાસ્તવમાં આ ધર્મશિખરો, અલગ અલગ દિશાઓ છે પણ પૃથ્વીના ઉપરે એક જ ધરતીના પ્લેટફાર્મ ઉપર છે. પણ માનવાવાળાઓ જુદા જુદા દેશના મારૂ ધર્મ, સારૂના ભેદભાવથી અશાંતિ વધતી જ જાય છે. શાંતિ લાવવા માટે સૂફી મત-સંતોએ અથાગ પ્રયાસ કર્યા છે અને માનવ-કલ્યાણ માટે પ્રયત્ન કરી રહ્યા છે.

ઇતિહાસ સાક્ષી છે કે આ કરોડો વર્ષની ધરતીના ઈતિહાસમાં એવો કોઈ મહાપુરૂષે જન્મ લીધો નથી કે બધા જ ધર્મોને સર્વત્ર માનવજાતિને એક સૂત્રમાં બાંધી શક્યા હોય. ચાહે અવતાર કા ન હોય. કોઈ પણ મહાપુરૂષ બધાને એકત્ર એકસૂત્રમાં બાંધી શક્યા નથી. છતાં પણ સૂફી સંતોના સંત-સાધુના પ્રયાસ ચાલુ છે. માનવજાતિના કલ્યાણ માટે.



# સૂફિસંત અને સાહિત્ય



સૂફી-સંત સાહિત્ય ઉદ્ગમ ઓર વિકાસ
લેખક પ્રો. જયબહાદુર લાલ
પ્રકાશક : નવયુગ ગ્રંથાગાર, સી-૭૪૭. મહાનગર, લખનઉ, યુ.પી.

## મિલન અવસ્થા

અસ્તિત્વના ગુપ્ત રહસ્યનો ભેદ વાણીથી તેમજ શબ્દોમાં વર્ણવી શકાતો નથી. સમુદ્રયાત્રીઓનું જેમ મુખ્ય વાહન મૌન છે, મૌનથી જ સમુદ્રયાત્રા પાર કરવાનો એક માત્ર માર્ગદર્શન અને આધાર છે. (મૌલાના રૂમિ)

## ફકિર મનસૂર-અલ-હલાઝ

અગર હૈ શોખ મિલને કા તો હરદમ લો લગાતા જા.
ન રખ રોઝા ન મર ભૂખા, ન જા મસ્ઝિદ, ન કર સિઝદા
વઝૂકા તોડ દે કૂજા શરાબે પ્રેમ શૌક પીતા જા

પકડકર ઈશ્ક કી જડ સફા કર દિલ કે ગૂજરે કો
દૂઈ કી ધૂલ રખ સર સે મસલ લે પર ઉડાતા જા
પ્લાલામય ખૂદી કા છોડ, પ્યાલા બે ખુદી કા પી.
નશે મે શેર કર પ્યારે, તુ હીં તું ગીત ગાતા જા
યહ ધાગા તોડ તે તસ્બી, કિતાબે ડાલ પાની મેં
મશાયક બન કે ક્યા કરના મસીખત કો જલાતા જા
ખુદા તુમ દૂર મત સમજો, યહી હે રાસ્તા મસ્તો કા
ખૂદી કો દૂર કર દિલસે નિવાલા, કૂફર્કા મત ખા
અનલ-હક્ક-નામ બર-હક્ક હૈ, યહી કલમા સૂનાતા જા.

ફિકર મનસૂર

## ગીતા

તસ્માત્સર્વેસુ કાલેસ્કુ મામનુસ્મર યુદ્ધ ચ
મધ્યર્પિત મનોબુદ્ધિર્મો મે વૈષ્ય સ્ય સંસયમ

ગીતા ૮-૭

ભગવાન અર્જૂનને કહે છે તું બધા સમયમાં મારૂં સ્મરણ કર, અને યુદ્ધ પણ કર

ઉઠત બેઠત સોવત નામ, કહુ નાનક જનકે સદ્કામ
મહામંત્ર જોઈ જપત મહેશુ કાશી મુક્તિ હેતુ ઉપદેશું
નૌ નિધિ પ્રભુકા નામ દેહિ મે વાંકા વિશ્રામ.

નાનક

## બુલાશાહ

મુસલમાન નહી સસરા રબના હિન્દુ નહી સાલા
રબી એક ઇશ્ક મહોબત બાજો મુહ દોનો કા કાલા
ના રબ તીરથમેં ના રબ મક્કા, ના રબદા ઘર શિવાલા
રબ કા ઘર ઔ હોવે બુલ્લા જિથે મિલા ઇશ્ક પ્યાલા

શિવાલીઓ બીચ શરારતી બસ દે બચકે જાઓ મસીદ
માલ પરાય દેખ કે હો જાંદે બદ નીત
સાંઈ જાત કુજાત ન દેખે, દેખે ઈશ્ક હુલારા
પ્રેમી ખેડ પ્રેમ નાલ ખેડ ન ભાવે નિંદા કરે જગ સારા
મુર્શિદ નઝર મહેર દી કીતી દિયા પ્રેમ પ્યાલા
પીંદીયા સારી હીં ચડ ગઈ મસ્તી હો ગયા નૂર ઉજાલા
ચૌદહ તબક દીઠે દિલઅંદર સાફ હો ગયા દિલ કાલા
બુલ્લેનું રબ અંદર મિલીયા ટૂટ ગયા કુફરર તાલા.

બુલ્લે શાહ

# પ્રસ્તાવના

## નિઝાર સાહેબ (નિઝર પંથ)

નિઝાર પંથના ભક્તો સાધૂ-સંતો, સાધકો નિઝાર મતનો જન્મ મિસરમાં લગભગ ઈ.સ. ૮૦૦ માં થયો હતો. તેમનો પ્રચાર ભારતમાં પીરસમ્સતબ્રેજ તથા તેમના પછી પીર સૌદરદીન થી શરૂઆત થાય છે. ગુજરાતમાં ઈમામશાહ બાવા એ પીરાણાની સ્થાપના કરી છે. લિરબાઈ, દેવાયતપંડીત રામદેવપીર, નિઝારી મતમાં હતા, ગટપાટ, નિષ્કલંકી પૂજા, સતપંથ ધર્મો, સનાતની નિઝારી પ્રસિદ્ધ સંત થયાં

(ખોજા વૃતાંત)

## કવિત

પરંમ ગૂરૂ કી પંરંપરા હમલા ઔર વાંઢાય મંઝલ મૈયા સાધવી,
કુકમા દાસ ગરીબ વાલદાસ હરિદ્વારમે જરા નિરોમણા ગો મોટી
ભક્તિ ભાુન ભોજાય કૈસે ભૂલૂ ભીમપુર પેરાકોટ કચ્છ કી ધરા
હમલા ઔર વાંઢાય પરમ ગૂરૂ કી પરંપરા.

(ઈશ્વર વિહારી વિલાસ, વાઢાંય કચ્છ) પેજ નં. ૮

## વાંઢાય કચ્છ

આ સ્થાન પચાસ વર્ષ પૂર્વે જૂના દ્વારાના નામ થી ઓળખાતું હતું. પૂજ્ય બાવા વિહારી





સાહેબ અને ઈશ્વર રામજી માહારાજની તપો ભૂમિ છે. આ સ્થાને આજે પણ ઈશ્વર રામજીનો ઢોલિયો જૂના ઓરડામાં પૂજાય છે. શ્રી દેવાપીઢાધિશ્વર બ્રહ્મનિષ્ઠ બાવા સાહેબ શ્રી રામસિંહજી શ્રી ગુરૂ જેઠી રામજી મહારાજ

(કચ્છ હમલાપૂરી) પેજ નં. ૧૦

## દુહા

જાડેજા કુલ મુગટ મણી અનાથના આધાર
કચ્છ ભૂજ ભૂપાલ શ્રી ખુદાવિંદ ખેંગાર,
લઘુંબંધવ શ્રી રાવના સાહેબજી સરદાર
સૂરવીર પુનિધિરતે દિનબંધુ દાતાર
સાહેબ કુલ પાન અતિ ભલપણ નો ભંડારક
સાહેબ દેવા સતગુરૂ લીધો ત્યાં અવતાર

(પેજ નં. ૧૪)

જિનઘર કૃષ્ન જનમીયાં કારણ પરથી કંલંક વંશ ૩૬ ઉપરે જાદવ કુળ નિષ્કંલક

(પેજ નં. ૨૦)

દેવા સાહેબ ૭૦-૮૦ વર્ષના આયુ ભોગવી હમલાપૂરીમાં જ મહા નિર્વાણ પામ્યા. તેમના પટ શિષ્ય જેઠી રામજી જાડેજા રાવ પરિવારમાં સતાજીના બે કુવર જેઠુજી અને અલીયાજી જેઠુજી તે જ જેઠી રામજી બાવા, શ્રી દેવાબાવાના શિષ્ય વિહારી સાહેબ નાંદલ શાખાના રાજપૂત હતાં. જામ રાયઘણજીના વંશમાં કબરજીની કબરશાખા અને રાઉજીની રાઉશાખા દલજીના દલ રાજપૂતો કહેવાયા. શ્રી વેરા બાલપણથી જ ભક્તિનો ઉદય થયો હતો. સામત્રના હોથીજી ભગત સાથે જ્યોત પાઠ-પૂજા ઈત્યાદિમાં આવતા જતાં હતાં, માનતા હતાં. આ જ્યોત પાઠની વિધિ નિઝાર પંથમાં આવે છે. એનો વિસ્તાર રાજસ્થાન, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છમાં હતો અને અત્યારે પણ છે. આ પંથમાં નિઝારી મત જેમાં રાવળ માલાદે રૂપાંદે, જેસલ-તોરલ, દેવાયત પંડીત, દાડલ દે લાખો-લોયણ, દેવીદાસ, અમરબાઈ, વેકરણ, લીરબાઈ, કેટલાક કાઠી ભગતો સિવાય સંત મૂળદાસ, મેગધારવાજી, ઉગમશી બાવા, ભાટી, રાવત રણસીંગજી, ખેમડો કોટવાળ, ગંગાસતી, પાનબાઈ, ઈત્યાદી ઘણા સંતો મોક્ષ પામ્યા છે. સિદ્ધ કોટીના સંતો થયા છે. એના આચાર્ય સિદ્ધશ્રી રામદેવજી મહારાજ માનવામાં આવે છે. ભાઈ પાઢલી પૂજા રે જોગી નાથની કઈ કઈ ઋષિમુનીએ જાણી. (પેજ નં. ૨૬, ૪૧-૪૨)

બાવાશ્રી વિહારી સાહેબ પોતાનું શરીર વાંઢાયે છોડ્યું અને દેરી બંધાવી છે. બધા જ સાધુ-સંતો ગુરૂ પરંપરા પ્રમાણે શરીર જમીનમાં સમાધિ આપવામાં આવે છે. વિહારી સાહેબના પીર કામલશાહ મિત્ર હતા. (પેજ નં. ૪૮)



આ સંપ્રદાયના લાલરામજી મહારાજે દિક્ષા લીધી જે મૂળ કડવા પાટીદાર પીરાણા પંથી હતાં તેમનો સંકલ્પ અને ઓધવરામજી મહારાજનો ભગીરથ પ્રયાસથી લાલરામજી મૂળ સતપંથી હતાં તેમના કુટુંબ પરિવારને તથા સમસ્ત જ્ઞાતિને વાંઢાય આશ્રમ હમલાપુરી નિઝાર સંપ્રદાયમાં જોડવા માટે સંકલ્પ કર્યો હતો.

વાંઢાય આશ્રમ હવે કેશવદાસજી મહારાજના મિત્ર ખોજા ઈસ્માઈલ ભગત કેરામ થઈ ગયા તેમની કબર પૂજાય છે ત્યાં શિવાલય કેશવદાસજીએ બાંધી આપ્યો ખોજા ધર્મ નિઝારી પંથ છે તે તેઓ જાણતા હતાં. (પેજ નં. ૧૦૯)

વાસ્તવમાં આજે પાટીદારોના પ્રતાપથી વાંઢાય આશ્રમ સ્વર્ગનંદન જેવું દીપી રહ્યું છે. જોવાલાયક સ્થળ છે.

## ઓધવરામજીનું ભજન (પદ નં. ૭)

રહે નહી રાજા-રાણા, એક દિન છોડ સબે ચલ જાના,
ખેલ મુસાફિર હે દો દિનકા આખિર મે મર જાના
બાજીગર જૈસી રચના તીન મે કયા ભરમાના
આદમ તેરા નામ મુસાફિર કયા કરના અભિમાના
જૂઠા હે જંજાલ મુસાફિર સુમર પ્રભુ કો શ્યાના
દાસ ઉદ્ધવ કહે મિલના કઠીન હૈ એસા ઉત્તમ ટાના

વાલદાસ મહારાજ હરિદ્વાર (યુ.પી.) (પેજ નં. ૨૭૭)

## નામ-માલા

ૐ તત્સત શ્રી નારાયણ તું, પુરૂષોત્તમ ગુરૂ તું,
સિદ્ધ-બુદ્ધ તું, સંકન્ધ વિનાયક, સવિતા પાવક તું.
બ્રહ્મ, મજદ તું, યહવા શક્તિ તું, ઈસુપિતા પ્રભુ તું.
રૂદ્ર વિષ્ણુ તું, રામ-કૃષ્ણ તું, રહીમ-તોઓ તું,
વાસુદેવ, ગૌ, વિશ્વ રૂપ તું ચિદાનંદ હરિ તું.
અદ્વીતિય તું, અકાલનિર્ભય તું, આત્મલીંગ શિવ તું,

# અથ-લા સ્ત્રોત્રમ

ૐ ઍં રહીં ક્રીં કલીં, ચામુંડાય વિચ્ચે

અલાહે રહીમ કરીમ કલીમઅલીયુલ-અસિમ

સર્વ ખલવિંદ બ્રહ્મ

## દોવા મુખીની ક્રિયાની લખી છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

પ્રથમ આઠ લાખ કરણ મધે ગોર ઈમામે બંદગી કીધી
ત્યારે હાલમાલ ભેસ્તની કુંચી તે લઈ ઈમામકું દીની ૧
ભેસ્તની કુંચી ગોર ઈમામને હાથ દોજકની કુંચી ફીરસ્તા અજાજેલની પાસ ૨
જેધર્મને માર્ગે ચાલશે તે સહી અમરાપર માલશે ૩
ત્યાં મલશે સતગોર સાહાના દેદાર, ત્યારે ચૌદભવન શાહા ઈમામને દરબાર ૪
જે સ્વર્ગ મૃત્યુને પાતાળ તે સતગોર સાહેબ સરજન હાર ૫
આજે તેનો ભેદ ન જાણે કોઈ અને સાચા મુનિવર બુજે સોઈ ૬
બીજી કોઈના જાણે દુનિયા લોક આજ ગોર નર રહ્યા જગમા અલોપ ૭
તેના ચંતની કોઈ વાત ન જાણે, સર્વે આપે અકલે રહ્યા વખાણે ૮
માઈને બાપ બહેન-બંધવ નહીં કોએ, ત્યાં મૂરખ હાથ ઘસતા જોએ ૯.
તમે સાચા મુનિવર જાણો જેહ, આપ મોરાદા નસ્ટે દોજક જાસે તેહ ૧૦

તમે ગત માહે મળો મુનીવરભાઈ ત્યાં અમી નીસાની લોને જોઈ ૧૧
મુખી તે જે જીવને મોક્ષ જ આલે, મોક્ષ મુગતના માર્ગ બતાવે ૧૨
મુખી તે જે કોઈને ઘેર જો જાવે, તો ઉનકે જીવકા ભલા કરાવે ૧૩
મુખી તે જે અસત્યને માર્ગે ન જાવે જીવને મોક્ષ મુક્ત કરાવે ૧૪
મુખી તે જે સર્વે બલા નિકાલે, લખચોરાસીના ફેરા ટાળે ૧૫
મુખી તે જે મુવા માન્વીને જીવતા કરે જીનકા દલ હોવે તેના કારજ સરે ૧૬
મુખી તે જે સર્વે ઘરકા જીવ આવે, તેની બમણી કમાઈ કબૂલ કરાવે ૧૭
મુખી તે જે ડાહ્યા હોવે સારે જીવકું વૈકુઠમાં લાવે ૧૮
મુખી તે જે આપે અમર ભેદ જાણે અગમ-નિગમ કી બાત પિછાણે ૧૯
મુખી તે જે સુદ-બુધ બરસાત કી જાણે, સર્વે નગર કી બાત પ્રમાણે ૨૦
મુખી તે જે પીર-પયગંબરકુ નજરે દેખે જરણ મરણ કા હાલ જ પેખે ૨૧
મુખીતે જે સત-વાત સાચી કરી માને, ત્યાં કમાઈ સહી કરી જાણે ૨૨
તે મુખીની સેવ અમર જાગે જે સતસબૂરી સંતોક માગે ૨૩
જે એક મને એક-ચંતે સતપંથેધાએ તે મુખી તો વૈકુંઠમાં જાયે ૨૪
જે દશોશ સુક્રીત ખરા મુનિવર હશે તે જીવ તો અમરાપર જશે ૨૫
તમે રૂખેસર સાહેબસુ રાખો ચિત ગોર ગતમા મળવું નિતનિત ૨૬
તમે અમરાપરમાં જાસો સહી આજ ભુલાવે ન પડશો કોઈ ૨૭
ભૂલા કાઈ ભમો છો ગમાર સાચા રૂખેસર તે સચ્ચી યાર ૨૮
રૂખેસર હશે તે સાહેબના સેનમાં મળશે, નુરાને ઘોડે મુનિવર ચડશે ૨૯
ગોરનર આગળ હજુર ફરસે, નિત નિત દેદાર સાહેબનો કરશે ૩૦
જ્યારે આવી આપ સાહેબ તખતે બેસે ત્યારે નિત નિત દેદારી મુનિવર રહેશે ૩૧
આજ ગોર ગતમાહે મલીને કરો તખત બેસે, ત્યારે નિત નિત દેદારી મુનિવર રહેશે ૩૨
આજ ગોર ગત માહે મલીને કરો કમાઈ,
ભણે ગોર ઈમામશાહા તમે સતે ચાલો સચીયારા ભાઈ ૩૩

સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હકલાએલાહાઈલલલાહો મહમદૂર રસુલિલ્લાહો
(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપ, ૐ શાંતિ શાંતિ શાંતિ.)

# (૧) દોવા દેવ સ્થાપનના મંડાણની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

તમે સુણો મુનીવર વેદ વિચાર મુખીતણા કરીઆ આચાર ૧
આવી ગતમાહે હેજંદા કહે એક મનો થઈને ઉભો રહે ૨
ગોરગત પાસે માંગે વચન નિર્મળ કરાવે જીવને પંડ ૩
ગોરગત મળીને કરે આશિષ આજ ગત માહે ગોરનર છે જગદીશ ૪
ત્યાં નાના મોટા સૌ કરગરે જપે પીરશાહ ને તોબા કરે ૫
કહી ફરમાનને માણજ લહે તાહાં નરવખ થઈને ઊભો રહે ૬
હૃદય રાખે પીરશાહનો જાપ તોબા થકી ઉતરે પાર ૭
માણ તણી આશિષ જો કરે જાપ જપે પાતક ઉતરે ૮
દો જણ મલીને ઉતરાવે માણ એક બીજાને કહી ફરમાન ૯
માણ ઉતારીને ઊભો રહે નમી ગતને હેજંદા કહે ૧૦
એક મનો થઈને ડગ જો ભરે અને મુખી તણે આસને સંચરે ૧૧
આસન જઈને કરે હેજંદા બક્ષે ગુના ગોરગતના બંદા ૧૨
બેડી આસન બેસે કાયા દિલથી દૂર કરે મોહમાયા ૧૩
જે સંત સંતોકે બેસે સહી તે દયા ખેમ્યા રહેણી સહી ૧૪
પુરવ દિશા પુંઠજ ધરે ને પશ્ચિમ દિશા સન્મુખ કરે ૧૫



સ્વર્ગમાં લઈ જનારો બુરાખ



દૂલદૂલ ઘોડો



મહોર નબુવત



ઝુલ ફી કાર

દક્ષિણ મેલે ડાબે પાસ જમણી ઉત્તર પૂરે આસ ૧૬
ગોર ગતને પૂછે ફરમાન કહી જગનનું માંડે કામ ૧૭
ત્રણ દરવાજા, બંધ જ કરે જ્યાં થકી પવનના સંચરે ૧૮
કહી ફરમાનને માંડે પાટ સર્વે જીવ તણા મુકતા ઘાટ ૧૯
માંડી પાટને અક્ષત પૈસાને કલશ જો લે ત્યારે ધૂપ દીવાને અર્પણ કરે ૨૦
ભરી કળશને ગુજારે આપ ભણે કાંડી પીરશાહનો જાપ ૨૧
માંડી કળશને એક ચિંતે રહે આખા લઈને કળશમાં ધરે ૨૨
ફૂલ હાર ઘટ પાટે ધરે ચુવા ચંદન અર્પણ કરે ૨૩
આલ ભણીને ઉપજાવે નૂર આલે નિરંજન છે ભરપૂર ૨૪
ત્રણ દેવની પૂજા કરે નૂર લઈને કળશ માં ધરે ૨૫
નૂર માહે શક્તિનો વાસ, નૂરે નારાયણ થાય પ્રકાશ ૨૬
પાંચ તનતો નૂરમાં રહે ચોવીસ પાત્ર કળજૂગમાં છે. ૨૭
એક મનો થઈને મુખી જો ભણે ગોરનર આલે એક કરી ગણે ૨૮
આલે ગોરનર બેઠા સહી દોવાથી મુખીએ દીઠા તહીં ૨૯
પ્રદક્ષિણાનું મોટુ દાન પૂજીએ તો મેરૂ સમાન ૩૦
એવી દોવા મુખી જો કરે કળશ આગળ પરસાદ ધરે ૩૧
જીવતો મરતંગ હોઈને રહે દુખસુખ દિલના સદગોરને કહે ૩૨
પૂજા કરે કળશની સાર માહે નિરંજન સચરાચાર ૩૩
મુખી તે જે ભાર ગતનો આપે સહે પરવેદના દુઃખ દિલમાં ગ્રહે ૩૪
મુખી તે જે મનમારીને રહે મુખમાંથી મર કોઈને ન કહે ૩૫
નત નત હાલ ગુજારે આપ દુવા ભણીને ઉતારે પાર ૩૬
કરી આશિષને છોડાવે કર્મ ગોરગતની ક્રિયા આચારે વાંધે ધર્મ ૩૭
બોલે સાચું ને વચન પાળે બાર કરોડીને સંગે જઈ મળે ૩૮





મુખી તે જે એટલી ક્રીયા પાળે નિત નિત હાલ ગુજારીને માણજ લહે ૩૯

મુખી તે જે ક્રિયા આચારસુ નિર્ભયરહે એવી દોવા તે ગોર ઈમામશાહ કહે ૪૦

**સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હકલાએલાહાઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો**
**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપ, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

## (૨) દોવા મુખીને તોબા પઢવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

સાહેબ તોબા હજારવાર આ બંદા ગુનેગાર બકસો ગુના લાખ અવલ આખર સાહા મુરતુઝા અલી પાક, અવલસાહા અલી, આખર ઈમામ મહેંદી. જાંબુદીપના ધણી વિષ્ણુ નારાયણ વિશ્વના આધાર સૃષ્ટિના સર્જનહાર જાંબુદ્વીપે ધર્યો અવતાર રહેણી કીજે ખેર, દિવસ કીજે મહેર નેકનજર ધરો, બંદાની મુશકેલ આસાન કરો.

**સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હકલાએલાહાઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો**
**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપ, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

## (૩) દોવા મુખીને આસન આગળ રહીને ભણવી

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીરકબીરદીન સતગોરપીર સુદરદીન, સતગોરપીર સાહેબદીન સતગોરપીર નસીરદીન સતગોરપીર સમસ્તદીન નરઅસલામશાહા









નર અલી નિરંજન નામ નબી નૂર સતગોર તમારી દોવા. પ્રથમ અહંકાર અહુંકારથી ધંધુકાર નિરંજન નીરાકાર, તમે સૃષ્ટિના સર્જનહાર સ્વામી તમે ધર્યા અવતાર, સ્વામી દિનમાં તમે, દુનિયામા તમે, જાહેર તમે, હજૂર તમે, કાયમ તમે, દાયમ તમે, અવલ તમે, આખર તમે, નૂર તમારૂ, જહૂર તમારૂ, ભાવ ભક્તિ ઈમાન અમારૂં અમે બંદા ગુનેગાર તમે સાહેબ ગુના બક્ષણ હાર બંદાને દેદાર દેજો આખર વેળામાં ઉગારી લેજો તમે આસન સીંહાસને આવીને પરવરો કીધા ગુના બક્ષો બીજા ગુના ન કરાવશો, પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ, કરોડીના મેળા દેજો, લખચોરાસીના ફેરા ટાળો સઘળી જમાતસુ દેદાર આલો સ્વામી એકાંત કરો દોહાંત દૂર કરો ધર્મ સ્થાપો ને પાપ કાપો સમજણ આપો સતીઓની સોબતમાં રાખો સમર્યા સહાય કરો કરગર્યા કાન ધરો, આવા ગમન દૂર કરો સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા,હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

------

## (૪) દોવા મુખીને આસન ઉપર, પહેલો જમણો પગ મુકીને ત્યાં ઊભા રહીને હાથ જોડીને ભણવી.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

સાહા હેજંદા કાયમ દેવ પાયા સતગોર નૂર પાયા સહા પાયા, સાહાકા દેદાર પાયા, સતીઓની સોબત પાયા, ઋષિઓના રાજ પાયા, અમરાપુરમાં વાસ પાયા અંનત



કરોડીની સોબત પાયા સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

## (૫) દોવા પાટ માંડવાની ઘટના આસનની છે

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

સ્વામી તમે અહુંકાર માહે આપોઆપ શક્તિ રૂપી જપાવો જાપ શક્તિ રૂપી રચ્યો સંસાર શક્તિ વેદ ઉત્તમ આચાર હેઠળ શક્તિ ને ઉપર કલા પાંચ દેવ તે સંભરે ભરા આસન શક્તિ નૂરી તેજ નૂરે ખલક્યાં નિરંજન હેત શ્રેષ્ઠ શક્તિ મીટી સહી મીટી બાજનાં ઉપનાં કોઈ માટી ઘટ ને માટી પાટ માટી મોક્ષ મુગતની વાટ સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

## (૬) દોવા પાટ માંડીને સરદો કરવાની છે

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

નવતન અસલામ અરજતલા સલામ, મામા અરજુલા સલામ, અજાબ અમલ હરામ, શક્તિ માતા સલામ, ગોર અજબ સલામ, હકસાહા મુરતજાઅલી અલા તમે, અલખ

તમે, કાયમ તમે, કિરતાર તમે, સાહા પાયા અમે, સબકુલ જમીપર સિજદા, સિજદા મન સાહેબ, સાહેબ મન ફકર, ફકર અન અલા, અલા મન મહમદ, મહમદ મન ઉમત, સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૭) દોવા પાટ ઉપર આખા મુકવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીરકબીરદીન , સતગોરપીર સોદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમસદીન, નરઅસલામશાહા નરઅલી નિરંજનમ નબીનુર સતગોર, તમારી દોવા. પ્રથમ આદ નિરંજન ધંધુકાર, સૃષ્ટિને કારણે ગોર નરે લીધા અવતાર ધંધુકારમાં ધ્યાનજ ધરી, છત્રીસ જુગને ચોરાસી ચોકડી પેલી કરી, પેલા સરજ્યા બ્રહ્મસંતન, તેહેથી સરજ્યા રોહો રતન, આપ સતનથી જરીઓં નુર, તેહનાં સરજ્યાં ચંદ ને સુર. નારણે સરજી મુરત ચાર, ચતુર વેદને અહુંકાર, અહુંકારથી સરજ્યા સતપંથ, ધરી અવતારને બાધ્યા બંધ અથર્વવેદને ચોક સીહાસને આવો, ઘટમાં આવીને વાસ કરો, પાટની પુજાએ રહો, કળશમાંહે કળા ધરો, ઘટ ગતમાં આવી પરવરો, આદ બ્રહ્માએ ઘટ સ્થાપ્યા ચોદીશે નાખી ફરોઈ, અનંત રૂપે ચરિત્ર કીધા કરતા મુરત સોહી અરલોક પરલોક દેવલોક જમલી જમાત ગોર ગત ગંગા ફરમાની બંદાને ઈમાને ઈજનેમેં કબુલ કરો કળમાંહે તમારી કળા ધરો. અલી નિરંજન નિષ્કલંકી પાત્ર સતગોર સુદરદીન નર અસલામસાહાની કરાવી જાત્રા, ઈમામશાહા નરમહંમદશાહે દીધો દિદાર જીવ સહી કીધા કરોડી બાર. નબીનુરસતગોર આદ બ્રહ્મા

પીર સમ્સે સ્થાપ્યા ધર્મ પીર, સોદરદીને જપાવ્યા જાપ, પીર કબીરદીને કીધા પાક. ઈમામશાહા નરમહંમદશાહે પુરી સાંખ મુખી સ્થાપ્યા સવાલાખ સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૮) દોવા પાટને ચારે દિશે પૈસા મુકવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

સ્વામી આજ કલિયુગનું વર્તમાન જો નારાયણનું સ્થળ, ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર, ઘટ મધે ચૌદ લોકનો વાસ તેત્રીસ કરોડી દેવતા નો પ્રકાશ. ઘટ મધે બ્રહ્મા વિષ્ણુનો પરિવાર જો આજ કલિયુગમાં હોવે તેનો વાસ પાત્ર નિષ્કલંકી નારાયણ તે નરઅલી મહમંદશાહ સિહાંસન તમારૂં તમે સ્થાપો તમે બેસો, સત તમારૂં દત્ત તમારૂં, કરમ તમારૂં ધર્મ તમારો, દિવાન બાદશાહજી આ બંદા ગુનેગાર તમારી પનાહમાં રાખો, કરગર્યા કાન ધરો. સમર્યા સહાય કરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- *** ---

## (૯) દોવા પૈસા મુકીને સીજદાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

પ્રથમ આદ નારાયણે કીધો વિસ્તાર ત્યારે દિશા લખી ચાર, ચતુર દિશા માંહે કિધા ચતુર મુકામ ત્યાં સતગોરે સાહાના દેખાડ્યા ઠામ. જાયલા ફાયલા અરજલા ખલીફા ચતુર કલફની સાંખ ધરી. ગોર નામ ભણાવ્યાં હરી જાંખા. મેધા કેનર અનંત જેણે અવીચળ રાખ્યાં સત. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્વિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- *** ---

## (૧૦) દોવા કળશને ધૂપ લોબાનની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

આહે દરૂદ જાહેર દરૂદ દરૂદ નબી ઉપર, અલ્લાહો ફાતીઆ અગર જલે પીડા ટળે, સાહેબ જાગે, સેતાન ભાગે, ધૂપ ત્યાં રૂપ, દેવ ત્યાં પૂજા, અલખ નિરંજન નિરાકાર અવર દેવ નહીં દૂજા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્વિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- *** ---

## (૧૧) દોવા દીવા જ્યોતને પ્રણામની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

ગોર દીવો, ગોર દેવતા, ગોર વીના ઘોર અંધારા, ગોર વીના જુગતી નહીં ગોર વિના મુક્તિ નહીં. મન તાળું કલમો કુંચી, ખોલો ધર્મદ્વારા, દેખો મહંમદશાહાકા દેદાર જાગે જ્યોતને ભાગે છોત સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- *** ---

## (૧૨) દોવા કળશમાં જળ ભરવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન, સતગોર પીર સોદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમસદીન, નર અસલામસાહા, નરઅલી નિરંજન, નામ નબીનૂર, સતગોર તમારી દોવા, ૐ, ઉનાદ સાદ, શબ્દ, નૂર , તેજ, બંબ, આપો આપ ઉપાયા ઈંડ, ઈંડ માહે થી સરજ્યાં પીડ, પીડ માહે ઈચ્છા કીધી, અનંત કળા વરતી લીધી, ઈંડ છેદીને ઉપન્યા આપ ચતુર મુરત કીધી થાપ, કહી ફરમાને અહુંકાર, પ્રગટ કીધી મુરત ચાર, ખાણી વાણી સરજ્યા વેદ જુજવા વારાના જુજવા ભેદ, આલે કુરસીમાં છે ભરપુર અસતળ બાંધી સરજ્યાં નૂર, નુર કાંડી અજંપા જાપ ચતુર મુરતને નિરંજન આપ, અનંતદેવ તે ઉપન્યા બ્રહ્મ મચ્છ કલશ કરીને સ્થાપયા ધર્મ. સ્વામી પુરૂષને શક્તિ સાર, વિષ્ણુ જળને કળશ કીરતાર, આસા પુરો વાસ ધરો, નૂરનો પ્રકાશ કરો, કળશ માહેં કળા ધરો, રૂખેશર જીવને પાવન કરો. નબીનુર સતગોર

નર અસલામશાહા, સતગોર સલાઓદીન, પીર સમ્સદીન પીર નસીરદીન પીર સાહેબદીન, પીર સોદરદીન, પીર કબીરદીન, પીર ઈમામશાહા અરજ કરે. જાંબુ દ્વીપે કુંવારીકા ક્ષેત્રમાં નિષ્કંલકી નારાયણ અરબી રૂપે કળશ માહે કળાં ધરો ઘટમાં વાસ તમારો કરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૧૩) દોવા કળશ માંડીને સીજદાની છે

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા. વિષ્ણુ ઉપજંતે મહાવેવારંગ, શક્તિ ઉપજંતે અનંત ત્રતવંગ સ્વામી તમારું સીંહાસન સ્થાપો તમે નૂરે પરવરો ઘટમાં તમારો વાસ ઘરો તમે અનંતવાર સ્થાપો તમે અનંતવાર ઓચરો તમે અથર્વવેદને વાયકે ફળો તમે આદ નારાયણ કળા પ્રકાશી ત્રણ દેવ પેદા કીધા તે દેવ યુગોયુગ આવી અવતર્યા ઘટે બ્રહ્મા ઘટે વિષ્ણુ ઘટે દેવ મહેશ્વર અર્થવેદની કળા ધરો ઘટમાં અલા ઈશ્વર તમે કરતા તમે હરતા આદ બ્રહ્માએ ઘટ સ્થાપીઓ ચૌદીશે નાખી ફરોઈ અંનતરૂપે ચરિત્ર કીધા. કરતાર મૂર્ત સોહી. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

---

## (૧૪) દોવા કળશ ઉપર આખા મુકવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન, સતગોર પીર સોદરદીન સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન સતગોર પીર સમ્સદીન, નર અસલામસાહા નરઅલી નિરંજન નામ નબીનૂર સતગોર તમારી દોવા પ્રથમ આદ નિરંજન ઓમકાર, ઓમકારથી ધંધુકાર, સૃષ્ટિ તણો કીધો વિસ્તાર, મનમાં હરીએ ધરીઉં હેત. તાંહા રચ્યું એક બ્રહ્મજ ખેત બ્રહ્મા સ્તનથી જરીઆનુર, તારે સરજાં રોહો રતન ભરપુર હરીએ કીધાં દૃષ્ટે કાંમ, તારે સરજ્યાં પીંડને પ્રાણ તે પીંડમાહે મેલી માયા, અનંત સરૂપી સરજી કાયા.જળ આક્ષતે પુરોવાસ, આદ નિરંજન માંહે પ્રકાશ, કળશે ચાર મૂરત મળીને કરો જુગત, રૂખેસર જીવને આલો મુગતી, નર અસલામસાહા દાતાર, નર અલીમહંમદસાહા હુશેનીમાં સરદાર, જાંબુદ્વીપે ભરતખંડે કુવારકાં ક્ષેત્રને સ્થળે બેસો તમે નિરંજન નિષ્કલંકી નારાયણ સાહેબ સુલતાન બાદસાંહાજી નબીનુર સતગોર બ્રહ્મા તમે અક્ષત સ્વરૂપે કળશમાં કળા ધરો, ઘટમાં તમારો વાસ ધરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્વિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

—*****—

## (૧૫) દોવા કળશમાં આખા તારીને સરદો કરવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર, કબીરદીન, સતગોર પીર સોદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, સતગોર પીર સાહેબદીન, નિરંજનના નબીનૂર સતગોર તમારી દોવા સ્વામી પાનફૂલના ભોગદારી તમે

છા આસના વાસનાના ભોગદારી તમે છો, ઘટપાટના ઘણી તમે છો, ઘટ માહેં તમારો વાસ તમારો છે, સ્વામી દાતા ભોગતા તમે છો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદ નારાયણ ઘટમાં વાસ પુરો, અવલઆખરના ઘણી તમે છો અર્થવવેદની કળાધરો, તમે પ્રગટરૂપ કરો જાંબુદ્વીપના સુલતાન સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્વિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૧૬) દોવા ગટપાટને ફૂલહાર ચડાવવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન, સતગોરપીર સોદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, નર અસલામસાહા, નરઅલી નિરંજન નામ નબીનૂર સતગોર તમારી દોવા, મહંમદ રસુલહુ, જલજલાલહુ, વેનામત મયો, અલ્લોવેનામતવકી અલો વેનામતે નસીબ સાહેબ સતાર. સાહેબ ગુફાર, સાંહા, અવતાર, સાંહા પાત્ર, સાંહા બેલી, સાહાં ખાલક, સાહાં અવલ, સાંહાં આખર, સાંહા અવતાર, સાંહા પાત્ર, સાંહા મચ્છ, સાંહા કોરંભ, સાંહાં વરાહ, સાંહાં નરસીંહ, સાંહા વામન, સાંહા ફરસુરામ, સાંહા રામ, સાંહા, કૃષ્ણ, સાહાં બુદ્ધ, સાંહા, નિષ્કલંકી નારાયણ, નિરંજન નિરાકાર, અલી નબી થકી સૌને દેદાર, નર અસલામ સાહા દાતાર, સતગોર સોદરદીન સાર,નબીનુર સતગોર ઈંદ્ર ઈમામસાહા, નરઅલી તમારાં નામ ઉપર બલિહારી જાઉં તમારાં કામ કર્તવ્યથી વારી જાઉં. અનંત અવગુણ અમારા આ બંદા ગુનેગાર, બાદસાહાજી તમેં ગુના બકસણહાર, જાંબુદ્વીપ કુવારકાં ક્ષેત્રમમાં રૂખેસર

જીવોને આલો દેદાર સાહેબ તમે મહેર કરો, કળશ માંહે કળા ધરો, સ્વામી તમે ફૂલ સ્વરૂપે કળશે પરવરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્‌ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

  

## (૧૭) દોવા ઘટપાટે ચુંવાચંદન અબીલ ચડાવવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.સ્વામી પાન ફૂલના ભોગતારી તમે છો, સ્વામી આસના વાસનાના ભોગતારી તમે છો, સ્વામી કેશર કસ્તુરીના ભોગતારી તમે છો, સ્વામી અગર ચંદન મુસકના ભોગતારી તમે છો, સ્વામી અતર અબીલ ગુલાલના ભોગતારી તમે છે, સ્વામી પ્રેમળ વાસનાના ભોગતારી તમેછો સ્વામીદાતા ભોકતા તમે છે, સ્વામી પાન ફૂલનો આહાર તમારો છે, સ્વામી આહાર વેવાર પાન ફૂલનો તમે લો આહાર. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્‌ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**



## (૧૮) દોવા ગોરનરની આલ ગાયત્રી છે.

મુખીએ હાથમાં ગોળી જાલીને બુધ લગી આલ ભણવી પછી કળશ માંહે ગોળી ગોળવી, મીરાં મહંમદસાહા લગી આલ ભણવી.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

પ્રથમ પરમેશ્વરા, પ્રવાદે જલ સાગરા, સેવાને કારણ હેત રચંતે ધરતી ઉપર પાઉં ન દેતવા સદા સર્વ પરલેગત. પર્થમ લીન વર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી તમે આદ નિરંજન નિરાકાર ત્યાં કવન ચેન પરીવતતે, દબદેહી તે આદ પુરૂષ નારાયણ. આપ મને આપ ધ્યાન કરતવંગ હો સ્વામીજી, તે નુર નીરવાણ આપ હસ્તકે, તદા નિરંજન તે નિરાકાર, ત્યાં લીલ વર્ણ તે ધંધુકાર તારે નહીં સાદ, નહીં શબ્દ, નહીં ઉનાદ, નહીં ઓમકાર, નહીં ઉતપત્ત, નહી રેવત, નહીં રચના, નહીં પવન, નહીં પાણી, નહીં ખાણી, નહીં વાણી, નહીં વેદ, નહીં ભેદ, નહીં જળ, નહીં કમળ, નહીં હમલ, નહીં વમલ, નહી પર્વત, નહીં પાષાણ, નહીં નદીઓ, નહીં નવાણ, નહીં સમુદ્ર, નહીં સાગર, નહીં ગીરીવર, નહીં કૈલાસ, નહીં મેરુ, નહીં મેખળા, નહીં સવર્ગ, નહીં નર્ક, નહીં મરત, નહીં પાતાળ, નહીં ધરતી, નહીં આકાશ, નહીં ચંદ્ર, નહીં સૂરજ, નહી તારા, નહીં ધ્રુ, નહીં મેઘ, નહીં મંડળ, નહિ રહેણી, નહિ દિવસ, નહિ પોકળ, નહિ જરણ, નહિ મરણ, નહીં સૃષ્ટિ, નહીં સંયોગ, નહીં ભાવ, નહીં ભેકાર, નહીં રૂપ,નહીં રેખા, નહીં રાગ, નહી ભાષા, નહીં દમ, નહીં કદમ, નહીં ધર્મ, નહીં ધર્મકાર, નહીં રીત, નહીં કરીત, નહીં યોગ, નહી યુક્તિ, નહીં શક્તિ, નહિ ભક્તિ, નહીં મોહ, નહીં માયા, નહિ કામ, નહીં કાયા, તારે ભાવ ને ભેદ કાંઈ ન હુતા તદા આદનિરંજને કઈ પેરે સંસાર નીપાયા, તહાં સ્વામીજીએ પ્રથમ લીલવર્ણ ધંધુકાર,મધે, અહુકાર અહુકારથી હેત ધરીઆ, હેત થકી નીર જરીયા, નીર થકી ખીર કરીઆં, ખરી થકી ફિણ ઉપાયા, ફિણ માંહેથી ઈંડ નીપાયા, ઈંડ થકી રચંતે સર્વ રચના, ત્યારે ઈંડ છેદીને ત્રણ ભુવન સજર્યા હો સ્વામીજી, પરથમ તે જમીનનાં જડબંધતાં યુગ પાંચ, પાંચ જુગતો પીયાળ, થોભતાં પાંચ જુગતો ગડમેરૂં ઉઠતાં, પાંચ યુગતો બ્રહ્માંડ જડતા, આઠ યુગતો ગીતા ગાયત્રી ઓચરતાં, નવ યુગતો નિર નરવાણ ભરતાં, બાર જુગતો રૂઢમાળ ફરવંતા, વીસ જુગતો વિભૂત વનસ્પતિ વસંતા, ત્રણ જુગતો ત્રિભોવનના ત્રિશુળ ઘરંતા, એક જુગતો અહુંકાર બોલીભણતા,

એવા તોતેર જુગતો થઈ ગયા સ્વામીને અટકળ કરતાં. તદા અગમ અગોચર સતગોર, બ્રહ્મા નરનારયણ દેવ મહેશ્વર એ ત્રણ દેવની જે કોઈ પૂજા કરે, તેને આવાગમનના ફેરા ટળે તદા સ્વામીજીએ પેલા રોપા સત, સત ઉપર દત, દત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજાં, ગજાં ઉપર નીલ, નીલ ઉપર શેષનાગ, શેષનાગ ના સીર ઉપર ધબળો ધોરી, ધબળા ધોરીની સીંગ ઉપર એક રાઈ. એટલા ઉપર યત્ન કરીને સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ, જે કરણ કલફના અવતાર પાત્ર, તે સુણો સૂખેસર ભાઈ, જ્યાં થકી સ્વામીએ રૂપ ધર્યા તે રૂપ ઓળખીને આજ કરો કમાઈ પ્રથમ નામ તો નીલ, અનીલ, સુન, સાન, નાંન, જ્ઞાન, મેઆન, નૂર, તેજ, જળ, કમળ, કદમ, આદબુદ, નાદબુદ, ગજતત્ત્વ, પરેમતત્ત્વ, આદપુરૂષ, આદપુરૂષથી અહુંકાર, અહુંકારથી ચાર વેદ પ્રકાશ, આદપુરૂષથી નાભિ ચક્ર, નાભિ ચક્રથી ભવે ગોર બ્રહ્મા, સતગોર બ્રહ્માથી સર્વે સુષ્ટિની ઉત્પતી જે ચાર કલફના અવતાર પાત્ર તે સાંભળો મુનીવર ભાઈ, જ્યાં થીક ગોરનારે અવતાર લીધા,તે અવતાર ઓળખીને આજ કરો કમાઈ, પ્રથમ નામ તો અહું, ઉનાદ, અવીગત, અહેદ, હવ, કવ, તત્વ, ધર્મ, તેજ, કેવળીક, નાદ, ઓતર, હરીતક, પુર્વા, અતીતવંસી, પરમરૂષી, વંસ તો શ્રી મચ્છ, મચ્છાના મનઈત, ઉગ્રસેન, અજુવત, બેહસપત, અશ્વમિત્ર, પ્રીકમરૂષી , વસતોશ્રી કોરંભ કોરંભના વસરત, દકાઈત, કાજમ, પ્રજાપત, દાઢ્યમરૂષી, વંસતો શ્રી વરાહ, વરાહના દેહર, રૂપક, કેશવ, નસખલીપત, ગૌતમ, અમીરખ, વંસ તો શ્રી નરસીંહ, નરસીંહના મુનાયક, વંસવઢવણ વીરલોચન, કશ્યપરૂષી વંસ તો શ્રી વામન, વામનના માનધાતા, પૃથ્વીજય, અસરત, જગદગ્નરૂષી, વંસતો શ્રી ફરસુરામ, ફરસુરામના રગુ, નગુ, જજાઈત, કેવળીક, અજેપાળ, દશરથ, વંસ તો શ્રી રામ, શ્રી રામના લવ, પદમ, પરિક્ષીત, વીરપાળ, વાસુદેવ, વંસ તો શ્રી કૃષ્ણ, કૃષ્ણના પ્રદ્યુમન, સેસ્થાન, બીલસ્તાન, વેણીવચ્છરાજ, સીંહરાજ, વંસ તો શ્રી બુદ્ધા

**ફરમાન કહીને કળશમાં ગોળી ગોળવી (આલ ભણવી)**

બુધ્ધના સીસ, સામ, સુલકાન, અસલામ, હારૂન, આદમ, નીઝાર, મીઝાર, અલીઆસ,

મલીયાસ, મુલકાન, કાજીમ, કાહર, કાહંમ, ગાલબ, એલબ, કાહેમ, મોરાદ, અબદલમુનાફ, હાસમ, અબુમુતલીબ, અબુતાલીબ, વંશ તો સાહ શ્રીમુરતજાઅલી, મુરતજા અલીના ઈમામહશન, ઈમામ હોશેન, ઈમામ જેનલાબદીન, ઈમામ મહંમદ બાકર, ઈમામ જાફર સદક, ઈમામ અસમાઈલ, ઈમામ નૂર સતગોર, સૈયદ અસમાએલ સાહાની, સૈયદ નૂરમહંમદ, સૈયદ ઈમામદીન, સૈયદ મુસાફરદીન, સૈયદ મનસુરદીન, સૈયદ ગુલાબદીન, સૈયદ જમાલદીન, સૈયદ સાદકદીન, સૈયદ મેહેરદીન, સૈયદ સાલેદીન, સૈયદ હાદી, સૈયદ ફજલસાહા, સૈયદ હાસમસાહા, સૈયદ મહંમદસાહા, સૈયદ એમદસાહા, સૈયદ નાસરશાહા, સૈયદ મુસાએકસાહા, સૈયદ માહાબુ, સૈયદ મસ્તંગ, સૈયદ મહીઓદીન, સૈયદે મોમનશાહા, સૈયદ ખાલકસાહા, સૈયદ નીઝારસાહા, સૈયદ અસલામસાહા, સૈયદ સુલાઓદ્દન, સૈયદ સમસદીન, સૈયદ નસીહદ્દીન, સૈયદ સાહેબદીન, સૈયદ સોદરદીન, સૈયદ કબીરદીન, સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

* * * * * *

## (૧૯) દોવા કળસને પ્રદક્ષિણાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

(૧) હકમવલાનાસાહ મુરતજાઅલી. (૨) નરગાલબસાહા. (૩) નર ફાજલસાહા. (૪) નર હાસમસાહા. (૫) નર મહંમદસાહા. (૬) નર એહેમદસાહા. (૭) નર મેહેદીસાહા. (૮) નર નાસરસાહા (૯) નર મુમનસાહા (૧૦) નર ખાલકસાહા. (૧૧) નર નીઝારસાહા. (૧૨) નર અસલામસાહા. (૧૩) નર અલીમહમંદસાહા.

જો પ્રદક્ષિણા દઈને પુજીએ ઘટપાટ, તો સોહેલી થાએ અમરાપરની વાટ. સતગોર ઈમામસાહા નરઅલી મહંમદસાહા હક લાએલા હઈ લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

--- *** ---

## (૨૦) દોવા કળસને ઉત્તર દિશાએ ઉદક મેલવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

ઉતર, દક્ષીણ, પુરવ, પશ્ચિમ, ચાર ખાણ, ચાર વાણ, ચાર વેદ, ચાર કિતાબ પાંચ તન પાક, સાત મલાક, ચાર દેમાસુમ. દોવા દશ ઈમામ સીત્તેર સહસ્ત્ર હોસેની કુલ કાયમનો પરિવાર. સતગોર ઈમામસાહા નરઅલી મહંમદશાહા હક લાએલા હઈ લલ્લાહો મહંમદુર રસુલિલ્લાહે.

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**



## (૨૧) દોવા કળસને પુર્વ દિશાએ ઉદક મુકવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

ધરતી આકાશ, પવન, પાણી, અઢારભાર વનસપતિ, એકવીસ બ્રહ્માંડ, સાત દીપ નવખંડ પૃથ્વી, સાત સાંહેર, નવસે નવાણું નદીઉં, અસટકુળ પર્વત, નવકુળ નાગ, બારકુળ મેગ, દસેદિશા દસમો અવતાર નકલંકી નારાયણા. સતગોર ઈમામશાહા

નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

—— ❋ ✳ ❋ ✳ ❋ ——

## (૨૨) દોવા કળસને દક્ષિણ દિશાએ ઉદકની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

સીતા, કુન્તા, તારા, દ્રૌપદી, કનેકા શકતી, તુળજાદેવી, રૂખમણી, સકતી માતા ફાતમાં, જોગમાયા અલખ નિરંજન સંસાર નીપાયા. એક લાખને એંસી હજાર પીર પેગમ્બર, સોળ કરોડ કુળ પરિવાર, છત્રીસ કરોડ કુળ પરિવાર છપન કરોડી કુળ પરિવાર, સીત્તેર સહસ્ત્ર હોસેની કુળ પરિવાર, નવાણું કરોડી જાખા, છપન કરોડી મેઘા, બત્રીસ કરોડી કેનર, તેત્રીસ કરોડ દેવતા, અનંત કરોડીના પીર હશનસાહા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ❋✳❋ ---

## (૨૩) દોવા કળસને પશ્ચિમ દિશાએ ઉદકની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા.

ચાંદો સુરજ, નવલખ તારા, સાત ફિરસ્તા, નરમહંમદ સાહા, નુર ઝંગારા નિરંજન તે

નરાકાર. અરસ કુરસી ને લોહો કલમ, તે વઈકુંઠ દ્વારા કહે સતગોર બ્રહ્મા, સતપંથ સદા ઉત્તમ, મુક્તિ મારગ ભેદ તે બ્રહ્મ દુવારા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્‌ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૨૪) દોવા દશે દિશામાં છાંટ નાંખી સરદો કરવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, તમારી દોવા, અહુંકાર, વહુંકાર, મહુંકાર, ભહુંકાર, નિરંજન નિરાકાર. આદે ચતુર રોપ્યા થંભ, તળે માંડયો પાટ ને ઉપર કુંભ, કુંભમાં બેઠા મુરત ચાર, માંહે નિરંજન નિરાકાર. ચાર પુરૂષને એકજ નાર, માંહે સાત સરદાનો આચાર. પદક્ષિણાનું મોટું દાન, પુજીએ તો મેરૂ સમાન કરી ફરમાન ને નાંખી છાંટ, ધરતી અસમાન રહાં સતસમાન ચતુર દીસાને ખુણા ચાર, ખગોળ ભુગોળ સઉ વસતાર. સત સંતોકી ઈંડ આકાર, ઈંડ થકી રચ્યો સંસાર. કુંભે નુર કળસના ભેદ, યજ્ઞ સ્થાપ્યો અજા મેઘ. અથરવેદ જગન નીસાની વિશ્વંભરા ભોજન. એક મુરત ત્રણ દેવ મળી એ સૃષ્ટિ જો સ્થાપી, આદ સતપંથ સ્થાપ્યા અને પાપ નાખ્યાં કાપી. આસ પુરો વાસ ધરો નુરનો પ્રકાસ કરો, કળસમાં કળા ધરો રખેસર જીવને પાવન કરો. અલી નિરંજન નકલંકી રૂપ, નર અસલામસા જીવોના ભુપ. નર મહંમદશાહાએ કીધી મહેર, વસાવ્યા ધર્મ ને ટાળ્યા કહેર. નબીનુર સતગોર નિરજંની કાયા, સ્વામી તમથી ઉપના ને તમુમાં સમાયા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્‌ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

# (૨૫) દોવા કુલ રખેસરને હેજંદા કીધાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, નર અસલામશાહા નરઅલી નિરંજન નામ નબી નુર સતગોર તમારી દોવા. આદ નરાયણને હેજંદા, બ્રહ્મા વિષ્ણુ માહેસરને હેજંદા, આદ્ય શકતી લક્ષ્મીજીને હેજંદા, સાત ફરસ્તાને હેજંદા, બાવા આદમને હેજંદા, મામા હવાને હેજંદા, નબી મહંમદને હેજંદા, હકશાહ મરુતજાઅલીને હેજંદા, બીબી ફાતમાને હેજંદા, ઈમામ હશન હુશેનને હેજંદા, સીતેર સહસ્ત્ર હુશેની કુલ કાયમ પરિવારને હેજંદા, ધરતી આસમાનને હેજંદા, પવન પાણીને હેજંદા, ચાંદ સુરજને હેજંદા, નવલખ તારાને હેજંદા, બાર મેઘને હેજંદા, નવકુળ નાગને હેજંદા, સાત સમુદ્રને હેજંદા, નવસેનવાણું નદીઉંને હેજંદા, સાતવાર સતાવીસ નક્ષાત્રને હેજંદા, પંદર તીથીને બાર કરણને હેજંદા, નવગ્રહને હેજંદા, સાતદ્રીપને હેજંદા, નવખંડ પૃથ્વીને હેજંદા, ચોવીસ મુલકને હેજંદા, અષ્ટકુળ પર્વતને હેજંદા, અઢાર ભાર વનસ્પતીને હેજંદા, ચાર વેદ, ચાર કિતાબને હેજંદા, ચાર ખાણી, ચાર વાણીને હેજંદા, અગની, તેજ, અનદેવને હેજંદા, આદ અંત મધ્યના દેવને હેજંદા, ઉત્તર દક્ષિણ પુર્વ પશ્ચિમને હેજંદા, નવનાથ ચોરાસી સીધ ને હેજંદા, અઠ્યાસી સહસ્ત્ર રૂષીવરને હેજંદા, એક લાખ એંસીહજાર પીર પેગમ્બરને હેજંદા, નવાણું કરોડી જાંખાને હેજંદા, છપન કરોડી મેઘાને હેજંદા, બત્રીસ કરોડી કેનરને હેજંદા, પાચં કરોડીસું પ્રહલાદને હેજંદા સાત કરોડીસું હરીચંદને હેજંદા, નવ કરોડીસું યુધિષ્ટિરને હેજંદા, બાર કરોડીસું કમળા કુંવરને હેજંદા, કુલ રખેસર ગત ગંગાને હેજંદા, મુખી મુસાફરને હેજંદા, ચૌદ ભુવનના દેવલોકને હેજંદા, કરણ કલફના અનંત કરોડી દેવને હેજંદા, નબીનુર સતગોર નર

અસલામશાહા. હમારા ગુના બકસો, સતપંથના મારગમાં રાખો. લખચોરાસીના ફેરા ટાળો, તેત્રીસ કરોડીના મેળા આલો. જાંબુદીપના ધણી ચિંતા કરજો સતપંથી જીવ તણી. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્વ્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**



## (૨૬) દોવા પેલી વિષ્ણુને થાળ જમાડવાની છે.

પ્રસાદ પહેલો લાવસીનો મુકવો. થાળ ઉપર પાવળ મુકીને ભણવો.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન. સતગોર પીર સુદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન. સતગોર પીર શમ્સદીન, નર અસમાલશાહા નરઅલી નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા. સ્વામી તમેં આદેરેખ, પછે અલેખ, ચતુર ગુણ તમે એક. અહંકાર નિરંજન નરાકાર ઉપજા પંડ તે સાહાં આકાર. નિરંજન તે રહેમત કરી. સત સીંચીને ઉપના હરી. હરીએ તો ધર્યા અવતાર. તમે નિરંજન નિરાકાર. ચતુરવેદ કીધો વીસ્તાર. તમે નિરંજન નિરાકાર. ચતુર જુગમાં દસે અવતાર શાહા મચ્છ. શાહા કોરભ, શાહા વરાહ, શાહા શ્રીનરસીંહ અવતાર સોળ કરોડી કુળ પરિવાર શાહા વામન, શાહા ફરસુરામ, શાહા શ્રી રામ અવતાર છત્રીસ કરોડ કુળ પરિવાર શાહા કૃષ્ણ, શાહા શ્રી બુદ્ધાવતાર છપન કરોડ કુળ પરિવાર સાહા મુરતજાઅલી. શાહા શ્રી નકલંકી દસમો અવતાર. સીતેર સહસ્ત્ર હોસેની કુળ પરિવાર નબીનુર સતગોર નર અસમાલ શાહા સતગોર સલાઓદીન સતગોર સમસદીન સતગોર

નસીરદીન, સતગોર સાહેબદીન, સતગોર સુદરદીન સતગોર કબીરદીન સતગોર ઈમામશાહ નર અલી મહંમદશાહ નિરંજન નિશ્કલંકી નારાયણ. તમારી નૈઅતે, તમારી દસતરે. મુનિવર રખેસર બંદા નરનારી બાલગોપાલની થાળ બત્રીસી કબુલ કરો, નીશાની મહેમાનીનારેજો કબુલ કરો. પાંચ તન પાક. રૂયા પાક અરૂવા પાક નવતન શાક, દેવ આશિષ તમારી બંદગી અમારી તમે કબુલ કરો. તમારે ભાવે સ્વભાવે તમારી નૈઅતે દસતરે કબુલ કરો અન પાણીના આહાર. પાનફુલના ભોક્તા તમે દાતા. તમે ભોક્તા, કરમ ધર્મ તમારૂ. ભાવભકતી ઈમાન અમારૂ સ્વીમીજી તમે કબુલ કરો, આજ કળમાં દેદાર આલો. અથરવેદના આચારે હો નર અલી મહંમદશાહા નિરંજન નિશ્કલંકી નારાયણ. મુખી મુસાફરની દોવા અસીમ ફરમાન ફાતીઓ કબુલ કરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દિ્ત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- ✡✡✡ ---

## (૨૭) દોવા બીજી બ્રહ્માને થાલ જમાડવાની છે.

પ્રસાદ બીજો સીરાનો મુકવો. થાળ ઉપર પાવળ મુકીને ભણવો.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા, આદ વિષ્ણુ, નિરંજન, નરઅલી, મોહમદશાહ, સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, નરઅસલામશાહા નરઅલી નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા નિરંજનં તે નરાકાર, ઈંડથી કીધો વીસ્તાર. કરપર કીધું દ્રષ્ટે કામ, આપો આપે વદયા ફરમાન નાભે વેધુ નેત્ર વાલ ઉપજા

બ્રહ્મા અહુંકાર, અનંત બ્રહ્મા ભયા મલંગ, હરી હાથમાં થયા કલંગ બ્રહ્મ સતનથી કતરા ખર્યા, અનંત કરોડી જીવ અવતર્યા રચી ખાણ ને વરત્યા વેદ, સરજ્યા સતપંથ અમરભેદ બ્રહ્મા વિષ્ણુએ ધર્યા અવતાર, વંશ એકને જુદા પરિવાર. વંશ જેવા ચંદરમા સુર, ધરી અવતાર ને સરજ્યા નુર. વેદ વંશે અમર ભેદ, પ્રગટયા બ્રહ્મા ચારે વેદ. ચોમુખા બ્રહ્મા અમર તેજ પાંચમે મુખે અમરભેદ. વસિષ્ટ, વીદુર વ્યાસ, હંસ, આદમ, નુર, પરકાશ, અબ્દુલ મુનાફ, હાસમ અબ્દુ મુતલીબ, અબદલા નબી મહંમદ રસુલલ્લા. શકતી બીબી ફાતમા, ઈમામ હશન હુસેન, ઈમામ જેનલાબદીન ઈમામ મહંમદ બાકર, ઈમામ જાફર સાદક, ઈમામ ઈસમાયલ, ઈમામ નુર સતગોર, સેદ અસમાઈલ શાહાની. સૈયદ નુર મહંમદ, સતગોર સલાઉદીન, પીર સમ્સદીન, પીર નસીરદીન, પીરસાહેબદીન, પીર સુદરદીન, પીર કબીરદીન, સતગોર, ઈમામશાહા. નરઅલી મહંમદશાહા નિરંજન નકલંકી નારાયણ. તમારી નૈઅતે, તમારી દસતરે, મુનિવર રખેસરબંદા નરનારી બાલ ગોપાલની થાલ બત્રીસી કબુલ કરો. નીસાની નારેજો કબુલ કરો, તમારા અરવાર પરિવાર સાથે કબુલ કરો. તમારૂ ખાણું નીસાની કબુલ કરો, તમારે કરમે તમારે ધરમે કબુલ કરો. બંદાનો ભાવે સભાવે કબુલ કરો, તમારી આસના વાસના કબુલ કરો. દોસ્તી તમારી કબુલ કરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા, હક લાએલાહા ઈલ્લલાહો મહમદૂર રસુલિલ્લાહો

**(એક મેવ દ્દિત્યમ મહામદ જ્યોતિ સ્વરૂપે, ૐ શાંતિ શાંતિ શાંતિ.)**

--- *** ---

## (૨૮) દોવા ત્રીજી માહેશ્વરને થાલ જમાડવાની છે.

પ્રસાદ ત્રીજો ખીર રોટલીનો મુકવો. થાળ ઉપર પાવળ મુકીને ભણવો.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

(હે પરિબ્રહ્મ તમારી કરૂણા અસીમ)

થાએ છે. તારપછી ફરજ લખાએ છે, તે કલમાંની માંહે એવડો સવાબ કીધા છે, અને તાહાં કહું છે જે, સલામ આલેકમ જો નુરમહંમદના તાહાં મહંમદને નુરે જવાબ દીધો નથી, તારે વળી કલમે કહું છું જે, ખુદાતાલાના નામની દોસ્તીએ કરી, સલાંમનો જવાબ આપો તો વારૂં છે. તાહાં નબી મહંમદના નુરે જવાબ દીધો છે, અને તાહાં કહું છે જે, વાલેકુંમ સલામ જો કલંમ ખુદાતાલાએ તુંને મોટાઇ દીધી છે, અને વળી કહું છે જે, રેહેમત અલાહે, વેહે બરકતહુ, અને મોટાઇ તો કલમાની છે. તારે વળી કલામે કહ્યું છે, જે, સાત પાતાળને સાત આસમાન, તથા અરસ કુરસીને લોહો કલંમ તેતો અમારા પેટમાંહે છે. તમે અમને એવડી મોટાઇથી પેદા કીધા છે, તારે અમે એકલાખને ચાલીસ હજાર વરસ સુધી એ કલમો લખાવો છો. તે કલમો પડા વીના જીવને મોક્ષ મુગત થાસે નહી. તે માટે એવા કલમાને કીયો બંદો પડી સકસે, તારે વળી ખુદાતાલાએ ફરમાવું છે જે, આહો કલંમ તમે જે નામ મહંમદનું લખું છે, તેને અમે આખર જમાના માંહે નબી પેદા કરીશુ. તેને વળી અમે તો જાણું છું જે નબી સાહેબની ઉમતના લોકની ઉંમર થોડી કરીશું. તેની ફીકર મોટી આસીસ એવી હીંમત આપીશું જે, એક લાખને ચાલીસ હજારવાર હરરોજ એકલમો પડસે, અને તાહાં કહેસે જે, હક્ક લાઈલાહા ઈલ્લીલાહો મહમંદુર રસુલ્લિાહે એવો કલમો જે કોઈ એકસોને ચાલીસ વાર હરરોજ સવારમાં પડશે તે કલમો ત્યાં સહેસ્ત્ર ઘણેરો લખાશે. અમે એને ત્યાં એવડો સોહેલો કરી દેસું અને એનાથી ઘણેરું અમારા ફજલ કરમથી કલમો તૈયબનો પડશે અને ત્યાં કહેશે જે અવલ કલમે તૈયબ દોએમ. કલમે સહાદત અસહદોઅંન હક લાએલા હઈ લીલ્લાહો મહંમદુ રસુલીલ્લાહે. વાએદહુ અલા સરીકુલહુ, સેહેદવાન, મહંમદીન, અબદહુ વેહે રસુલહુ. એવો કલમો જે કોઈ પડસે, તે કલમાનો અવાજ તો ભેસત સુધી પોંચસે, તારે તે કલમાની કુંચી થકી આઠે ભેસતના દરવાજા ઉઘડસે, તારે તે કહેસે જે, એવો કલમો કહેનારા જીવ તો ભેસત માંહે આવે સહી, એવી ફિરસતા દુવા માગે છે.

આહો ભાઈ જીબરાઈલ અલેહી સલામ ખુદાતાલાના વહી, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, એ નુર મારા, એ દોસદાર મારા, એ હજરત હબીબ મારા, એ મહંમદ માસુક મારા, એ રસુલ મેહેબુબ મારા, એ નુર મુતલક મારા, એ સતગોરજી, તમે મુલેકુલ મોતને એલેંમ, તોરીત પડાવો, તારે હજરત પેગાંબર સલલા આલે વસલંમે એલંમ તોરીત પડાવો, તારે હજરત પેગાંબરે સલલા આલે વસલંમે એલંમ તોરીત કિતાબ ફિરસતા અજરાઇલને પડાવો છે, જે થકી





ધરતી આસમાન થર રહા છે. અને ચંદરમા સુરજ ચાલે છે, તથા જીવાજોનની ઉતપત થાએ છે. તેને બાજનામું કહે છે. એ બરકત સરવે બાજનામાની છે. તારે મહંમદ મુસતફાએ કહું છે જે, કતરા ચાર અમારા નુરના સુધા જુસા મુબારક માંહેથી પડા છે, તે માંહેથી પેલે કતરેકાતો વાએ પેદા કીધા છે (૧) બીજે કતરેકાતો પાણી પેદા કીધા છે (૨) ત્રીજે કતરેકાતો અગન પેદા કીધા છે (૩) ચોથે કતરેકાતો ખાખ પેદા કીધા છે (૪) એવા ચાર પદારથ પરથવી માંહે પેદા કીધા છે (૪) આહો મેહેત્ર જીબરાઈલ, અલેહી સલામ ખુદાતાલાના વહી, તારપછી વલી ખુદાતાલાનું ફરમાન આવુ છે. એ નુર મારા, એ દોસદાર મારા, એ હજરત હબીબ મારા, એ મહંમદ માસુક મારા, એ નુર મુતલક મારા, એ સતગોર બ્રહ્માજી, અમે તમારી મોહોબત માંહેથી ચાર ચીજ પેદા કીધી છે. તે માંહેથી તમે કેઇ ચીજ ઉપર અખતીઆર ધરો છે. તારપછે તમને સરવે પેગંબરકા સરદાર કરીશુ. એમ ખુદાતાલાનું ફરમાન આવું છે. તેમાં ચાર ગુણના જવાબ લખા છે.

પેલા વાએ ગુણની વાત લખી છે, આહો મેહેત્ર જીબરાઈલ અલેહી સલામ ખુદાતાલાના વહી, તારે વળી હુકમ ઈલાહી, નુરમહંમદ મુસતફાના નુરી બુરાખ ઉપર સવાર થઆ છે, તે સવાર થઈને વાએગુંણપાસે ગઆ છે. તાહાં જઈ મહંમદને નુરે કહું છે જે, સલામ આલેકંમ રે વાએ, તારે વાએ કહું છે જે, વાલેકુંમ સલામ, અને તું કોણ છે, તારે મહંમદને નુરે કહું છે જે, વાલેકુંમ સલામ, અને તું કોણ છે, તારે મહંમદને નુરે કહું છે જે, જેનો તું બંદો છે, તેના અમે નુર છઈએ, પણ તું કેનો બંદો છેરે વાએ, તારે વાએ કહું છે જે, એક બંદો ખુદાતાલાનો તું છે, તેમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું, તારે મહંમદને નુરે જોયું છે જે, વાએ તો પોતાના જોર માંહે જાએ છે. અને મોટાઈ તથા તકબુરાઈ કરે છે. તારે મહંમદને નુરે કહું છે જે, દુનીઆ માંહે જઈને તું કેવું કરીસ કે વાએ, તારે વાએ કહું છે જે કાંએ મારા મનમાંહે આવસે, તે કામ હું કરીસ. જો નુર મહંમદના તારે મહંમદના નુરે કહું છે, જે ના જોઈએ બંદાને, પોતાના મનમાંનું કામ કરીશ. તોબા પડ રે તું વાએ, તુજ માંહે એબ ઘણી છે, અને બંદાથી શું થાએ, સાહેબના હુકમ વીના, જે કાંએ સાહેબને ગમે તે કરે, બંદાનું કેવું ગજું છે રે વાએ. તારે વાએ કહું છે જે, મુજ માંહે કેવી એબ છે. જો નુરમહંમદના તારે મહંમદને નુરે કહું છે જે, વાએ તું છપો આવે, ને છપો જાએ. તું તો સઉની એબ જુવે છે. અને તારી એબ કોઈ જોતુ નથી. તુજ માંહે એવીએબ છે રે વાએ. તારે વાએ કહું છે જે, તમે વણગુને છો જે અમને ગુનેગાર કરો છો, જો નુર મહંમદના,






તારે મહંમદને નુરે કહુ છે જે. અસતબર તોબાઅલા, અમે તો બંદા સાહેબના ગુનેગાર છું. મુજમાંહે તો એબ ઘણી છે. વણગને તો એક ખુદાતાલા છે, તારે મહંમદના નુર ઉપર વાએ ઈમાન આણઉં છે. તારે મહંમદ મુસતફાએ કહ્યું છે જે, કલમો તયૈબનો તુ પડ રે વાએ, તારે વાએ કલમો કહો છે. અવલ કલમે તૈયબ, દોએમ કલમે સહાદત, અસહદો અંન હક લાએલા હઈ લીલ્લાહો મહમદુ રસુલીલ્લાહે, વાએદહુ અલા, સરીકલહુ, સહેદવાન, મહંમદદીન અબદહુ, વેહે રસુલહુ. એવો કલમો પડીને મુનીવરદીન દાર અથા છે અને મહંમદના દીન માંહે આવા છે, તારે વાએ પોતાના પીર મુરસદ ગોર કબુલ કીધા છે, ત્યાં પોતે નબીની ઉમત થઈને રહા છે. પેલા વાએ ગુંણની વાત સંપુરણ છે.

લખીતંગ બીજો પાણી ગુણ (૨) આહો મેહેત્ર જીબરાઈલ, અલેહી સલામ તારે વળી હુકમ ઈલાહી, નુર મહંમદ મસુતફાના નુરી બુરાખ ઉપર સવાર થઆ છે, તે સવાર થઈ બીજા પાણી ગુંણ પાસે ગયા છે, ત્યાં જઈ મહંમદને નુરે કહ્યું છે જે સલામ આલે કંમરે પાર્ણી, તારે પાંણીએ કહ્યું છે જે વાલેકુંમ સલામ, અને તું કોણ છે. તારે મંહમદને નુરે કહ્યું છે જે, જેનો તું બંદો છે, તેને અમે નુર છઈએ, પણ તું કેનો બંદો છે રે પાણી, તારે પાણીએ કહ્યું છે. જે, એક બંદો ખુદાતાલાનો તું છે તેમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું. તારે મહંમદને નુરે જોયું છે જે, પાંણી તો પોતાના જોર માંહે જાએ છે, અને મોટાઈ તથા તકબુરાઈ કરે છે. તારે મંમદને નુરે કહ્યું છે જે, દુનીયાં માહેં જઈને તુ કેવું કામ કરીશ રે પાણી, તારે પાણીએ કહ્યું છે જે કાંએ મારા મન માંહે આવસે, તે કાંમ હું કરીસ, જો નૂર મંહમદના, તારે મહંમદને નુરે કુહં છે જે, ના જોઈએ બંદાને પોતાના મનમાનું કામ કરીશ. તોબા પડ રે તું પાણી, તુજ માંહે એબ ઘણી છે, બંદાથી શું થાય સાહેબના હુકમ વીના જે કાંઈ સાહેબને ગમે તે કરે, બંદાનું કેવું ગજુ છે રે પાણી, તારે પાંણીને કહ્યું છે જે મુજ માંહે કેવી એબ છે. જો નુર મહંમદના, તારે મહંમદને નુરે કહ્યું છે જે, આહો પાંણી તુ પાક છે. પણ સારી ખાલકનો મેલ તુજ માંહે ધોવાએ છે તુજને બાંધી રાખે છે, તારે તું ગંધુ થાએ છે, તે મેલ સાથે જીવ બંધાએ છે, તુજ માહે જીવ પડે છે જેટલા બંદા સાહેબના ખુદાતાલાએ પેદા કીધા છે, તેટલા તુજ માંહે નાહે છે નાપાકી ધોઈને પોતે પાક થાએ છે, પછી તુજને સુરજ પાક કરે, સુરજની ગરમી થકી તુજ માંહે ફીણ થાએ છે. તારે વાએ ફીણને કાઢી નાંખસે. તારે ખુદાતાલાની હીકમત જાહેર થાએ છે. તારે પાંણી તું પાક થાએ છે. તુજ માંહે એવી એબ છે રે પાણી તારે પાણીએ કહ્યું છે જે





તમે વણગુને છો જે, અમને ગુનેગાર કરો છો. તારે મહંમદના નુરે કહ્યું છે જે, અસતબર તોબાઅલા, અમો તો બંદા સાહેબના ગુનેગાર છું, ભાઈ મુજ માંહે તો એબ ઘણી છે, વણગુને તો એક ખુદાતાલા છે, તારે મહંમદના નુર ઉપર પાંણીએ ઈમાન આણઉં છે, તારે મહંમદને નુરે કહ્યું છે જે, કલમો તૈયબનો તુ પડરે પાંણી, તારે પાંણીએ કલમો કહો છો. અવલ કલમે તૈયબ દોએમ કલમે સહાદત, અસહદો અંન હક લાઈલાહા ઈલલાહો, મહંમદ રસુલલાહે વાએદહુ અલા સરીફુલહુ, સેહેદવાન, મહંમદીન, અબદહુ, વેહે રસુલહુ. એવો કલમો પડીને મુનીવર દીંનદાર થઆ છે, અને મહંમદના દીન માંહે આવા છે, તારે પાણીએ પોતાના પીર મુરસદ, ગોર કબુલ કીધા છે. તાહાં પોતે નબીની ઉમત થઈને રહ્યા છે, બીજા પાણીં ગુણની વાત સંપુરણ છે.

લખીતંગ ત્રીજો અગન ગુણ (૩), અહો મહેત્ર જીબરઈલ, અલેહી સ સલામ ખુદાતાલાના વહી તારે વળી હુકમ ઈલાહીનું નુરમહંમદ મુસતફાના નુરી બુરાખ ઉપર સવાર થઆ છે. તે સવાર થઈને અગંન ગુંણ પાસે ગયા છે ત્યાં જઈ મહંમદને નુરે કહ્યું છે જે, સલાંમ આલે કંમરે અગન, તારે અંગને કહ્યું છે, જે વાલેકુમ સલામ અને તું કોણ છે, તારે મહંમદને નુરે કહ્યું છે જે, જેનો તું બંદો છે, તેના અમો નુર છીએ, પણ તું કોનો બંદો છે રે અંગન, તારે અંગને કહ્યું છે જે, એક બંદો ખુદાતાલાનો તું છે, તેમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું તારે મહંમદને નુરે જોયું છે જે, અંગન તો પોતાના જોર માંહે જાએ છે, અને મોટાઈ તથા તકબુરાઈ કરે છે, તારે મહંમદને નુરે કહ્યું છે જે, દુનીઆ માંહે જઈને તું કેવું કામ રીશ રે અગંન, તારે અંગને કહ્યું છે, જે કાંએ મારા મન માંહે આવસે તે કામ હું કરીશ. જો નુર મહંમદના તારે , મહંમદને નુરે કહ્યું છે જે ના જોઈએ, બંદાને પોતાના મન માનું કામ કરીસ તોબા પડ રે તું અગંન તુ માંહે એબ ઘણી છે. બંદાથી શું થાએ. સાહેબના હુકમ વીનાં જે કાંએ સાહેબનને ગમે તે કરે. બંદાનું કેવું ગજું છે  રે અંગન, તારે અંગને કહ્યું છે જે, મુજ માંહે કેવી એબ છે, જો નુરમંહમદના, તારે મહંમદને નુરે કહ્યું છે જે, જોર તારું વાએ થકી ચાલે છે, અને મોત તારું પાંણી માંહે છે, તુજ માંહે એવી એબ છે રે અંગન, તારે અંગને કહ્યું છે જે, તમે વણગુને છો જે અમને ગુનેગાર કરો છો. જો નુર મહંમદના, તારે મહંમદને નુરે કહ્યું છે જે, અસતબર તોબા અલા. અમે બંદા સાહેબના ગુનેગાર છું ભાઈ મુજમાંહે તો એબ ઘણી છે. વણગુને તો એક ખુદાતાલા છે ત્યારે મહંમદના નુર ઉપર અગને ઈમાન આણ્યું છે. તારે મહંમદ મુસતફાએ કહ્યું છે જે કલમો





તૈયબનો તુ પડ રે અંગન તારે અંગને કલમો કહો છે, અવલ કલમે તૈયબ, દોએમ કલમે સહાદત અસહદો અન, હક લાએલાહા, ઈલીલ્લાહો મહંમદ રસુલીલ્લાહે વાએદહુઅલા સરીકુલહુ, સેહેદવાંન, મહંમદીન, અબદહુ, વહે રસુલહું, એવો કલમો પડીને મુનીવર દીનદાર થઆ છે. અને મહંમદના દીન માંહે આવા છે. તારે અંગને પોતાના પીર મુરસદ, ગોર કબુલ કીધા છે ત્યાં પોતે નબીની ઉંમત થઈને રહા છે. ત્રીજા અંગને ગુણની વાત સંપુરણ છે.

લીખીતંગ ચોથો ખાખ ગુણ (૪) અહો મેહેત્ર જીબરાઈલ અલેહી સલામ તારે વળી હુકમ ઈલાહી, નુર મહંમદ મુસતફાના, નુરી બુરાખ ઉપર સવાર થઆ છે. તે સવારે થઈને ખાખગુંણ પાસે ગઆ છે. ત્યાં જઈ મહંમદને નુરે કહું છે જે, સલામ આલે કંમરે ખાખ, તારે ખાખે કહું છે જે, વાલેકુંમ સલામ, વાલે રહેમત અલાહે, વહે બરકતહુ, હવે માલહુ, અને તમે કોણ છે, તારે મહંમદને નુરે કહું છે જે, જેનો તું બંદો છે, તેના અમે નુર છઈએ, પણ તું કેનો બંદો છે રે ખાખ, તારે ખાખે કહું છે જે, હું તો બંદો ખુદાતાલાનો ઉંમત નબી આલેવસલમનો છું. જો નુર મહંમદના તારે મહંમદના નુરે કહું છે જે ખાખ ગુંણ તો ગરીબ છે, અતીમન નીઝાર છે તથા મુસતકીંમ છે, તારે મહુંમદને નુરે કહું છે જે, દુનીઆ માંહે જઈને તું કેવું કામ કરીસ રે ખાક તારે ખાખે કહું છે જે, મુજ માંહેથી તો કાંએ ના થાએ, સાહેબના હુકમં વીના, જે કાંએ સાહેબને ગમે તે કરે. બંદાનું ચેતવું કાંએ ના થાએ, અમે તો બંદા ખાખ સાહેબના ગુનેગાર છું. ભાઈ મુજ માંહે તો એબ ઘણી છે. ભાઈ વણંગુને તો એક ખુદાતાલા છે. નબીકા નુર તો બરહક હે, જો નુર મહંમદના, એવું નબી સાહેબ ઉપર ખાખે ઈમાન આણું છે. તારે મહંમદને નુરે કહું છે જે, કલમો તૈયબનો તુ પડરે ખાખ, તારે ખાખે કલમો કહે છે, અવલ કલમે. તૈયબ દોએમ કલમે સહાદત, અસદહો એમન, હક લાએલાહા ઈલલાહો, મહંમદ રસુલલાહે વાએદહુ અલા સરીકલહું સેહેદવાંન, મહંમદદીન અબદહુ વહે રસુલહુ. એવો કલમો પડીને મુનીવર દીનદાર થઆ છે. અને મહંમદના દીન માંહે આવ્યા છે. તારે ખાખે પોતાના પીર મુરસદ ગોર કબુલ કીધા છે તાયાં પોતે નબીની ઉંમત થઈને રહા છે. ચોથા ખાક ગુણની વાત સંપુરણ છે.

ચાર ગુણની ફલપત લખી છે. આહો મેત્ર જીવરઈલ, અલેહી સલામ ખુદાતાલાના વહીં, ત્યાર પછી વળી ખુદાતાલાનું ફરમાન આવુ છે તે નબી મહંમદ મુસતફાએ કહું છે એવા ચાર ગુણ માંહે સેસટ બાંધી છે. એવા ચારે ગુણના જુદા જુદા પ્રકાર છે. તે સરવે ગુણનાં જુજવા લખસણ છે. તે માંહે ખાખ ગુણને તો



દજી મહંમદના નુર ઘણું રાજી ખુસહાલ થઆ છે. તે ખાખ ગુણને તો તેડી કરી પોતાને ગલે લગાડા છે. અને વળી મહંમદને તુરે કહું છે જે, ખુદાતાલા તો જુવે છે, અને તે વળી જાણે છે. અમે ખાખ ગુણને તે કબુલ કીધા છે. તે ખાખ ગુણને તો પાતાના કરીને રાખા છે જે કોએ માનવી જાત છે. તેમાં ચાર ચીજ વગર કોએ નથી. વાએ (૧) પાણી (૨) અંગન (૩) ખાખ (૪) એવા ચારે ગુંણના જવાબ વિચાર છે. એમ ખુદાતાલાએ ફરમાવું છે. તે નબી સાહેબ કહે છે. આહો મેહેત્ર જીબરઈલ, અલેહી સલામ, ખુદાતાલાના વહી, જે કોએ આદમી માણસ અમે વાએ ગુણ માંહેથી સરજા તથા પેદા કીધા છે. તે લોકો માંહે, બેઈમાની ઘણી હસે તથા વળી મુકર હેસે (૧) જે કોએ આદમી માણસ અમે પાંણી ગુંણ માંહેથી સરજા, તથા પેદા કીધા છે તે લોકો માંહે મસતાઈ ઘણી હસે. તથા વળી બેરહેમ હસે (૨) જે કોએ આદમી માણસ અમે અંગન ગુણ માહેથી સરજા તથા પેદા કીધા છે, તે લોકો માહે જલાઈ ઘણી હસે તથા વળીબેતખર હસે (૩) જે કોએ આદમી માણસ અમે ખાખ ગુંણ માહેંથી સરજા, તથા પેદા કીધા છે. તે લોકો માંહે ગરીબાઈ ઘણી હશે. અતિ મન નીઝાર હસે, તથા મુસતકીમ હસે (૪) એમ ખુદાતાલાએ ફરમાવું છે. જે ચાર ગુણ માંહેથી ચાર ચીજ પેદા કીધી છે, તે માહેથી અમે ખાખ ગુણને તો અખતીઆર આપો છે. તે ખાખ ગુંણને તો અલાજીએ કબુલ કીધા છે. તે એમ નબી મહંમદ મુસતફાએ કહું છે. આહો મેત્ર જીબરઈલ અલેહી સાલમ તાર પછી વળી ખુદાતાલનુ ફરમાન આવું છે તેમાં ચાર ગુણની ફલપત લખી છે. જે કોએ આદમી માણસ અમે ખાખ ગુંણ માહે થી સરજા તથા પેદા કીધા છે તેને અમે ખાખ માંહે સોંપીસું તથા ભેસત માહે જગા દેસું (૧) જે કોએ આદમી માણસ અમે અગન ગુણ માહેથી સરજા તથા પેદા કીધા છે. તેને જો અમારા મનમાંહે આવસે તો ભેસતમાં જગા દેશુ નહીં તો અગનમાં હલાખ કરીસું (૨) જે કોએ આદમી માણસ અમે પાણી ગુણ માહેથી સરજા તથા પેદા કીધા જે તેને જો અમારા મન માંહે આવશે, તો ભેસત માં જગા દેસું. નહીં તો પાણીમાં હલાખ કરીશું (૩) જે કોઈ આદમી માણસ અમે વાએ ગુંણ માંહેથી સરજા તથા પેદા કીધા છે તેને અમારા મનમાં આવસે તો ભેસતમાં જગા દેસું નહી તો વાએમાં હલાખ કરીસું એમ ખુદા તાલાએ લખ્યું છે (૪).

આહો ભાઈ જીબરઈલ અલેહી સલામ, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, જે નુર મહંમદ મુસતફાના, તન મુબારક માંહેથી અમે સરવે ખલક જીવા જન જણસ પેદા કીધી છે, તે ઉતપત સરવે નબી સાહેબના તન મુબારક માંહેથી





પેદા થઈ છે. આહો મેહેત્રર જીબરાઈલ, અલેહી સલામ ખુદાતાલાના વહી, વળી તેથી પણ આગળે, નબી સાહેબના નુર થકી દાદા આદમને પોતા છે દાદા આદમ થકી સૈયદોને પોતા છે, ત્યાર પછે કુરાન આએત દુનીઆમાં પરવાર થઆ છે, એમ ખુદતાલાાએ ફરમાયું છે, જે મસ્તક મુબારક મહંમદ મુસતફાનું તે અમે ભેસતની બરકત માંહેથી પેદા કીધી છે (૧) પેસાની મુબારક મહંમદ મુસતફાની તે અમે ભેસતના ચંદ માંહેથીપેદા કીધી છે (૨). આંખો મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસતના હૈયા માંહેથી પેદા કીધી છે. (૩). રૂ. મુબારક મુહમંદ મુસતફાના તે અમે ભેસતના તેજ માંહેથી પેદા કીધા છે (૪). કાન બેઉ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસતના અલફ માંહેથી પેદા કીધા છે (૫). નાક મુબારક મહંમદ મુસતફાનુ તે અમે ભેસતનાં અંબર માંહેથી પેદા કીધા છે (૬). મુખ મુબારક મહંમદ મુસતફાનું તે અમે ભેસતની જોત માંહેથી પેદા કીધા છે (૭). હોઠ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસતની તસબી માંહેથી પેદા કીધાં છે (૮). જીભા મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસતના જીકર માંહેથી પેદા કીંધા છે. (૯). દાંત મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસતના નુર દાંવણ માંહેથી પેદા કીધા છે (૧૦). ગળું મુબારક મહંમદ મસતફાનું તે અમે ભેસતના મધ માંહેથી પેદા કીધા છે (૧૧). ખભા બેઉ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસતના જદ માંહેથી પેદા કીધા છે (૧૨). બાજુ બેઉ મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસતની કઉવત માંહેથી પેદા કીધા છે (૧૩). હાથ બેઉ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસતની સખાવત માંહેથી પેદા કીધા છે (૧૪). હૈયુ મુબારક મહંમદ મુસતફાનું તે અમે ભસતનાં જાફરાંન માંહેથી પેદા કીધા છે (૧૫). આંતરડી મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસતના સંતોક માંહેથી પેદા કીધા છે (૧૬) હરદો મુબારક મહંમદ મુસતફાનો, તે અમે ભેસતની સબુરી માંહેથી પેદા કીધો છે. (૧૭). હાડ મુબારક મહંમદ મુસતફાનાં તે અમે ભેસતના કપુર માંહેથી પેદા કીધા છે. (૧૮). પગ બેઉ મુબારક મહંમદ મુસતફાના તે, અમે ભેસતની બંદગીન માહેથી પેદા કીધા છે (૧૯). રૂમરાએ મુબારક મહંમદ મુસતફાના, તે અમે ભેસતના ફૂલ ઘાસ માંહેથી પેદા કીધા છે (૨૦). એમ ખુદાતાલાએ ફરમાવું છે.

આહો મેહેત્ર જીબરઈલ અલેહી સ સાલમ ખુદાતાલાના વહી. એ તારીફ સરવે મહંમદ મુસતફાની કીધી છે. તારે એવી નબીસાહેબની તારીફ સાંભળીને મેહેત્ર જીબરાઈલ, પોતાના દીલજાનથી કલમો તૈયબનો પડા છે. અને તાંહા કહું છે જે અવલ કલમે તૈયબ, દોએમ કલમે સહાદત, અસહદો અન, હક લાએલાહા, ઈલલાહો,







મહંમદ રસુલલાહે, વાએદહુ અલા સરીકુલહુ સેહેદવાન, મહંમદીન, અબદહુ વેહે રસુલહુ, એવો શુધ કલમો પડીને સદક આંણુ છે. તે નબી ગોર ઈમાંમે કહું છે, એવો સુદ કલમો પડીને મરદ તથા ઓરત ઈમાંમ સાબુત રાખસે, તે જીવતો ભરતી હોસે, તાહાં અમર લીલા ભોગવશે, એવી નુરનામાની હકીગત તમામ સુધ સપુરણ છે, જે કોએ ભણે સાંભળે, નર કે નાર, તે ફરી નહી અવતરે આવાગમન જુગ સંસાર, એ નુરનામું વાચે તથા સાંબળે તે ગત જમાતકુ સલામ છે, મહેજદ મહેરાજકું સલામ છે, નુરનામું સંપુરણ છે સહી. નુરનામાના હરફ, નવસે નવાણુ ઉતારી કાઢા છે (૯૯૯)



## ''નુરનાંમાની ખાસીએત લખી છે.''

તારપછી વળી ખુદાતાલનું ફરમાન આવું છે. આહો મેહેત્ર જીબરીલ, અલેહી સલામ, એમ નબી સાહેબ કહે છે. એ તારીફ સરવે નુરમહંમદ મુસતફાની કીધી છે. જે કોએ ઈમાનસું વાંચે, તથા સાંભળે, નુરનામું લખીને પોતાની પાસે રાખે, તથા લખીને પોતાના ઘર માંહે. રાખે, તો તેને ખુદાતાલ પોતાની પનાહમાં રાખશે, તે બંદાને દીન દુનીઆ માંહે, પોતાના કરીને રાખસે. વળી જે કોઈ બંદાને અજલ આવી પાંચસે, તેને અંતકાળને વીખે નુરનામું સંભળાવું હોએ તો તે બંદાનો રૂહુ કબજ કરતાં સોહેલો થાએ, ફિરસતા તેનું અવલનામું લખસે, અને વળી બીજી પણ મદદ ફિરસતા કરસે, તે બંદાના ગુના દીન દુનીઆના, તથા આખરીતના ગુના સાહેબ ફજલ કરસે, તેને કબરસતાન માંહે, આજાર થાસે નહીં, તેની મીટી, ચામ, હાડ ખાસે નહીં, તેને ખુદાતાલા સેતાનથકી દૂર રાખસે, તેને ચાર કીતાબ પડયાનો સવાબ થાશે. પેલા કીતાબ તોરીત મેહેત્ર મુસા (૧) બીજા કીતાબ જબુર મહેત્ર દાઉદ (૨) ત્રીજા કીદાબ એન્જી મેહેત્ર મુસા (૩) ચોથા કીતાબ કુરાઆન મહંમદ મુસતફા સલલા આલે વસલંમ (૪) એવા ચાર કીતાબ પડયાનો સવાબ થાસે.

જે કોઈ બંદો ખુદાતાલાનો નુરનામું વાંચે, તથા સાંભળે, તથા લખીને પોતાના ઘરમાં રાખે, તો તે બંદાનાં ગુના, તેના માતપીતાના, ગુના, તેના સાતપરીઆનાં ગુના સાહેબ ફજલ કરસે, જે કોએ નુરનામું વાંચે તથા સંભળે, તેના દુસમન દફે થાએ, તે બંદા ઉપર સેતાન મુકર ચાલે નહીં તેને સાહેબ આખરીતના આજાર થકી રાખી લેસે. તેને ગાજી ઉમરદનો લાભ થાસે. તેને દુનિયાના તોફાનથી સાહેબ



સામી લેસે, તેને અવલ માણસની સોબત માંહે સાહેબ રાખસે. અને વળી હકતાલાએ ફરમાવું છે જે નબી સાહેબનું નુરનામું છે તે માહે જે કોએ શંકા લાવસે તો તે કાફર થાસે અને જે કોઈ સહી કરીને માનસે તે તો મુનીવર ભેસતી હસે. જે કોએ નુરનામુ વાંચે તથા સાંભળે તેની મુરાદ હાંસલ થાશે, તેને ત્રણ હજાર ત્રણસોને સીત્તેર (૩૩૭૦) પેગાંબર જમાડાને સવાલ થાસે તેને એટલો સવાલ ખુદાતાલાએ બકસો છે. જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે તે બંદાને ગેબ થકી રોજી આવસે, તે બંદાનો મરતબો મોટો થશે, વળી એક નકલ કહો છે જે સુલતાન મહંમદ ગજનવીને રહેમતને કાજે, હકતાલના નુરનામા માંહેથી નવસેં નવાણું હરફ ઉતારી કાઢા છે. એ હરફ સાંભળીને ઘણું ખુસહાલ થયા અને વળી મનમાંહે જાણ્યું છે જો એ હરફ સુલતાન મહંમદ ગજનવીને દેંઈ મોકલીસુ, તારે તે વાતની ખબર સુલતાન મહંમદ ગજનવીને થઈ છે. તાહાં અઢાર દિવસની વાટ હતી. તાહાંથી પોથી સામી ચાલી આવી છે તારે તે કીતાબ સુલતાન મંહમદ ગજનવીને દેઈ મુકા છે, તાહાં માણસ ઘણાં હતા, તરકને આરબ ઘણા હતાં, તે માણસ હરફ દીઠા, તથા સાંભળા છે, તે સાંભળીને ઘણું ખુસહાલ થઆ છે, તેને ઘણું હાંસલ થર્યું છે, સુલતાન મહંમદ ગજનવીએ કિતાબ પોતાની પાસે રાખી છે, વાંચી જોઆ છે તથા વાંચીને ખુદાતાલાનું સુકરાઆન કીધું છે, તથા ઉઠીને કુરબાનીઓ કીંધી છે. અલામત તથા ફજલસકાની તથા હાલી મોવાલીને ખેરાત ઘણી કીધી છે. પછે એ હરફ ઈમાંમે મંગાવી લીધા છે. હકીકત સરવે વાંચી જોઈ છે, અને હજરત રસુલની મોહેર છે તે નુરનાંમા ઉપરથી થઈ છે જે એ કિતાબ સુલતાન મહંમદ ગજનવીને બકસા છે, એણે ગુના મોટા કીધા છે, તે પણ બકસા છે. જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે તેને ઘણી ઈજત દીધી છે, અને દોસદારી દેતા હતા, તેના મોટા ગુના સાહેબે બકસા છે, તેને કાજે ભેસતના દરવાજા સાહેબે ઉઘાડી મેલા છે, તેના વખાણના જવાબ સાંભળો, તેને બારહજાર ગુલામ આઝાલ કીધા છે તેને એકહજાર મોલગઢ ચણાવી લીધા છે, એવડી શોભાની તથા મહેરબાંની એવડી રાહેત ખુદાતાલાએ બકસી છે, તેને તે બરકત નુરનામાની છે.૬

જે કોએ નુરનામું વાચે તથા સાંભળે તેને દુખ દવા કાંએ ના થાએ, તેને ખુદાતાલા પોતાનું પનાહમાં રાખસે જે કંઈ પેદાસ મહંમદ મુસતફાની વાંચે તથા સાંભળે, નુરનામું લખીને પોતા પાસે રાખસે, તે જયારે નીમાજ પડે, તારે સીજદા ઠેકાણે રાખશે, તે નુરનામાં સાથે સીજદો કરે તો તે ને કુલ ફેરા પેગાંબરને નમવાનું ફળ થાએ, તેને ખુદાતાલા પોતાના પનાહમાં રાખસે, જે કોએ મહંમદ મુસતફાની

પેગાસ તથા તારીફ દીલ દઈને સાંભળસે, તેને સવાબ એક હજાર વાર કુલહવાલા પડાને સવાલ થાસે, દોસતી ઈમાંની જેવડો સવાલ મરતબો મોટો થાસે જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે તે દીન થકી બાજ નહીં થાએ પછી વળી રેવાએત કીધી છે, જહાં.સુધી પોતાની જગા ભેસતમાં થાસે જે એકદીન મહંમદ રસુલલા મેહજદ ખાનામાં બેઠા હતા તારે, વઈ જીબરાઈલને ખુદાતાલાએ મોકલ્યા છે ત્યાં વઈ જીબરાઈલ આવ્યા છે. તે વઈઆના હાથમાં મેવા બે હતા એક તો ઉસ (૧) બીજો તો સોફ (૨) તે વઈઆએ કહ્યું છે જે આહો મહંમદ રસુલલાહે એમ ખુદાતાલાએ ફરમાવું છે જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે, તથા લખીને પોતાના પાસે રાખસે તેના હકતાલાએ મરતબો મોટો કીધો છે તે બંદાની કમાઈ મોટી થઈ છે, એમ હકતાલાએ ફરમાયું છે, તે ખબર વઈ જીબરઈલે મહંમદ રસુલલાને દીધી છે. જે કોઈ ઈમાંનસુ વાંચે તથા સાંભળે, તે બંદાને સાહેબ મોજ દેસે, તથા કરમ બકસીસ કરશે સરવે મીમીન મરદ, તથા ઓરત જારે મલીને મરત લોક માંહેથી જાસે, અને આસમાંન નવનેજા ઉપર આવશે, તા હકતાલા તેબંદા ઉપર મોજ દેસે, તથા સફાએત કીધી છે, હજાર વરસ લગી જઈ મુકામ માંહે બંદગી કરસે, તથા સારી ઉંમર રોજા રાખસે તેનો સવાલ તે બંદાને બકસો છે તે ખુદાતાલાએ પોતે બકસો છે તેના દુસમન દુર થાસે તે બંદા ઉપર છળ જાદું કેનું ચાલશે નહીં, જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે તેને એક હજારને એક (૧૦૦૧) રોજા રાખ્યાનો સવાબ થાસે, તથા બરકત સુભાનોની તે બંદાના ગુનાં બકસસે, તે બંદાના ગુના નાના મોટા હોએ, તો તે પણ સાહેબ બકસસે. જે કોઈ નુરનામું વાંચે તથા સાંભળી જૂએ તેની રૂવાની પૂરી પાક થાએ, તારે હકતાલાએ ફરમાવું છે જે, ભાઈઓ હું તેનો ખુદાતાલા છું, જે નુરનામું વાંચે, તથા સાંભળે તેને સાહેબ પોતાની પનાહમાં રાખસે, જે કોએ બંદો સોમવારની રાત્રે, તથા સુક્રવારની રાત્રે વાંચે તથા સાંભળે, તથા બીજાને સંભળાવશે, તેને હરામ થકી વેગળો રાખશે, તેની ખુદાતાલાને ઉમેદ ઘણી છે તારે વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, જેમ માણસના નાના મોટા કીધા છે, અને બુજરંગી કાંઈ આપી છે. પેલા પેગંબરતો ઈસારહુઅલા (૧) બીજા પેગંબરા તો મુસેકરીમુલા (૨) ત્રીજા પેગાંબર તો ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (૩) ચોથા પેગાંબર તો ઈદરીસ (૪) પાંચમાં પેગાંબર તો યાકુબ (૫) છઠાં પેગાંબર તો ઈસમાએલ તેમની અમે ભેસતમાં જગા રાખી છે, જે કોએ નુરનામું વાંચે, તથા સાંભળે, તેનો હું ખુદાતાલા છું, અમે તેનું અવલનામું લખીએ, તે બંદાના દસહાજાર ગુના હોએ, તો પણ સાહેબ બકસા છે તે બંદા વાસતે દરહજાર હવેલી ભેસતમાં

થાસે તે બંદાનો મરતબો મોટો ઓલીઆના જેવડો થાએ, અને રોજ કયામતના દીન સુધી ફિરસત ભેસતની કોરે લેઈ જાસે, તેને ભેસતની રાહત મોટી થાશે તે બંદાના ડીલમાં જેટલા મવાલા છે, એટલા ગુના હોએ તો પણ સાહેબે બકસા છે, સાંમી બીજી પણ મદદ કરશે, તે બરકત સરવે નુરનાંમાની છે, જે મલાએક જમ બે એક તો મુનફીર (૧) બીજા તો નકીર તે બંદાની કબરમાં પુછાઉં લેવા સારૂ આવશે, તે સામે સરખરૂ થાસે, તે ફિરસ્તતે કહું છે જે શુદ રહેમત છે રે બંદા ઘોર કયામતના દુખ આસાન છે તે બરકત કલમા તૈયબની છે આવું ખુદાતાલાનું ફરમાન આવું છે. આહો મેહેત્ર જીબરઈલ, અલેહી સસલામ ખુદાતાલાના વહી એ નુરનામાની હકીકત, નબી મહુંમદર રસુલલલાએ સંભળાવી છે નુકનામું ખાસીએત સુધાં સંપુરણ છે. અવલ કલમે તૈયબ, દોએમ કલમે સહાદત, અસદોહે અન, હક લાએ લાહા, ઈલલાહો, મહંમદ રસુલલાહે, વાએદહુ અલા સરીકુલહુ, સહેદવાંન મહંમદીન, અબદાઅબદુ, વહેર રસુલહુ.

--- ❋❋❋ ---

# શ્રી દોવા બાજુની બાજનામું લખું છે.

બીસમીલા હરરહેમાન નરરહીમ, નાદેઅલીયન, મજહરૂલ, અજાએબ તજદહુ ઔન લકા, ફીન્નાવાએબે, કુલ્લો હમ્મીંવ, વગમ્મીન, સયંનજલી, બકુદરતેકા, યા અલ્લાહ, યા અલ્લાહા, યા અલ્લાહ, બ નબુવતકા, યા મોહંમદ, યા મોહંમદ, યા મોહંમદ, બવીલાયતેકા, યા અલી, યા અલી, યા અલી, યા દાફી, યા માફી, યા સાફી, યા કાફી, યા સાફેઉલ, અજીંમ, યા મનુ, યા જનુ, યા સુબહાનુ, યા સબહૈમનુ, યા અમીરૂલ, મોમેનીન, યા જલીલ, યા જલ જલીલ, યા રબતુંહી ખુદાવંદા ગુના કદમો, દૂર, હરબલાએ રદબાસદ, યયા અમીરૂલ મોમીન, યાઅલીયુન, યા વલીયુન, અનામદીન ઈલમે, વઅલીયુમબાબોહા બેહ, સુબહાતેકાત, આલાહુઅલા, રબ્બીલ અરસીલ, અજીમે, સુબહાનેકાત, આલાહુઅલા, રબીલ, આલમીન, સુબહાનેકાત, અલાહુઅલા, જબારીલ મુત કબ્બેરો, સુબહાનેકાત અલાહુઅલા, ખાલેકીલબારેઓ, સુબહાનેકાત આલાહુઅલા, મુસવવેરીલ, હકીમો સુબહાને કાત આલાહુઅલા મુસવરેરીસ સાદીકો, સુબહાનેકાત આલાહુ અલા, હેયલ કૈયુમે, સુબહાનેકાત આલાહુ અલા, બઆદીલ મુબાદે, સુબહાનેકાત આલાહુ અલા, વાએસ રૂતાલેફીન, સુબહાનેકાત આલાહુ અલા, અલીઉલ કબીરો સુહબાકાત આલાહુ અલા કાદેરૂલવાએદો,

સુબહાનેકાત આલાહુ અલા હમીંદુલમજીદો, સુબહાનેકાત આલાહુ અલા, અવવલુલ આખેરો, સુબહાનેકાત આલાહુ અલા બાતેનુંજ જાહેરો, સુબહાનેકાત આલાહુઅલા કાદેરૂલ કફુરો, સુબહાનેકાત અલાહુ અલા અજીમુસ સતારો. સુબહાનેકાત આલાહુ અલા, કાદેરૂસ સમદો, સુબહાનેકાત અલાહુ અલા, જકીલુલ કફીલો. સુબહાનેકાત અલાહુ અલા, હકીમુલ કરીબો, સુબહાનેકાત અલાહુ અલા, માલેકીલ કરીમો, સુબહાનેકાત અલાહુ અલા, મુત આલુલ હકો સુબહાનેકાત અલાહુ અલા, બાએસુલ વાએસો, સુબહાનેકાત અલાહુ અલા, બકિયુલદાએમો. સુબહાનેકાત અલાહુ અલા, કરીબુલ મવજુદો. સુબહાનેકાત અલાહુ અલા, મન્નાનીલી મોબુદે સુબહાનેકાત અલાહુ અલા, હન્નાલીલ મન્નાનો સુબાનેકાત આલાહુ અલા ગનીઉલ મોયજીજે, સુબહાનેકાત આલાહુ રજાફીર રઉફો, સુબહાનેકાત અલાહુ અલા, હન્નાનીલ મુસતાઆનો. સુબહાનેકાત અલાહુ અલા, હબીબુસ સુલતાનો. સુબહાનેકાત અલાહુ અલા, વકીલુલ કફીલો સુહનેકાત આલાહુ અલા કાદેરૂલ મુક્તદેરો સુબહાનેકાત આલાહુ અલા, હેય્યુલ મોજીબો સુબહાનેકાત આલાહુ અલા અલાહો મુલકરીમો સુબહાનેકાત આલાહુ અલા સત્તારીલ ઓયુબે, સુહાનેકાત આલાહુ અલાલા, વહાબુર રફીઓ, સુબહાનેકાત આલાહુ અલા, કબીરૂલમુતઆલી, સુબહાનેકાત આલાહુ અલા, સાદેકુલવાએદો, સુબહાનેકાત આલાહુ અલા તૈયુબત તાહેરો, સુબહાનેકાત આલાહુ અલા વકીલુલ વહેસરો લેહુદીન, સુબહાનેકાત આલાહુ અલા, હેય્યુલ બકીઓ, સુબહાનેકાત આલાહુ અલા, વલીઉન નાસેરો સુબહાનેકાત આલાહુ અલા સમીઉન બસીરો, સુબાનેકાત આલાહુ અલા કવીયુલ આતમામો, સુહાનેકાત આલાહુ અલા. મેહેજોરૂત તાઅજુબો, સુબહાનેકાત આલાહુ અલા, મોમેનુલ મોહયમેનો, સુબહાનેકાત આલાહુ અલા. હબીબુલ હમીદો. સુબહાનેકાત અલાહુ અલા, મઆબોદુલ મજીદો. સુબહાનેકાત અલાહુ અલા, તબીબુલ વહાબો. સુબહાનેકાત અલાહુ અલા, ખયરૂલ ફાદેલીન. સુબહાનેકાત અલાહુ અલા, ખેયરૂલ નાસેરીન સુબહાનેકાત આલાહુ અલ્લા, ખેરૂલ હાકેમીના સુબહાનેકાત આલાહુ અલ્લા, ખયરૂલ ખાલેફીના સુબહાનેકાત આલાહુ અ્લ્લા ખયરૂલમુત આબેદીના સુબહાનેકાત આલાહુ અલ્લા, ખયરૂલ નાતો નીના સુબહાનેકાત આલાહુ અલા ખયરૂલ અહેરખાના સુબહાનેકાત આલુહ અલાલા, ખયરૂલ તાહેરીના સુહબાનેકાત અલાહુ અલ્લા, હા ઉલાએ ફી જલુફીલ્લાહ, સુબહાનેકાત અલાહુ અલ્લા, વલીઉલકરીમો સુહાનેકાત આલાહુ અલ્લા, વેહદહુ લાશરીકો, સુબાનેકાત આલાહુ અલ્લા, વહોવા અલહમ્દોલીલ્લાહે, વલમયુકા, ઐયા કાવલકાદેરો. હેયુલ બાતેનો, યામને વતો હય્યુલ લાયમુતો, બેયદેકલખેર ઈન્કા અલા કુલલો સ્યઈન કદીર, બકાજુલ જલાલે, ઐયુલ ફનાએ, હરીકુલ કાદેરો, કુલ જાહેરો વહોવા કુલજનુહાર, અલા ખયરેહી જુલકરીમા,

ઈમાનુલ્લા એલહેય્યો વતરજોકો મંનતસાઓ, બેગ્યરહી સાબ અબરેદો બાકી હૈયો, અસોતયમના વાવેતા, હોવ અંજલીના, અલા કુરાનીલ મુસતીમ વઆજલો ફુલકિતાબ, યા બાકેરૂહા યા કાદેરૂલલાહો મુત્તકીના વબલાયા મુજલ્લાહા, અબુહુલ્લાહો, અલા હૈ અલ્લાહો, અલા હૈયુમ કૈયુમે, વબલાયા મુજલ્લીના, સનેતા સીના વ યાસીના, વલ કુરઆનીલ હકીમ વલેકુમ કલેમાહા વ મૈંય્યસાઓ વ તહીય્યાતો ઈમામ તૈય્યેબાતો માતરા, બકિઉલ જન્નુના, વઈન્નલ્લાહા, અંજરૂનકવા કેબા, યા સર્મીઉલ્લાહો, સત્તર હુલાયકી, હમતીલ વહાબો, કુલ સાહેદીના, હંક્કતવરાતા, વ જબુરાના, વ ઈન્જલા, વ કુરાનીલ, અજીમે, વહાબાકુલ્લ્લાહા, હુજજેતના હુકકમલ્લાહો અજમેઈન અલાવ બલાયા, યા કોદેરોહું, યા વાહેદહુ, વજલ જલાલહુ, વજઅલો અલા, તઆમુંન બહરયના, હર્મીદના, હમદહુ, કલાઅકુઆ, હનુસાઅદના, માફઉવા, યા અલ્લાહ, યા નાસેરો, ઈન્નાવ ગઈવા બલાહો, બનીઆ, વહેલાનો જમાનો હુ હરુ મહાલઓ માસુમહા હૈબુલમાના, અનુલ્લાહો, મુલ્લજીના, યા શાફેઉલ, અજીંમ, વાએજીનાહમુમો, જન્નુના, સલામુન, અલ્લા, નુહુન ફીલ આલમીન તાફીલના, અલાઆફીલના, રોજુલના મુસા, નાફે અલતા, અલ્લા અમ્મે રસુલા, હુમાઈના અલા અસુરાના, મસલોકા, મલાએહુ, અલ્લાહો, બમીન અલ્લાહ, ઈમાના યા સુબાહાના અબુહુરેના વમાકુન્નાલના અનારીયતીમો, બ સુલતાંનુલ્લાહ, બનલહુંનના, લાઉલૈતા, લેમાંના, અજીમાં, અલાલઝીના, જેઆલા કવલેકુરાના, કેતાબુલ અઝીમા, ફવારેકુલનાલા, હમીના અઝીમોહા રીદવાંનુઅલ્લાહે તઆલા. અલ્હીમં, અજમઈન, કુરઆન, જઅલના. બરીરના કુરઆન, યા અલી, યા રસુલ્લાહે, મુસલેમીના, અલ્લાહો, અલહંમદોલીંલ્લાહે રબ્બીલ આલમીંન, અલ્લાહો અલા આખેરીત તાજેબીના, મુસાવદના, હૈયુલ કમાલે, કુલહોવલ્લાહો કુરઆના  કુલીલ્લાહુમ્મા, યા રફુ, હાઊલાએ રદકુલ બલાએ, અમાયા ખમાહા અલા અબદહુ, ફીલના, ખીલના, વઆયતેહુ, ફીબની ઈસરાઈલ, વ ઈય્યાકુલ કાફીઆ, વ ઈય્યા અકુલ્લાહીલ્લઝીન કિતાબુલ કુરઆના હો, અલા કવલેહી, અલાખયરે ખલકેહી, અલ્લાહો અજીમા, વ તહેરાતો, વલ મહેરાજો, બ રહેમતેકા, યા અરહરાહેમીન, યા અલ્લાહ, નુરુસ સમાવાતે, વલઅર્દ, યા કરીમો, યા રહીમો, યા અલીયુલ અજીમો, હકલાએલાહા ઈલલાહો મહંમદ રસુલલાહે.

--- ❄❄❄ ---

## બાજનાંમાની ખાસીએત લખી છે.

એ દોવા બાજુની કહે છે, જે ખુદાતાલા પાસેથી મેહેત્ર જીબરાઈલ લાયા

છે. એ દોવા લાવીને નબીસાહેબને સોંપી છે એ દોવાનો સવાબ કેટલો છે તે કોઈ જાણતું નથી. એક ખુદાતાલા જાણે છે. એ દોવાની કઉવત બરકતથી જમીંન, આસમાન થર રહા છે જે મલાએકત અજરાઈલ, હુકમ ખુદાતાલાનો લેઈ અને દુનીઆ માંહે જીવ લેવા આવે છે. તે કઉવત બરકતથી મેહેત્ર અસરાફેલ, સુર ફુંકે છે. તારે દુનીઆ સર્વે ઉઠશે, એ દોવા બાજુની બાજનામું કહે છે. તે ભેસતને બારણે લખી છે, તે મેહેત્ર જીબરાઈલ કહે છે, હર રોજ એ દોવા વાંચે તથા સાંભળે, તથા લખીને પોતાની જમણી બાજુએ બાંધે તો ખુદાતાલાએ ફરમાવું છે, તેને ઘોરના આજાબ દુઃખ નહી થાએ, કાંએ તે જીવ દોજખ પણ નહીં જાએ, વળી જે કોઈ સુરતા રાખીને વાંચે, તથા સાંભળે તેને સાહેબ મેહેરબાની કરી પોતાના ફરજદનની પેઠે રાખશે, તે વહી જીબરાઈલ કહે છે, ઈયાં મહંમદ મુસતફા, જે કોએ તમારી ઉંમત માંહેથી સરવે ઉંમર મધે વાર એક જીવતાં સુધી વાંચે તથા સાંભળે, તેને સાહેબ પૈગંબર ઠેકાણે રાખશે વળી કોઈને દુખ થયું હોએ તો, એ દોવા લખીને ફક્ત મધ સાથે પીએ તો, તેની દેહીના દુખ દૂર જાએ, વળી કોઈને ઘેર ખાતર પડ્યુ હોએ તો, એ દોવા લખીને ઘર ઉપર મુકએ, તો એ દોવાની કઉવત બરકતથી ચોર આવીને આંગણે ઉભો રહે. કદી દુસમનને હાથે આવ્યા હોઈએ તો, એ દોવા પડીએ, તો સાહેબ છોડાવે સહી. વળી એ દોવાની ફજરની નિમાજ વખતે વાર ત્રણ, તેવા દીન ત્રણ સુધી પડે તો મલાએક જણ સીત્તેર હજાર તે બંદાની રક્ષા કારણ ઉભા રહે. તે મલાએક જીબરાઈલ કહે છે, જે કોએ તમારા ઉમ્મત માંહેથી, હરરજો એકવાર જીવતાં સુધી પડે, તેનો સવાબ લખો છે. તે ખુદાતાલાએ ફરમાવું છે તેને ભેસત માંહે એક હજાર શહેર બકસીસ કરશે. એક એક શહેરમાં સીત્ર હજાર ઘર હશે. એક એક ઘર માંહે સીત્ર હજાર તખત રચા હશે. એક એક તખતના ઉપર સીત્ર સીત્ર હજાર હુરાં બેઠી હશે, એક એક હુંરાના હાથમાં સીત્ર હજાર જાતના મેવા ચીજો ભરી હશે. તે બંદા એકને કાજે તે ઈઆ મહેત્ર જીબબઈલ કહે છે. આહો ભાઈ મહંમદ મુસતફા તમારી ઉમત માંહેથી હરરોજ વાર એક જીવતાં સુધી પડશે, તે રોજ કયામતને દહાડે પુનમના ચંદરમાં જેવા નરમલા થાશે. એમ ખુદાતાલાએ ફરમાવું છે. તે વહી જીબરાઈલ કહે છે. જે ઈયા મહંમદ મુસતફા જે કોએ તમારી ઉંમત માંહેથી એ બાજુની દોવા વાર અગીઆર દીન એક પરતે તેવા દીન અગીઆર લગી પડશે, તો તેને વાસતે ખુદાતાલા પોતાનો બુરાખ મોકલશે, ત્યારે હકતાલા પાસે હજરત પેગાંબર બેઠા હતા. ત્યારે તે વેળાએ મહંમદ રસુલલાએ પુછું છે ઈયા પાક પરવરદેગાર એણે બંદે દુનીઆં માંહે કેવી કમાઈ કીધી છે જે

તમે પોતાનો બુરાખ મોકલો છે. તારે ખુદાતાલાએ કહ્યું છે જે, એણે બંદે દુનીઆ માંહે દીન પરતે વાર અગીઆર એ દોવા બાજુની પડી તથા સાંભળી છે તેવા દીન અગીઆર લગી પડી છે. તે જીકર બંદગીને વાસતે ખુદાતાલાએ પોતાનો બુરાખ મોકલાવ્યો છે. ઈયા મહંમદ મુસતફાએ વઈ જીબરાઈલ કહે છે જો કોઈ દોવા ડુંગર ઉપર બેસીને પડે તો ડુંગર થરથર ધ્રુજે, જો એ દોવા પડી પાણી ઉપર ફૂંક નાખે તો પાણી પાછું ફરે, અને મારગ આપે સહીં. એ દોવા જમીન ઉપર બેસીને પડે તો જમીન અજબરૂપી થાએ, એ દોવા પડે તો ખુદાતાલા મહેરબાની ઉપર આવીને તે બંદાના કુલ ગુનાં બકસે, એ દોવાની સફાએત રસુલ પેગંબરે ઘણી ઘણી કીધી છે એ દોવા જેવી બીજી દોવા એકે નથી એ અલાતાલાઈ બાણ કહેવાય છે તે મેહેત્ર જીબરઈલ કહે છે. યા મહંમદ મુસતુફા જો કોઈ દુસ્મનને હાથે આવ્યા હોઈએ તો, એ દોવા પડીને જાએ તો, ફતેહ કરીને આવે સહી એ બરકત સરવે તે દોવાની છે ખાસીએત સંપુરણ છે.

--- *** ---

## દોવા રતનનામાની લખી છે.

## ફરમાનજી બીસમીલા હરરહેમાન નરરહીમ

રંજ યા શાહ મનાઈ, સંગ રહો યા સાંઈયા, યા સલાયુન્નાસ, યા દોઆ ઉન્નાસ, યા સખી યા શાહ, યા તો શાહ તું. યા તો માહ તું, યા શાહ તુમ અલી, દુના નહિ યા શાહો શહા, દિમાગ યા શાહસે હુવા એ હસન, શાહ એ હુવા, યા રતન, યા રતન, યા રતન, હક લાએલાહા ઈલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહે.

## રતનનામાની ખાસીએત લખી છે.

જે કોએ દુસમનાઈ કરતો હોય અને ઘણું દુખ દેતો હોય, તો એ દોંવા દરરોજે વાર સાત પડે તો તેનો જીભ્યાનો જુલમ બંધ થાએ સહી. (૧) વળી કોઈ મોટા માણસ સાથે તથા બુજરગ પીર પેગાંબર સાથે તથા સાહેબ સાથે દોસ્તી કરવા ચાહતો હોય તો એ દોવા લખી તાવીજ કરી પોતાની જમણી બાજુએ બાંધે તો સાહેબ સરવે કામ સુધ કરે, મેહરબાની ઉપર આવીને, તે બંદાના કુલ ગુના બકસે, અને બલા દફે થાએ, બીજુ વળી ખુદાતાલ કરે તો ઘા, તીર, બંદુક, લાગે નહિ. પાણી તથા આતંસ લોપે નહિ, સાહેબ કરે તો સીત્ર હજાર બલા લોપે, નહિ સલેમાન

પેગંબર એ દોવા દરરોજ વાર એક પડતા, તેને દોવાની બરકતસું દોલત બુજરગી પાયા. વળી એ દોવા હરરોજ વાર એક પડે તો તે બંદાના દુ:ખ આજાર હોએ, તો તે સાહેબ આસાન કરે સહી. જે કોએ કામ સાહેબ પાસે માગે, તે કામ સાહેબ પુરૂ પાડે સહી વળી કોઈને નાસુર થયું હોય તો મીઠા તથા લોબાનનો ધૂપ દઈએ, નાસકોરી ઉપર અને એ દોવા હરરોજ વાર સાત તેવા દીન સાત લગી પડે તો તે સાહેબ આસાન કરે સહિ બાજુ વળી દુસમન ઘણો આજાર દેતો હોય અને આપણાથી રહી ના શકાતું હોય તો તેના નામની નઈએત કરી, કાગળ ઉપર પુતળું કરીએ, અને એ દોવા હરરોજ વાર-એકવીસ તેવા દીન એકવીસ લગી પડીએ એને પુતળા ઉપર ફૂંક મારીએ તો દુસમનનો સંહાર થાએ, દુસમન દફે થાએ, વળી મનમાંહે જાણે જે દુસમન ગયો કરીએ તો કાગળનું પૂતળું પાણી સાથે ધોઈ નાંખીએ, તો આસાન, આરામ ઉપજે સહીં. વળી કોઈનો વાણોતર, ચાકર, ગુલામ, બંધીવાન નાસી ગયો હોય તો એકાંત ઠેકાણે બેસી લોબાનનો ધૂપ કરીએ ને દોવા હરરોજ વાર સાત પડીએ તો પાછા ફરીને ઘેર આવે, વળી કોઈએ કામણ કર્યું હોય અને માલમ પડતું ના હોય તો ધોળા મરગડાની કોટે એ દોવા લખીને બાંધી એ તો જહાં કામણ કર્યુ હોય ત્યા જઈને મરગડો પગે ખોતરે તો કામણ હોય તે માલમ પડે સહી. વળી કોઈ બંદાને આજાર ઘણો હોય તો મોરના પીંછા લઈને ઝાડો નાખીએ, અને એ દોવા હરરોજ વાર સાત પડે તેવા દીન સાત લગી પડીએ, તો સાહેબ આશાન કરે સહી. વળી કોઈની આંખો દુખતી હોય, અને સહી ન શકાય તો મોરના પીંછા લઈને ઝાડો નાખીએ અને એ દોવા હરરોજ વાર સાત પડવી, તેવા દીન સાત લગી ઉજણી નાંખીએ તો, સાહેબ આસાન કરે સહી. રતનનામાની ખાસીએત સંપુરાણ છે.

--- ✪✪✪ ---

# અલીની અરજી

## ફરમાનજી બીસમીલા હરરહેમાન નરરહીમ

યા શાહઅલી (૧) શેર અલી (૨) શાહદાનઅલી (૩) મરદાનઅલી (૪) પંજા અલી (૫) આખર અલી (૬) અવ્વલ અલી (૭) આગે અલી (૮) આધારે અલી (૯) ઓધારે અલી (૧૦) અનાયાસે આવે અલી (૧૧) આચારે અલી (૧૨) ઓછી નજરે ભાગે અલી (૧૩) અરજે અલી (૧૪) આભારે અલી (૧૫) અજીમ

અલી (૧૬) અજર ટલે ત્યાં આવે અલી (૧૭) અઢારે અલી કા વાસ (૧૮) અઢારે વર્ણમાં વ્યાપિક અલી (૧૯) કોઈના જાણે અલીકી ગલી (૨૦) આણ ચલે ત્યાં આવે અલી (૨૧) આતન અલી (૨૨) અર્થે અલી (૨૩) આપે અલી (૨૪) સાફી અલી (૨૫) અક્ષર અલી (૨૬) અમ્મર અલી (૨૭) આહારે અલી (૨૭) આલે અલી (૨૯) આવે અલી (૩૦) અહેશાને આવે અલી (૩૧) હયાએ અલી (૩૨) આસીવે અલી (૩૩) વસીલેથી જાએ અલી (૩૪) ઉમ્મેદે અલી (૩૫) ઉજમે અલી (૩૬) કેવળ જ્ઞાન કથે સો અલી (૩૭) ખેવટ અલી (૩૮) ખબરદાર અલી (૩૯) ખભા ઠોકીને તારે અલી (૪૦) ક્ષમા કરે ત્યાં આવે અલી (૪૧) બડાઈથી નાસે અલી (૪૨) એક તો મેં અલી (૪૩) પરવસે અલી (૪૪) ક્રિયાએ અલી (૪૫) કશણીએ અલી (૪૬) હસણીએથી ખસે અલી (૪૭) યતીમ કે પાસ આવે અલી (૪૮) અર્થ લોભ કે ધાએ અલી (૪૯) ત્યાં નહીં આવે અલી (૫૦) આકારે અલી (૫૧) અલી કા જ્ઞાન વિચારો (૫૨) આખર અલી (૫૩) અલી કા ભેદ ભમાવે (૫૪) આગે અલી (૫૫) અલી કી અરજી માંહે રેહવે એ ઘર આવે અલી (૫૬) અલી કા આશન બુઝે, તો સબ કુચ્છ સુઝે (૫૭) બુજ પડે તો સબ કુચ્છ પાવે (૫૮) દુઃખ દારીદ્ર ભાગકર જાવે (૫૯) અમ્મર જૂઠ નિકાલ કર દેવે (૬૦) સાચકર બંદગી કીજીએ તો અમ્મર સુખડા પ્રેમે લીજીએ (૬૧) સુખડા હોવે સબ દુઃખ જાવે (૬૨) જો બુઝે આશનકી રહા, તો પાવે અમર અલીશાહ (૬૩) પેહેલી કીલી હિકમતની કીજીએ (૬૪) એ અલી અમ્મદ ઘરમાં રહીજે (૬૫) દુજી કીલી દાવા દૂર (૬૬) જો અમર અલીકા વરસે નુર (૬૭) ત્રીજી કીલી તનપાક શા કી (૬૮) જો અલી પાસે રહેમત માગી (૬૯) ચોથી કીલીએ કે ચંતે (૭૦) પાંચમી કીલી પાંચે વાતો (૭૧) આશ રાખીને કીજે વિન્નતી (૭૨) છઠ્ઠીના કોલ કરાર તે પાલો (૭૩) સાતમી કીલી દર્શન ધ્યાન (૭૪) જો અમર અલીકા વિચારો જ્ઞાન (૭૫) જોઈએ આશન એક ઈમાન (૭૬) આશન અમ્મર કીજે વસ (૭૭) જો આશ રાખે તો પાસે છું (૭૮) દુઃખ જાવે (૭૯) દારિદ્ર જાવે (૮૦) ભૂતકા ભિતર ભાનું (૮૧) શયતાનકા શિર ઉડાઉ (૮૨) વીરકું ખેદન કરૂં (૮૩) મેલીકું મલ મુત્રમે ડાલું (૮૪) ચોકીકી ચોકીમે જાણું (૮૫) ટુણા કરે ઉસે ઉભા બાલું (૮૬) બલતા રહેવે (૮૭) અમ્મર જલ્તા (૮૮) અમ્મર બલ્તાં (૮૯) અમ્મર દોઝખ (૯૦) અમ્મર ભોમ (૯૧) ભેરવકે આગે ભીત ઉઠાઉં (૯૨) શીકોતરીકું સાંકલ પીનાઉં (૯૩) કુલબલા જલ ભસમ હોવે (૯૪) સબકી અરજી અલીકી આણ (૯૫) સંભારો અરજી સબ દુખ ભાજું (૯૬) સંભારો અરજી ન હોવે જાન (૯૭) અરજી ઉપર લાવો ધ્યાન

(૯૮) અરજી અલી એમ બોલ્યા બયાન (૯૯) જીવતાં અવતરિયા ધ્યાન (૧૦૦) સંભારો અરજી અલી એક ઈમાન (૧૦૧) ઈમાનસે આવે અલીકા ભેદ પાવે (૧૦૨) એક બાર બાંચે તો ઈમાન રાખે (૧૦૩) (દો વાર વાંચે તો કુલ દુઃખ ભાંગે (૧૦૪) તીન બાર વાંચે તો કુલ બલા જાય (૧૦૫) નિમર્ળ હૃદય કરે તો અમ્મર થાય (૧૦૬) અરજી અમારી (૧૦૭) કસ્ટી તમારી (૧૦૮) રાખો જારી તો આવે અલી મુરારી (૧૦૯) ઝીતો અમારપુરી સારી (૧૧૦) ઉઘડી બારી (૧૧૧) દોવા દૂર કરારી (૧૧૨) ઈકોતેરસો પરીયા તારીયા (૧૧૩) માયા મહોને મારીયા (૧૧૪) પંચભૂતને વારીયા (૧૧૫) કરજો અલીની યારી (૧૧૬) કરજો અલીની ઉવારી (૧૧૭) અલીવલી અલ્લાહ સાચા (૧૧૮) એક ખુદા તું (૧૧૯) હક લાએલાહા ઈલિલાહો મહમદુર રસુલ્લિાહે.

--- ☆☆☆ ---

# હિન્દુ વેદ-પુરાણોમાં પેગમ્બરો

## ••• ભવિષ્યપૂરાણ •••

*બહુરૂપમહ કૃત્વા ત્વેચ્છા પુરયામ્યહમ આદમો નામ પુરુષ : પત્નિ હવ્યવતી તથા !!૧૮*
*વિષ્ણુ કર્દમના જાતો મલેચ્છ વંશ પ્રવર્ધનો !!* હસ્ત્વિન્તદો તત્ર કલિશનંદ સંકુલ !!૧૯

**ભાવાર્થ :** આદમ નામવાળા પુરૂષ તથા હવેવતિ (હવાં) નામવાળી પત્નિ હતા. વિષ્ણુ કર્દમથી મલેચ્છ વંશ ઉત્પન્ન થયો. વિષ્ણુ કર્દમના દિકરા આદમ થયા. અને તેમનાથી મલચ્છનો વંશ ચાલ્યો.

*દિયશતાષ્ટ્ર સહસ્ત્રો દ્રે શેષે તુ દ્રાપર યુગે મલેચ્છ દેશષ્ય યા ભૂમી ભવિતિ :*
કિર્તિમાલીની ૨૮ — પાના નં. ૩૧૫,૩૧૬

**ભાવાર્થ :** આઠ હજાર બસો વર્ષ દ્રાપરયુગમાં રહેશે. ત્યારે આ ભૂમિ મલેચ્છ કિર્તિમાલીની થઈ જશે.

*ત્રિશતરં નવશતં તસ્યાયુ : પરિકીર્તિતમ ! ફલના હવનં કુર્વન્પત્ન્યા સહ દ્રિવં ગતઃ !!૩૪*
*તસ્માજ્જાત, સુતઃ શ્રેષ્ઠ) શ્વેતામેતિ વિશ્રુતઃ ! દ્વાદશોત્તરવર્ષ ચ તસ્યાયુઃ પરિકીર્તિયમ !!૩૫*
પાના નં. ૩૧૭

**ભાવાર્થ :** જે આત્માના ધ્યાનમાં જ પરાયણ હતા અને ઈન્દ્રીઓનું દમન કરવાવાળા હતાં, એટલે તેમનું નામ આદમ થયું અને તેમની પત્નિ હવ્યવતિ (હવાં) નામવાળી કહી છે. પ્રદાન નગરની પૂર્વભાગમાં મહાવન અદનાબાગ ઈશ્વરદ્વારા કરેલ પરમ સુંદર અને ૪ કોસ વિસ્તાર વાળું કહેલ છે. ત્યાં પાપ વૃક્ષની નીચે જઈને પત્નિનાં દર્શન માટે તત્પર હતાં. કલિએ ત્યાં સર્પરૂપે હતો, તે ધૃત કલિએ વિષ્ણુની યાજ્ઞા ભંગ કરી, તેમનાંથી જે સંતાન થયા મલેચ્છ કહેવાયા.

*લોભકસ્તસ્ય તનયો રાજ્ય સપ્રશંત માઃ ! સપ્તસપ્તતિરેવાસ્ય તત્પ રાચાત્સ્વર્ગિતિ ગત : ૪૪*
*તસ્માજ્જાત : સુતો ન્યુહો નિર્ગ તસ્તૂહ એવસ : તસ્માન્નુહઃ સ્મૃત : પ્રાજ્ઞે રાજ્યં પંચશતં કૃતમ !!૪૫*
પાના નં. ૩૧૮, ૩૧૯

ભાવાર્થ : મલેચ્છવંશથી નુહ નામનાં પુત્ર ઉત્પન્ન થયા હતાં, તેમના દિકરા શિશ, શામ, અને ભાવ ત્રણ પુત્ર થયા નુહ વિષ્ણું ભક્ત હતા, તેઓ, સૌહમના ધ્યાનમાં પરાયણ રહેતા હતા, એકવાર વિષ્ણુ ભગવાને સ્વપનમાં નુહને કહ્યું મારું વચન સાંભળ આજથી સાતમે દિવસે પ્રલય થસે. તમે મનુષ્યો સાથે નાવ દ્વારા જીવનની રક્ષાકરો, હે ભક્ત તું સર્વ શ્રેષ્ઠ થઈશ. તે સ્વપ્નની આજ્ઞાને સ્વીકારીને સુંદર નાવ બનાવી જે ત્રણસો હાથ લાબી અને પચાસ હાથ પહોળી હતી. અને ત્રીસ હાથ ઉંચી હતી એવી બહુજ સુંદર હતી , જે સમસ્ત જીવો માટે પુરતી હતી,

*દદર્શ બલવાન રાજા ગૌરાંગ શ્વેતસ્ત્રકમ !!૨૨ કો ભવાનિતિ તં પ્રાહ સ હોવાચ સુદાન્વિતઃ !*

*ઈશપુત્ર ચ મરં દિદ્ધિ કુમારીગભસભવમ !!૨૩ મલેચ્છધર્મસ્ય ચમત્કારં સત્વ વ્રત પરાયણમં!*

પાના નં. ૪૧૭,૪૧૮ શ્લોક નં. ૨૨-૨૩

**ભાવાર્થ :** મલેચ્છોનાં વંશમાં કુવારી કન્યાંથી ઈસું નો જન્મ થયો. તેઓ મલેચ્છોના ધર્મ વક્તા હતાં, અને સત્યવર્ત પરાયણ હતાં., જેથી તેઓ, ઈસું મસિહા નામે પ્રસિધ્ધ થયા, તેઓ શ્વેત વસ્ત્ર ધારણ કરતાં હતાં,

*મહામદ ઈતિ ખ્યાત : શિષ્ય શાખા સમન્વિતઃ !૫ નૃપશ્ચૈવ મહાદેવં મરુસ્થલનિવાસિનમ !*
*ગગારજલશ્ય સંસ્તાપ્ય પંચગ વ્યસમન્વિત ! ચંદના દિભિરમ્યરર્ય તુષ્ટાવ મનસા હરમ !!૬*

પાના નં. ૪૧૯,૪૨૦ શ્લોક નં. ૫-૬

**ભાવાર્થ :** મલેચ્છ વેશમાં મલેચ્છ વંશમાં મહામદ નામથી પ્રસિધ્ધ અને આચાર્યથી પદે સન્માનીત થયા, શિષ્યોની શાખાઓમાં પણ સન્માનીત થયા હતા, તેમને મરૂસ્થળમાં નિવાસ કરવાવાળા મહાદેવની પંચજન્ય યુક્ત ચંદન આદી વડે ગંગાજળથી મનથી હરની (શિવ) તુષ્ટ અથવા સ્તુતિ કરી હતી.

*સ્થાપિતં તૈશ્ચ બૂમધ્યે ત્તોષુર્મદતત્પરાઃ ! મદહોનં, પુર જાતં તેષાં તીર્થ સમ સ્મૃતમં !!૨૨*
*રાત્રો સ દેવરુપશ્ચ બહુમાયા વિશારદઃ '! પૈશાચં દેહમાસ્થાય ભોજરાજં હિ સોડવ્રતીતં !!૨૩*

પાના નં. ૪૨૨-૪૨૩ શ્લોક નં. ૨૨-૨૩

**ભાવાર્થ :** મલેચ્છ દેશમાં મદહીન પૂર (મદીના) તીર્થની સમાન પ્રખ્યાત થયાં, તેમને આર્યધર્મને સમસ્ત ધર્મોમાં અતિઉત્તમ માન્યો, તેમના શિષ્યો મનુષ્ય લીંગ છેદન તેમજ ખતના કરાવવા વાળા શિખા-ચોટી વગર તથાં દાઢી રાખવાવાળા ઉચે સ્વરે બોલવાવાળા બધાંજ ખોરાક ખાવાવાળા થયાં, કોલ સિવાય સમસ્ત પશુ તેઓનો ખોરાક છે. મુસલ વડે તેમનું સંસ્કાર ધર્મ વિધી છે.

પાના નં. ૧૬ થી ૧૮

## હિન્દુ વેદ પુરાણોમાં પેગંબરો

સંપાદકીય

આ પૂરાણમાં રાજા ઈશ્વાકું અને પૂરૂરવા આદીથી ઉત્પન્ન સૂર્ય અને ચંદ્ર વંશ થી અતિરિક્ત અને અનેક એવા વંશોનું વર્ણન આવેલું છે જેમને આપણે અન્ય દેશો અથવા વિધર્મી માનીએ છીએ.

દા.ત. જેમકે આ પૂરાણમાં હજરત ''નુહ''નું વર્ણન મલેચ્છ નામથી આપેલ છે. અને લખેલ છે. કે તેઓ ભગવાન વિષ્ણુનાં ભક્ત હતા, અને ઈશ્વરની યાજ્ઞા થતાં કૃપાથી જલ પ્રલયથી બચીને તેમણે નવીન માનવ વંશની સ્થાપના કરી છે આદમ અને હવાં ને પણ વિષ્ણુ ભકત લખ્યાં છે. અને બતાવેલ છે કે તેઓને કળિયુગનાં બહેકાવાથી ભગવાન દ્વારા વર્જીત વૃક્ષનું ફળ ખાવાથી નવી સામાજીક મર્યાદાની શરૂઆત થઈ જે આત્માનાં ધ્યાનમાંજ પરાયણ છે જેમને ઈન્દ્રીઓનું દમન કરવાથી આદમ નામની પ્રાપ્તિ થઈ તેમની પત્નિ હવ્યવતી (હવા) નામ વાલી કહેલ છે પ્રદાન અદન નગરની પૂર્વમાં મહાવન નામનું એક ઉદ્યાન પરમ સુંદર અને ચાર કોસ

વિસ્તાર વાળું કહેલ છે. તે વનમાં પાપ વૃક્ષની નીચે તેઓ પોતાની પત્નિનાં દર્શનમાં તત્પર હતા, અને કલિ ત્યાં આવી ગયો, જે સર્પનું રૂપ ધારણ કરેલ હતું. તે ધૃતના કહેવાથી વિષ્ણુની યાજ્ઞા ભંગ કરવાવાળા થયા. આદમને તે વૃક્ષથી લોકમાર્ગ પ્રદફલ ખાધું આદમ નવસો ત્રીસ વર્ષ (૯૩૦) જીવીત રહ્યા તેમનાં પુત્ર પૌત્ર થયાં. તે બધાં મલેચ્છ કહેવાયા. આદમ પોતાની આયુષ્યની અતંમા ફળોના હવન કરતાં પત્નિ સહિત દિવ્ય લોકમાં ચાલ્યા ગયા. ઘણાં વાચકોને આ વર્ણન અજાયબી જેવું લાગશે. પણ જેઓ જાણે છે કે સંસારમાં સમસ્ત ધર્મ અને સભ્યતા આર્યધર્મ અને ભારતીય સંસ્કૃતિથી નીકળી છે. તેઓને આમાં કઈ નવાઈ નહીં લાગે. પ્રાચીન ઈતિહાસોમાં શોધ કરવાવાળાનું કહેવું છે કે વૈદિક ધાર્મિક ક્રિયાઓ સિધ્ધાંતોમાં પરસ્પર મતભેદને કારણે બહુ સંખ્યક ભારતવાસી જે અશુર, દૈત્ય, પણી, આદિ કહેવાતા હતા. તેઓ સમુદ્ર માર્ગે ઈરાક, પેલેસ્ટાઈન, મિસર આદિ ચાલ્યા ગયા. અને ત્યાં તેઓ નવી સભ્યતાને જન્મ આપ્યો. તેમાં અશુરોએ અશીરીઆ અને પણીઓએ ફિનીસીયા આદિ રાજ્યોની સ્થાપના કરી. આમાં કંઈ પણ સંદેહ નથી. કે તેઓ સમૃદ્ર પારના દેશોમાં ભારતનાં સંબંધ હજારો વર્ષથી ચાલ્યા આવે છે અને ક્યારેક મેલ-જોલ અને કયારેક લડાઈ-ઝઘડા દ્વારા તેમનાથી આપણાં આદન, પ્રદાન થયાં કરે છે. વેદોમાં પણ એવાં સંઘર્ષોનું વર્ણન મળે છે. સંભાવના છે કે એવી જ કોઈ જાતિ દ્વારા એક આર્ય નરેશપુત્ર ભુજ સમુદ્રના મધ્યમાં આક્રતં કર્યું હતું. જ્યાં તેઓની રક્ષા અશ્વિની કુમારોએ કરી હતી. એવી દશામાં જ્યાં સુધી યુહદી ધર્મજે પાંચ હજાર (૫૦૦૦) વર્ષથી પૂર્વે ચલાવેલ છે. ઈશાઈ ધર્મ બે હજાર (૨૦૦૦) થવા આવેલ છે. અને મુસલમાની ધર્મ (જે ફક્ત ચૌદસો (૧૪૦૦) વર્ષ જુનો છે. જ્યારે ન હતું ત્યારે તે સમયે ત્યાંના નિવાસી ભારતીય ધર્મની એક શાખાના રૂપમાં રહી હોય તેમાં અસંભવ શું છે ?

ભવિષ્ય પૂરાણ પ્રથમ ખંડ પંડિત શ્રી રામજી શર્મા આચાર્ય
પ્રકાશક સંસ્કૃતિ સંસ્થાન ખ્વજા કુતુબ વેદ નગર બરેલી યુ.પી

## વેદ

૧. જેવી રીતે વેદ મતનો દાવો છે કે વેદ ઈશ્વરની વાણી છે. તેમ મુસલમાનનો પ્રતિવાદ છે કે કુરાન અલ્લાહનો કલામ (ભાગવત વાક્ય) છે. તેવી રીતે ઈરાની તોહરેતને કલામ મુલ્લાહ માને છે આ બધાની પાસે તસ્વર વચન અવતરીત થયાં પરંતુ આશ્ચર્યની વાત છે કે કોઈએ ઈશ્વરને ઓળખ્યા નહીં કયાં છે ક્યાં રહે છે સું પદાર્થ છે કોઈ સમજ્યા નહીં. જુઓ કુરાન પોતે પ્રતિપ્રદાન કરે છે કે હું નિર્વાચીત છું એક વિશાલ કુરાનથી આ વાત સ્પષ્ટ અને સર્વ વિદિત છે કે કુરાન પ્રતીલિપી છે એક સન્માનિત પરિષ્કૃત અને ગૌરવશાલી કુરાનનો ઉપરોક્ત સ્પષ્ટીકરણ છે પરંતુ મુસલમાનભાઈને ખબર નથી કે એ પ્રતીષ્ટીત કુરાન ક્યાં છે તથા અન્ય મતવાળા પાસે છે કે નહી કથન છે કે દિવ્ય કુરાન લોહ મહફૂજ અને (સુરક્ષિત પટ) પર અંકીત છે. કબીર મન્સુર પાના નં. ૨૬

# કાળ પુરૂષની ઉત્પતી

(૨) અક્ષર અંસનો સત્ય પુરૂષના છઠ્ઠા પૂત્ર છે અક્ષર અંસ તથા સત્ય પુરૂષના વિચારથી એક ઈંડ બન્યું ઈંડ ફૂટવાથી કાળ પુરૂષનો જન્મ થયો. તેમને અક્ષરે નિરંજને નામ રાખ્યું. મનુ સ્મૃતિ આધારે ઈંડમાંથી બ્રહ્મા પ્રગટ થયા એ પરિબ્રહ્મ છે. તોરેત મત પ્રમાણે સર્વત્ર જલ મગ્ન હતું અને ઈશ્વરની આત્મા કબુતર રૂપે તરતી હતી. જંબુર મત પરમેશ્વર સમુદ્રો ઉપરે ગર્જતાહતા સામવેદ મતે એક ઈંડમાંથી બે ભાગ થયાં અડધામાંથી આકાશ અને અડધામાંથી પૃથ્વી બની. તેજ નરનારીરૂપે સમસ્ત સંસારમાં ફેલાયા. આ ઈંડાનું વૃતાંત ઈન્જલમાં ધ્વની રૂપે છે. એજ સમ્સત બ્રહ્માંડના સ્વજક રૂપે છે. આ નાદ છે. તેને શબ્દ કહો યા વાણી અથવા કલમા કહો આ ઈંડાને આદિમાં અદભૂત થયો અન એજ આદિ પરિબ્રહ્મ પ્રતીપાદન થયું

પાના નં. ૬-૭

(૩) આ કાલ પુરૂષ નિરંજનના ઘણાં નામ છે. જેમ કાલ, કેળ, ઓમકાર, અંકાર, નિરંકાર, નિર્ગુણ, બ્રહ્મ, બ્રહ્મા, ધર્મરાજ, ખુદા, અલ્લાહ, કરિમ, બ્રહ્મ, અદિત, કેશવ, નારાયણ, હરીહર, વિસંભર, વાસુદેવ, જગદીશ, જગન્નાથ, જગપતિ, રામેશ્વર, પરમેશ્વર, ઈસ, વિશ્વનાથ, ખાલીક, રબ, રબ્બીલ-આલમીન તથા હક્ક પ્રભુથી અનેક નામ છે. પાના નં. ૮

## ત્રીદેવની ઉત્પતિ ત્રણ દેવે માતાને પૂછયું

*તબ બ્રહ્મા પૂછત મા તારી કો તોર પુરૂષ કોની તૂ નારી.*
*હમ તુમ તુમ હમ ઓર ન કોઈ તુમ હી પુરુષ હમ હી તોરી જોઈ*

પાના નં. ૧૩

અદનાબાગ આનંદવન - બ્રહ્માને માટે બ્રહ્મલોક, શીવને માટે શીવલોક, કૈલાસ ધામ સર્વોપરી છે. એવી રીતે પૃથ્વી પર કાશી પુરી અતી રમણીય સ્થાન બ્રહ્માને માટે નિર્માણ થયો. ત્યાં બ્રહ્મા અને વિષ્ણુ બંને ભાઈ બિરાજમાન થયા. વિષ્ણુને પોતાના માટે વૈકુંઠ બનાવીને બ્રહ્મા આનંદવનની રચના કરી. આ આનંદવન વશુંધરાનું સ્વર્ગ કહેવાયું. પૂર્વારંભ આનું નામ આનંદવન હતું. આનંદ નામ ખુશી, પ્રસન્તાનું છે. વન નામ બાગનું છે. આ બંને શબ્દ સંસ્કૃત ભાષાના છે. આરબવાસીઓએ આ શબ્દનું ઉચ્ચારણ ઠીક ન થવાથી આનંદનું પરિવર્તન અદના થઈ ગયું. વન નો શબ્દ અરબી ભાષીમાં બાગ છે. જેથી આનંદવન નું નામ અદના બાગ થઈ ગયો. બાગેઅદના વિષ્ણુએ બ્રહ્મ સાવિત્રી માટે સુંદર રચના કરી. આ આનંદવનને હાલમાં કાશી પણ કહેવાય છે. અને વારાણસી તેનું જ નામ છે. આનું વર્ણન તોરતના ઉત્પતિ પ્રકરણમાં આવે છે. જે ખુદાને પૂર્વમાં અદનાબાગ બનાયા. બાગે અદનમાં તોરેતનું અવતરણ થયું ત્યાંથી બનારસ પૂર્વ દિશામાં છે. આના સમાચાર મુસ્લીમ ગ્રંથોમાં છે કે આદમ હિંદુસ્તાનથી મક્કા હજ્જ કરવા ગયા કરતા હતા. કબીર સાહેબનું વચન છે કે બ્રહ્મા ને આદમ કહેવાય છે. અને બ્રહ્મા બનારસમાં રહેતા હતા. આ આનંદવનની પ્રશંશા કાશી ખંડમાં જુઓ. બ્રહ્મા અને શીવ બંને ભાઈ ત્યાં જ નિવાસ કરતાં હતા.



મરગાય બ્રહ્મા કાશી કા વાશી. શંભુ સહિત મુવા અવીવાસી
મથુરાનો મરગમો કૃષ્ણ ગોવાળો. મર મર ગયા દશે અવતારી.

કબીરમનસુર પાના નં. ૩૯-૪૦

પ્રકાશક : મોતીદાસજી, ચેતનદાસજી, ચેતનધામ, સીયાબાગ, વડોદરા, કબીરમનસુર પ્રથમ ભાગ.

## ૪ પુસ્તકનું વર્ણન

### ૪ વેદ પૂર્વમાં ૪ કીતાબ પશ્ચિમમાં

કબીર સાહેબના ગ્રંથોમાં ઉલ્લેખ છે સદરહુ ચારવેદોથી ચાર પુસ્તક કાઢીને પશ્ચિમના દેશના લોકો માટે આપવામાં આવી જેથી કરી ધાર્મિક તથા લૌકિક નિયમોનું સાવધાન પૂર્વક અનુસરણ થાય. ચાર વેદ તથા ચાર વેદ પુસ્તકમાં લેસ માત્ર પ્રમ સીધાન્તીક અંતર નથી. ફક્ત ભેદ એ છે કે ભારતીય પરંપરા અનુસાર ચાર વેદ આપ્યા અને પશ્ચિમ પરંપરા અનુસાર ચાર કિતાબ લીપી બંધ થઈ જે જાતિઓ માટે પુસ્તક ઉતરી તેમાં તેમના વૈદ્યાનીક કર્મોનું વર્ણન છે. એવી રીતે જે જાતિ માટે જે ઉપયુક્ત હતું તે અનુસાર તેઓને શિક્ષણ મળ્યું દરેક સમુદાય માટે પ્રથમ પુસ્તક નિર્ધારીત થઈ અને નબીઓ તથા ઈસા મસીહના સાથીઓ દ્વારા પૃથ્વીના નિવાસીઓને તેમનો ઉપદેશ આપવામાં આવ્યો. પ્રત્યેક નબી અને ઈશ્વરીદૂત પોતાની બુદ્ધિ અનુસાર ઉપદેશ દેતાં આવ્યા સત્યસાર તો કોઈ પ્રકાશિત હૃદય સંત જ સમજે છે. અન્ય શું સમજે. આ ચાર વેદ પૂર્વ માટે અને ચાર કિતાબ પશ્ચિમ માટે નિર્મિત થઈ. સંપૂર્ણ ધરાધરમાં બ્રહ્માડ વ્યાપી પ્રચલિત થયા. પશ્ચિમના ચાર પુસ્તકોના નામ છે તોરેત, જંબુર, ઈન્જીલ અને કુરાન.

કબીર મનસુર પાના નં. ૪૭

## પ્રથમ તોરેતનું વર્ણન

સદરી સ્થાન ઉપર વિષ્ણુ ભગવાને પોતાની અનુમતિ અનુસાર રૂગવેદથી કેટલાંક વિષયોનું નિર્વાચન ઈસ્રાઈલી સમાજના હેતાર્થ લૌકિક અને ધાર્મિક કર્મોપયોગી સમજણ મૂસા ને પ્રદાન કરી સદરી રૂગવેદના મતનુસાર દૂત અને અનાદૂત બલીનું વિદ્યાન મૂસાને નિર્દેશ કર્યો એ વિદ્યાન સંહિતા મૂસાની કિતાબ તોરેત નામથી પ્રખ્યાત થઈ. એ સર્વપ્રથમ પુસ્તક છે. જે પશ્ચિમ દેશવાસીઓને ઈશ્વર તરફથી પ્રદત થઈ પરંતુ એમનું પૂર્વાકાર રૂપાંતરિત થયેલ છે. છતાં પણ સંદરી પુસ્તકને રૂગ્વેદનું પ્રમુખ અંશ મનાય છે. જો કોઈ રૂગ્વેદ તથાં તોરેતને અલગ - અલગ વાંચવામાં આવે તો નિષ્કર્સ એકજ આવશે તેમાં સંદેહ નથી. એવું કબીર સાહેબનું વચન છે.

કબીર મનસુર પાના નં. ૫૪

## બીજું પુસ્તક જંબૂરનું વર્ણન

આ બીજું ધર્મ પુસ્તક જંબૂર હજરત દાઉદ માટે ઉતરી આનું નિર્વાચન સામવેદથી થયું સમસ્ત સામવેદ પદ્યાકાર તથા ગીત સંગ્રહ છે તેમના સમાન જંબુર કિતાબ છે. વાદ્યકળા કુશળ અને ગીત વિદ્યાન નિપૂર્ણ દાઉદ નબી પ્રભુ પ્રેમમાં મગ્ન રહેતા હતા. પરમ પ્રિતી સહીત ભાગવત ગુણ ગાન મધુર સ્વરોમાં ગાયા કરતા હતા. તેમના રાગ આલાપમાં એવો પ્રભાવ હતો કે પત્થર

પણ પીગળી જાય દાઉદ ગીતની પ્રશંશા ગ્રંથોમા વર્ણીત છે. આનુ મુળ સ્ત્રોત સામવેદથી છે અને સામવેદ ગૌરવ મહિમા વિશ્વ વિખ્યાત છે. અંગ્રેજીમાં પણ સામનામ ગીતનું છે. અને સામ્સ ઓફ ડેવીડ દાઉદ ગીતને કહે છે. આમ અર્થાત ગીત અને ડેવીડ નામ દાઉદનું છે. અસ્તુ આ જંબુરને સામવેદ માનવું જાઈએ. પાના નં. ૫૪

## ત્રીજું પુસ્તક ઈન્જીલનું વર્ણન

આ ત્રીજું પુસ્તક ઈન્જીલ હજરત ઈસા માટે તૈયાર થઈ આ ઈન્જીલને અજુર્વેદ માનવું જોઈએ સદરી ત્રણે કિતાબ ત્રણે વેદ લીધે ત્રણે વેદ અને તેમની વિશેષતા મીલાવી જોવું જોઈએ તો કોઈ ભેદ નથી. પાના નં. ૫૪

## ચોથું પુસ્તક કુરાનનું વર્ણન

આ ચોથું ધર્મ પુસ્તક કુરાન હજરત મોહંમદ સાહેબ અંતિમ ઈશ્વર દુત માટે અવતરિત થયું આનો ચુનાવ અથર્વવેદ સાથે છે. જે વિષયો અથર્વવેદમાં છે. તેજે આ કુરાનમાં છે. આ વાતની પુસ્ટી માટે અલ્લલાહ નામનું નિરુપણ અલ્લાહો ઉપનીષદમાં જુવો. જે કોઈ અથર્વવદ અંતરગર્ત અલ્લાહ ઉપનીષદનું સરખામણી કરશે તો સ્પષ્ટ પ્રતીત થશે કે આ કુરાન હકીકતમાં અથર્વવેદ છે. એ અલ્લાહઉપનિષદમાં અલ્લાહ અને મોહંમદ રસુલ્લાહના પાવન નામોથી મહિમા ગુણ ગૌરવ પ્રશંશા અકીત છે. જે વાતો કુરાનમાં વાતો છે. તે સર્વ અલ્લાહ ઉપનિષદ અને અથર્વવેદમાં છે. પાના નં. ૫૪

## કુરાન અથર્વવેદ છે.

ઉપયુર્કત ચાર પુસ્તક પશ્ચિમના ચાર વેદ છે. અને ચાર વેદ પૂર્વમાં ચાર વેદ પશ્ચિમના આ અખિલ બ્રહ્માડમાં પણ પ્રદર્શનાથે નિયુકત થયાં આ આઠ વેદોના ધર્માનુશાસનના અનુગામી સમસ્ત માનવ સમાજ થયા એક સમુદાય બીજા સમુદાયની સાથે વાદ વિવાદ કરીને પોતાને શ્રેષ્ઠ અને સાચા તથા બીજાને હલકા અને જુઠાં પાડવાની ચેષ્ઠા કરે છે. આ બાબતની તેમને કંઈ ખબર નથી. કે આ આઠે વેદના પ્રણેતા એક જ છે. તથા આ બધામાં એક જ સિદ્ધાંતનું નિરૂપણ છે. આ આઠે વેદ નારાયણે નિરંકાર પ્રણીત છે. માનવ સંતતીને આ વાતનું જ્ઞાન નથી કે આનું ઉલ્લંઘન કરવાથી મુકિત પંથ કેવી રીતે મળશે જેવી સ્થિતિમાં બધા આઠ્ ગ્રંથો વાળા ભ્રાતી ભરેલા છે. તો પછી કોણ કોને મુકિત માર્ગ બતાવશે. આ વેદો વાળાએ ઈશ્વરને જાણ્યા નહીં અને ન તો મુકિત માર્ગ નો પરિચય સમજયા પાના નં. ૫૫

## મહંમદ સાહેબ

મુસલમાન ભાઈઓ મહંમદ સાહેબને અંતિમ અનાગત વક્તા સમજે છે આ ત્રણે શ્રેષ્ઠ ભવિષ્ય વકતા છે. મૂસા-ઈસા-મહંમદ-ઈબ્રાહીમના સંતાન છે. કબીરજી કહે છે. મહંમદ મહાદેવના અવતાર છે. મહાદેવ ભૂત-પ્રેત, જીન, પરી, રાક્ષસ, દૈત્ય ઈત્યાદીના બાદશાહ છે.

તેમ મહંમદ સાહેબ જ્યારે પૃથ્વી ઉપર પોતાનો ધર્મ પ્રચલિત કર્યો ત્યારે સહસ્ત્રો જીન પરી ઈત્યાદિ પોતાની ઈચ્છા મુજબ મહંમદ સાહેબના શિષ્ય બન્યા. સર્વેને મહંમદી કલમ પઢયો આ મહંમદ પ્રાચિન ગૂરૂ છે. મહાદેવની તુલના છે. જ્યારે મોહંમદ સાહેબે જ્યારે મકકા નગર બહાર હાંક લગાવી ત્યારે હજારો માણસો મહંમદસાહેબના શિષ્ય થયા વિષ્ણુના ઉપરાંત મહાદેવ સમસ્ત દેવતાઓની અપેક્ષા શ્રેષ્ઠ છે. મહાદેવ તથા મહંમદના ગુણ એક સમાન છે. માર કાટ રક્તપાત વિનાસ લીલા વિગેરે આપનો ધર્મ છે. સૃષ્ટિના આરંભમાં શિવજીએ ભક્તિ ચલાવી મનુષ્ય જાતિના ગુરૂ થયાં. તેજ અંતિમ અનાગત વક્તા બન્યા. સંસ્કૃતમાં મહાદેવજીનું નામ મહામદમ છે. અર્થાત અત્યંત ક્રોધીત એજ મહાદેવ અરબીમાં મહંમદ થયા. આ મહાદેવ તેજ છે. જેમણે સૃષ્ટિના આરંભમાં પૂજા તથા યોગ વૃતિ સંસારમાં પ્રચલિત કરી ભવિષ્ય પુરાણમાં તેમને વિપ્રકુમાર કહેલ છે. મહંમદ સાહેબે અરબીમાં સંકરાચાર્ય ભારતવર્ષમાં તેઓ બંને શિવજીના અવતાર છે. આ શીવ તથા વિષ્ણુનાં ધર્મ સમસ્ત પૃથ્વી પર ચાલે છે. અને પૂજાય છે. બ્રહ્માની કોઈ પૂજા કરતું નથી. કબીર સાહેબનું કથન છે.

પાના નં. ૩૯૪-૩૯૫

## ચોથું પુસ્તક કુરાન

એવાં કેટલાંક તાત્પર્ય કુરાનમાં આવે છે કે જે સંકેતિક રહસ્યમય પ્રતીક છે. સૂરએ યુસ તથા લુકમાન આયતથી પ્રમાણીત થાય છે કે આ કુરાન સ્વયં પ્રગટ કરે છે જે પૂર્વની કોઈ પુસ્તકમાંથી છૂટી પાડવામાં આવેલ છે.

### અલ્લો ઉપનિષદ

અલ્લા ઉપનિષદ જેમ કે અલ્લા અને રસુલની પ્રશંસા કરેલ છે તેમની અનુસાર આરંભમાં કલમે લોહ ઉપર લખ્યું તેજ આજ દીન સુધી બરાબર ચાલે છે. ઘટવધ નહી (લાઈલ્લાહઈલ્લાહ મહંમદ રસુલીલાહ) કહેવાય છે જે પહેલું હતું તે આજ પણ છે. આજે છે તેમને સંસ્કૃતમાં મહામદમ કહે છે. એજ અત્યારે મહંમદ સાહેબ છે.

## સદરી ઉપનીષદથી કુરાન અથર્વવેદ પ્રમાણીત થાય છે.

કુરાન લખ્યા પહેલા અલ્લાહના નામથી લોકો સારી રીતે પરિચિત હતા ચારે કિતાબ લખ્યા પહેલાથી પ્રાચીન કાળથી લોકો અલ્લાહનું નામ જાણતાં હતાં અને યાદ કરતાં હતાં એટલે આ કારણથી અલ્લાહ વેદથી છે. પ્રાચીન કાળ તેમજ ઉત્પતિ સમયથી અલ્લાહનું નામ હતું અને છે. અલ્લાહનું નામ મહંમદ પહેલા હતું અને મહંમદ પણ મહંમદથી પહેલા હતા અલ્લાહ અને રસુલ અલ્લાહ પૂર્વકાળથી ચાલ્યા આવે છે. પાના નં. ૩૯૪,૩૯૫,૪૧૬,૪૧૭,૪૧૮,૪૧૯

### હજરત આદમ

૧. હજરત આદમ પરમેશ્વરના પુત્ર હતા તેમની ક્રાંન્તી તથા તેજ બધા પેગંમ્બરો કરતાં વધારે હતી. કબીર સાહેબ કહે છે કે આદમ બ્રહ્માના અવતાર છે. હજરત આદમને ઘણી વખત

પરમેશ્વરના દર્શન થયા હતા. તોરેત તથા કુરાન બંને પ્રમાણ કરે છે કે ખુદાયે આદમને પોતાના સ્વરૂપના બનાવ્યા તેમાં પોતાની આત્મા આપી. એટલે ખુદાનો મનુષ્યમાં આગમન થયું. આદમ બધા જ મનુષ્યોમાં ગમન કરતાં ગયાં. એટલે એકથી અનેક થયા સર્વે મનુષ્યનું શરીર અને આત્મા આદમનું શરીર અને આત્મા છે. અને આદમનું શરીર ખુદાનું શરીર આત્મા છે. આદમમાં ખુદાએ આગમન કર્યું. આદમ ખુદાની આત્મા શરીર છે. જુઓ કુરાન (૧૪) સીપારા સુરત હજર (૨) રકુ (૨૯) આયાતમાં લખેલ છે.

કબીર સાહેબનો ગ્રંથ મહંમદ બોધમાં લખેલ છે કે મહંમદ સાહેબ પુન : પેદા થશે તેમને સત્યગુરૂનો ઉપદેશ મળશે. તેઓ મૂક્તિ પામશે. આ બાબત નાનક સાહેબની સાખી છે. જુઓ નાનક સાહેબ જન્મ સાખીમાં લખેલ છે. જ્યારે નાનકશાહ મક્કા ગયા હતા ત્યારે મરદાના મીરાશીને કહ્યું હતું તેઓને મહંમદ સાહેબ પંદરસો વર્ષ વૈકુઠમાં રહીને ફરીથી પૃથ્વી પર આવીને એક સૂદ્રને ઘેર જન્મ લેસે તેઓને પરલોકીક સત્ય ગુરૂ મળશે. તેમની કૃપાથી દયાથી તેઓ પરમધામ સીધા આવશે. અહીં બન્ને મહાપુરૂષોના કથનથી મહંમદ સાહેબ આવાગમન પ્રમાણીત થાય છે.

## કુરાનનું મુખ્ય ધર્મ

### બીસમીલ્લા હરી રહેમાન નીર રહીમ

### (મીમ-લામ-અલીફ)

કુરાનનું મુખ્ય વિવરણ આ ત્રણ શબ્દ છે. જે કોઈ આ ત્રણ અક્ષરોને સારી રીતે સમજશે તે જ ખરો મુસલમાન છે. આ (મીમ) (લામ) (અલીફ)ના બહુજ ગુઢ અર્થ છે. આ ત્રણ અક્ષર અતિરિક્ત અને બીજા અક્ષર મુક્તાંત અને મોક્ષ દાયક છે પણ અર્થાતમાં આ ત્રણ અક્ષર મુખ્ય છે. તે માટે આ ત્રણ અક્ષરને પ્રથમ રાખેલ છે. બીજા સુરાની બકરની પ્રથમ આયાત છે. જેટલા ઈમામ અને કુરાનના ટીકાકાર થયા કોઈએ આ ત્રણ અક્ષરની વ્યાખ્યા ન કરી. કોઈપણ આનો અર્થ ન સમજયા હા અગર સમજયાં હોય તો એક મહંમદ સાહેબ સમજ્યા. જે સમજયા તેમને ગુપ્ત રાખ્યું. કારણકે આ ત્રણ અક્ષરમાં ઈશ્વરી સર્વ ભેદ ભરેલાં છે. આ ત્રણ અક્ષર સર્વ થી પહેલા રાખવામાં આવેલા છે. સમસ્ત કુરાનનો સાર છે. આ ત્રણ ભેદ આસય જાણી લેવા પછી હિન્દુ, મુસલમાન, શીખ, ઈસાઈ આદિ ધર્મ સાથે ધર્મ દ્રેસ અથવા પક્ષપાત, કજીયા રહેતા નથી. આ ત્રણ અક્ષરોની સમજણ કોઈક વિરલો સાચો મુસલમાન જ કરશે. ''સર્વનો એક.'' કુરાનમાં લખેલ છે કે જે આદમ નૂહ, ઈબ્રાહીમ, ઈસા, યાકુબ, અને મૂસાનો પરમાત્મા છે તે જ મહંમદના પણ છે. તો ફરીથી ઈશ્વરી જ્ઞાન બારામાં લખવાનું અને પ્રમાણ લાવાનું કોઈ આવશ્યકતા રહેતી નથી. હજરત આદમથી મહંમદ સુધી બધા એકજ ખુદાને માનવા વાળા છે. એજ ખુદાની પૂજા કરે છે. સર્વ પશ્ચિમના પેગંબરોનું નિશાન તે તરફ જ છે. બીજી તરફ નથી કયાં પૂર્વ ક્યાં પશ્ચિમ અથવા ઉત્તર, દક્ષિણ સમસ્ત સંસારના ઋષિ મુનીઓ

સીધ્ધ સાધુ યોગી જતી તપી સંન્યાસી બધાજ એજ ઈશ્વરની પૂજા કરે છે. કરતાં આવ્યા છે. બધાનો સાર મૂળ એક શબ્દ ઓમ છે. ઓમ કારની માતા કેવલ એક બીન્દી તેમના વડે બીંદીનો પ્રકાશ છે. જે અગમ અગોચર અનામ નિઅક્ષર આદી છે. તેજ સર્વનો પિતા છે. એજ અદ્વેત છે. જ્યારે તેમનું જ્ઞાન મનુષ્યને થાય ભ્રમ છુટે.

પાના નં. ૭૨૨,૭૭૬,૧૦૨૨ કબીર-મન્સૂર

# (૧) શાક્ત ઉપનિષદ

## અલ્લા ઉપનિષદ

## અથર્વવર્ણા ઋષિ

દિવ્યાની ધત્તે ધત્તે દિવ્યાનિ દિવ્યાની ધતે, ધત્ત ઈલલ ઈલલે, ધતે ધત્ત ઈલલે. ધત્ત ઈતિ ધતે ઈલલે વરૂણોવરૂણ ઈલલ ઈલલે વરૂણઃ ઈલલ ઈતિ ઈલલે વરૂણ રાજા. રાજા વરૂણો વરૂણો રજા રાજા પુનર્દુઃ પુનર્દુ રાજા રાજા પુનર્દુ પુનર્દુ રીતિ પૂનઃ દુઃ હયામિ મિત્રો મિત્રો હ્યામિ રદ્યામિ મિત્ર મિત્ર ઈલામિલ મિત્રો મિત્ર ીલામ ઈલામિલો ઈલલ ઈલામિલા મિલલે ઈલલ ઈલામિલા મિલલ ઈલલ ઈલામ ઈલા વરૂણો વરૂણ ઈલામિલા વરૂણ વરૂણો મિત્રો મિત્રો વરૂણો વરૂણ મિત્ર મિત્રસ્તેજ સ્કામસ્તે જશકામો મિત્રો મિત્રસ્તેજ સ્કામ તેજસ્કામ ઈતિ તેજ કામ ॥૧॥

અયામિલામિલામયમયામિલામ । ઈલા લં ત્વમિલાલિલમં લમર્યમમર્યમ ત્વમ ત્મમર્યમ્મમ । આર્યમ વરૂણો વરૂણો વરૂણોર્યમમર્યમ વરૂણઃ । વરૂણો દધ્મ દધ્મ વરૂણો વરૂણો દધ્મ । દધ્મ દિર્ધાયુદિર્ધાયુર્દુમ દધ્મ દિર્ધાયુ । દિર્ધાયુર્વહેત વહતે દિર્ધાયુદિધાયુ વહતે દિધાર્યૂ રીતિ દિર્ધાયુ વહતે સૂર્ય સૂયો વહતે વહતે સુર્ય સુય ઈત સુય હોતારમિનદ્ર ઈન્દ્રો હોતારં હોતારમિન્દ્ર ઈન્દ્રો હોતારં હોતારમિન્દ્ર ઈન્દ્રો હાતારમ । ઈન્દ્રો મહાસુરેન્દ્રો મહાસુન્દ્ર ઈન્દ્ર ઈન્દ્રો મહાસુનેનદ્રો મહા સુરેન્દ્ર સત્તઋષય સત્તઋષયો મહા સુરેન્દ્રો મહાસુન્દ્ર સત્તઋષય સત્તઋષય સં સં સત્તઋષય સત્તઋષય સમ સત્તઋષય ઈતિ સમઋષય સં તુષ્ટ તુષ્ટ સં સં તુષ્ટ તુષ્ટ દેવા દેવાસ્તુષ્ટ તુષ્ટ દેવાઃ દેવા ઈતિ દેવા ॥ ૨ ॥

ઈલામિલામિલમિલામિલામ ઈલેલાકવર્હોડબર્હ ઈલેલોકર્બહોઅકબરર્હ ઈલેલાહકર્બહોડકર્બહ ઈલેલાકર્બહોડકર્હહો ઈલેલાહઈલેલાકવર્હોડબર્હ ઈલેલાકવર્હોડબર્હ ઈલેલાકવર્હોડબર્હ અકબર્હોસમ્યકો બહોસ્યમકકર્બહોસમય્કબજ્ઞહોસમ્યકબહોસ્મિ ॥૩॥

ઈતિ અલા ઉપનિષદ સમાપ્ત

ઉપનિષદ સંગ્રહ પેજ નં. ૩૯૩, મોતીલાલ બનારસીદાસ વારાણસી. જે. એલ શાસ્ત્રી

# (૨) અલ્લોઉપનિષદ

## (કબીર મનસૂર)

ઓમ અસ્મલ ઈલ્લે મિત્રા ધરૂણા દિવ્યાધતે ઈલલલ્લે વરૂણો રાજા પુરૂદુ હ્યામિત્રા ઈલ્લા ઈલ્લેલ્લે ઈલ્લા વરૂણોમિત્રો તેજકાના ॥૧॥ હોતારમિંદ્રો હોતારમંદ્રો સુરેન્દ્રા અલ્લો

જયેષ્ઠમ પરમપૂર્ણ બ્રહ્મણે અલ્લમ ॥૨॥ અલ્લો રસૂલ મહોમદરકમ વોસ્પ અલોલો અલ્લા આરલંબુમેકમ ઋલાવર્કનિસ્વતાકમ ॥૩॥ અલો પરાનુહતત્વ અલા સૂર્યાચંદ્રામાસર્વનષત્રા અલ્લા અગ્નિવાયુઅલા ॥૪॥ અલ્લો ઋષિણ સર્વેદ્વિયામ ઈન્દ્રાય પૂર્વમાયા અંતરીક્ષા અલ્લો પૃથ્વીયમતરીક્ષમ વિશ્વરૂપમ ॥૫॥ દિવ્યાનિ ધતે ઈલ્લે વરૂણોના પૂરદૂદૂ ઈલ્લાકમ વરૂ ઈલ્લામ વરૂ ઈલ્લેલેલ્લિા ॥૬॥ અપ્રલ્લં ઈલ્લ ઈલ્લે અનાદિરૂપાય અર્થણી સામાહં અલ્લાં રસ હિજન્યા શ્રન્સિધ્ધ જલ્લપુરાન પ્રાદુષ્ટમ કૂરૂ કુરૂષષા અસૂરસંહારણી હંમ અલૌરસૂલમહમદ રક્કૂવરસ્મ અલ્હા ઈલેઈલ પીર ઈલ્લાહા ॥૭॥ સહસ્રા વર્તમેનદેવ જાલો ભવતિ શતાવર્તન સર્વવશ્યો ભવતિ ત્રિમધુહો વૃતેન શશખેન વા અત્સ્યતવર્તણે સર્વગ્હોશાંતિ ભવતિ ઈતિ અર્થવર્ણ સહિતાયએકવિસ્તીદ્વારેશ્પતવિસ્ન્તીમૂતિ ઓમ અલ્લાત્વા ઈલ્લાલા મહમદરસૂલ અલ્લાહ ઓમ ઈલ્લાકં વર ઈલ્લાકમ વર ઈલ્લામ ઈલલ્લેતિ

## (૩) અથઅલ્લોઉપનિષદ વ્યાખ્યાસ્યામઃ

*અસ્માલ્લાં ઈલ્લે મિત્રાવરૂણા દિવ્યાનિ ધત્તે ઈલ્લેલ્લે વરૂણોરાજા પુનર્દદુ હયા મિત્રો ઈલ્લાં ઈલ્લલ્લે ઈલ્લાં વરૂણો મિત્રસ્તેજસ્કામઃ ॥૧॥ અલ્લો જ્યેષ્ઠં શ્રેષ્ઠં પરંપૂર્ણ બ્રાહ્મણં અલ્લામ ॥૨॥ અલ્લોરસૂલમહમદરકબરસ્ય અલ્લો અલ્લામ ॥૩॥ આદલ્બામુંક્મેકકમ અલ્લાબૂક નિખાતકમ ॥૪॥ અલ્લો યજ્ઞેન હુતહુત્વા અલ્લા સૂર્યચંદ્રસ્ર્વનક્ષત્રા ॥૫॥ અલ્લાઋષિણ સર્વદિવ્યા ઈન્દ્રાય પૂર્વમાયા પરમમન્તરિક્ષા ॥૬॥ અલ્લઃ પૃથ્વીયા અન્તિરક્ષમ વિશ્વરૂપમ ॥૭॥ ઈલ્લાંકબર ઈલ્લાકબર ઈલ્લાં ઈલલ્લેતિ ઈલલ્લા ॥૮॥ ઓમ અલ્લાઈલ્લા અનાદિ સ્વરૂપાય અર્થવર્ણાશ્યામા હુઁ હીં જનાનપશૂન સિદ્વાન જલચરાન અદૃષ્ટમં કરૂ કૂરૂ ફટ્ ॥૯॥ અસૂરસંહારિણી હું હીં અલ્લોરસૂલમહમદરકબરસ્ય અલ્લો અલ્લામ ઈલ્લેલ્લિતી ઈલ્લાલાં ॥૧૦॥*

ઈત્ય અલ્લોપનિષદ સમાપ્ત

જો ઈસ મેં પ્રત્યક્ષ મોહમ્મદ સાહેબ રસૂલ લિખા હૈ ઈસસે સિદ્ધ હોતા હૈ કી મુસલમાનો કા મત વેદ મુલક હૈ

-દયાનંદ સરસ્વતી, સત્યાર્થપ્રકાશ, વૈદિક પુસ્તકાલય અજમેર, પેજ નં. ૫૫૫, ૫૫૬

## સંસ્કૃત ડીકસનરી શબ્દ

| | |
|---|---|
| સંસ્કૃત | સંસકૃત |
| અલમ - અસીમ શક્તિવાન | અલં - અસીમ શક્તિવાન |
| અલ્લા - મા, માતા, પરમ દેવતા, | ઈલ્લા - પૃથ્વી |
| ઈલ્લાહ - શક્તિ | મહામદમ - મહાદેવ |
| રસૂલ - દૂત | |

અલ્લા શબ્દ ઈસ્લામકાળ પહેલાથી તે સમય માટે એક ઈશ્વર પ્રયુક્ત થયો હતો.

અર્થવવેદ શુક્ત નં. ૧૦૯, ૬,૧૧ ઋષિ અર્થવા





*પીપ્પલી ક્ષિત ભેષંજ્યુતાનીવીધ ભષજી તાં દેવા સમકલ્પ યનિયં જી ક્વિતા અલમ ।।૧।।*

અલા બું ૨૦ મો કાંડ, ૯મો અધ્યાય સુક્ત ૧૩૨.

અલ્લા બુકં નિખાતકામ

અલ્લા શબ્દ શુદ્ધ સંસ્કૃત છે અલ્લાઅલ્લ શબ્દ માતાને માટે પૂજા વખતે પ્રયોગ થાય છે અને અલા શબ્દ શિવ માટે પણ પ્રયોગ થાય છે પ્રજાપતિ બ્રહ્માકુમારી નો મત છે.

પેજ નં. વી.એસ.આપ્ટે. પેજ નં. ૧૫૮ ગુજરાત વિદ્યાપીઠ, પેજ નં. ૪૪-૪૫,

ત્રીલેંગલ ડીક્ષનરી કલકત્તા સંસ્કૃત કોલેજ, પેજ નં. ૩૮

## લ. લા. લો.

લો દિમો ધ્યાં લસાયભૂમો ભયે ચાહલાદને પીચ લોવા તે લવણ્યે ચ શ્યાલોદાનેચ પ્રકીંચીત લ સ્લેપે ચાસયે ચૈન પ્રકાયે સાધને પીઃ લ માનસે વરૂણેચેપ લકારઃ શાન્તવનેષિ ચ લઃઈન્દ્ર લો વિદ્યાતરી ઈસ્તી લાઃ લક્ષ્મી પ્રકીંચીતા

(લા શબ્દ લક્ષ્મી વાચક છે) કબીરબીજક પેજ નં. ૬૧૫

અલ્લામઈ અલામા સાધના સાહિત્ય પેજ નં. ૮૪ લખનઉ વિશ્વવિદ્યાલય

અલ્લાનાં બે નામ છે. **અલ્લાઅવલ, અલ્લાઆખર**

સફાહત સીલાલેખોમાં અલ્લાહનું સ્રીલીંગ અલ્લત જોવા મળે છે. લાહ શબ્દ સૂર્યના પ્રકાશનો બોધ દાયક છે. અખંડ જ્યોતિ સંસ્થાનમથૂરા રામશર્મા આચાર્ય પેજન મં. ૧૧ નવે. ૧૯૮૯

સૃષ્ટીકર્તાએ આદિકાળથી લખી રાખેલ છે (લોહમહફૂજમાં)

અદૃષ્ટ પુસ્તકનો અભિપ્રાય સ્વર્ગીય બેલપાટીથી થાય છે.

કુલ હુવલ્લાહુઅહદ, અલ્લા હુસમદ લમંયલીદ વલમ યુ યુલદ વલં યુકુલ કુફૂવન અહદ કહો પરમેશ્વર એક સર્વાધાર છે તેઓ પેદા થયા નથી. અને પેદા કર્યા નથી. તેમના સમાન કોઈ નથી.

રાહુલ સાંક્રતાયન કિતાબમહલ ઈસ્લામધર્મની રૂપરેખા

## રામકૃષ્ણ પરમહંસ

તેમને સર્વધર્મ સમન્વય સાધના કરી અલ્લાહનો જાપ જપીને મહંમદ પેગંમબરના ચીનમય સ્વરૂપના દર્શન થયાં શ્રી રામકૃષ્ણ કથામૃત ભાગ-૧લો શ્રીરામકૃષ્ણ આશ્રમ, રાજકોટ ગુજરાત. પેજ નં. ૧૨

## અલ્લમ પ્રભુ

વીર શીવ સમાજ શિવ ભક્તિ ધારાનું સમાજિક શંસ્કરણ છે. તેમની સ્થાપના કાલચુરી વંશના રાજા બીજલ ઈ.સ. ૧૧૫૬-૬૮ના મંત્રી વાસવે કરી હતી. તેમની પ્રધાનતા બેલગામ બીજપુર, ધારવાર, જિ. મૈસુર, અને કોલ્હાપુર રાજ્યોમાં છે. વાસ્વના સમકાલીન અલંપ્રભુ આ સંપ્રદાયના મુખ્ય સંત હતાં. અને તેમને અવતાર માને છે કન્નડ ભાષામાં અલમનો અર્થ અલ્લાહના લીંગાયતભક્ત થાય છે. વીર શિવલીંગયત સંપ્રદાય છે. વિર શીવ સંપ્રદાય મડદાને



માટે છે. અને શ્રાદ્ધમાં માનતા નથી. તલાક અને વિધવાવિવાહમાં માને છે. વિર શીવ એક શીવ સંપ્રદાય છે.

ભારતમાં સમાજશાસ્ત્ર પ્રજાતિ અને સંસ્કૃતિ, બી.એ.બી. કોલેજ, દહેરાદુન, જી. ભટ્ટ પેજ નં. ૫૦૨.

## અલ્લાહ યોગી શબ્દ

### (તસ્વફ અથવા સૂફીમત)

વાસ્તવિક સચ્ચાઈના આધારે અથવા આસ્થાની અભિષ્ટ આલંબન વસ્તુ અલ્લાહ છે. અલ્લાહ શબ્દ વાસ્તવમાં યોગીક શબ્દ છે. અનેક દેવતાનું નિરાકરણ કરીને અલ્લાહની પ્રતિષ્ઠા આરબમાં થઈ. તે જે હોવાના બરાબરી હતાં. (પેજ નં. ૬૨-૬૩, તસ્વુફ) ઈસરાઈલ (પેજ નં. ૪૫૮) અલ્લાહ શબ્દ રૂઢી હોય કે યોગીક તેનાથી કોઈ તર્ક નથી. પણ અલ્લાહનો પ્રયોગ મહાદેવનું ધોતક છે. અને તેમની પ્રધાનતા સર્વમાને છે. આપણા માટે આટલું પૂર્તિ છે. ચિંતનના વિષયથી સૂફીઓ અલ્લાહને બદલે હક્ક પ્રતિપાદન કર્યો. પણ આરાધના અલ્લાહની માન્યતા રાખી એટલું તો બધા માન્ય રાખે છે કે પ્રાચીન જગતમાં દેવી દેવતાનાં ઉપાસકો અલ્લાહને મહેશ્વર સર્વપ્રધાન માનતા હતાં. (પેજ નં. ૬૪) હદિશ છે કે મોહંમદ સાહેબને અલ્લાહનો સાક્ષાત્કાર કિશોરના રૂપમાં થયો હતો વાસ્તવમાં અલ્લાહ જે હોવાના બરાબરી છે. અને અલ્લાહ આદી છે અંત છે. વ્યક્ત છે, અવ્યક્ત છે સ્વયંભું છે ભગવાન છે, રબ છે, રહીમ છે, ઉદાર છે, ગની છે, નિત્ય છે, કર્તા છે, (પેજ નં. ૬૫ તસ્વુફ) અલ્લાહની અર્ષકૃષિ હૃદયમાં છે. વૈદિક શબ્દોમાં મહંમદ અલ્લાહનું કનિષ્ટ રૂપ છે. કારણ કે તેમની જ્યોતિથી સૃષ્ટિ થઈ. આદમના પહેલેથી મહંમદનું નૂર જ્યોતિ મોજૂદ હતું. અને તે નૂરથી બીજા નબી પણ થયાં (પેજ નં. ૬૬-૬૭, તસ્વુફ) આરંભમાં ઈલ્લાહ અને ઈલોહીમ પ્રકૃતિની દિવ્ય શક્તિ અથવા પરમાત્માની વિભૂતિ (તસ્વુફ, પેજ નં. ૬૯) અરબી મનિષીનું કહેવાનું છેકે અલ્લાહ અમૂર્તરૂપમાં દર્શન નથી પરંતુ સ્ત્રીરૂપમાં જ અલ્લાહનો સાક્ષાત્કાર ઉત્તમ છે.(તસ્વુફ પેજ નં. ૧૦૫) હકીકતમાં અલ્લાહ એક પરમ દેવતા છે. ઈસરાઈલમાં જેહોવાનું સ્થાન હતું તે જ ઈસ્માઈલના વંશજોમાં અલ્લાહનું સ્થાન છે. તે જ અલ્લાહનું નામ કુરાનમાં આવે છે. (તસ્વુફ પેજ નં. ૧૩૨) ઈલાહ વેદાંતિઓના ઈશ્વર કહીશકાય છે. (પેજ નં. ૧૩૮) વાસ્તવમાં ઈલાહ અલ્લાહ ઋષિમુનિઓના ઈશ્વર છે બીજી કોઈસત્તા નથી (પેજ નં. ૧૩૯) અલ્લાહે આત્મજ્ઞાનની પ્રેરણાથી અવ્યક્તમાંથી પ્રગટ થાવાની ઈચ્છા થઈ ત્યારે જ્યોતિનું નિર્માણ કરવું પડ્યું. અંધકારને કારણ સક્ય અલક્ષ્ય હતું જેથી અલ્લાહે નૂર પેદા કર્યો મહંમદ સાહેબના હકીકતમાં સત્તા તે જ નૂર છે. (તસ્વુફ પેજ નં. ૧૪૩, શ્રી ચંદ્રબલિ પાંડે, હિન્દી સંપાદક સરસ્વતી મંદિર, બનારસ)

## અલ્લાહુ કર અલ્લાહુ

### ગજલ -૫૧

હર હર દમ પર ધ્યાન લગા કે અલ્લાહુ કર અલ્લાહુ નહેનો અકરબ દિલમે લાકે અલ્લાહુ કર અલ્લાહુ ૧
વફી અન્ફોસેકુમ સુરત જમા કે અલ્લાહુ કર અલ્લાહુ વહોવામાકુમ નજર મિલાકે અલ્લાહુ કર અલ્લાહુ ૨

મન અરફ તંબુર બજાકે અલ્લાહુ કર અલ્લાહુ ફક્ત અઈ કા નગમા ગાકે અલ્લાહુ કર અલ્લાહુ ૩
અલ ઈન્સાનો સીધી સુનાકે અલ્લાહુ કર અલ્લાહુ અનાસીલ રોહું દિલમે છૂપાકે અલ્લાહુ કર અલ્લાહુ ૪
એકરા કિતાબ કા માઅનાપાકે અલ્લાહુ કર અલ્લાહુ કબા બે નફસે કા મેવા ખાકે અલ્લાહુ કર અલ્લાહુ ૫
વહોદત કે દરિયામે આકે અલ્લાહુ કર અલ્લાહુ વહેમ દોઈ કા દિલમે મિટાકે અલ્લાહુ કર અલ્લાહુ ૬
બહેર ફનાહ મે ગોતે લગકે અલ્લાહુ કર અલ્લાહુ કાયમ હોકર બીચ ફના કે અલ્લાહુ કર અલ્લાહુ ૭
ગુમ હોજા તુ જાત મેં જાકે અલ્લાહુ કર અલ્લાહુ અનલ હક્ક કા શોર મચા કે અલ્લાહુ કર અલ્લાહુ ૮
અપની ખુદી કો આપ ગમા કે અલ્લાહુ કર અલ્લાહુ મે ઔર તું સબ દિલ સે ભુલા કે અલ્લાહુ કર અલ્લાહુ ૯
ખુદી કા પરદા દિલ સે ઉઠા કે અલ્લાહુ કર અલ્લાહુ કપટ કી ટટી દૂર હટાકે અલ્લાહુ કર અલ્લાહુ ૧૦
અનવર આપ મે આપ સમા કે અલ્લાહુ કર અલ્લાહુ હક્કે જિક્ર કી ગઝર બના કે અલ્લાહુ કર અલ્લાહુ ૧૧

અનવર કાજી, અનવર કાવ્ય, મહાસુખભાઈ હઠીભાઈ.

**અન હક્ક અલહક (પરમ સત્ય) અહંબ્રહ્માસ્મિ**

**હક લા ઈલા ઈલઅલાહ મહામદ રસૂલ અલ્લાહ**

**ઓમ ઐં હ્રીં ક્રીં ક્લીં ચામુંડાયૈ વિચ્ચૈ (ચંડીપાઠ)**

**યા અલ્લાહ રહીમ કરીમ કલીમા(શક્તિ) અલીયુલ અસીમ**

## હે પ્રરિબ્રહ્મ, સર્વત્ર, ખલવીંદ બ્રહ્મ, પરમ સત્ય છો.

## મહામદ દેવદૂત નૂર રૂપે પ્રકાશમાન છો.

હે કલમ તમે લખો અને કહો લા ઈલા ઈલ અલા (સ્વર્ગ પાટીકા ઉપર) કલમે ૭૦ હજાર વર્ષ સુધી લખ્યો અને કહ્યો. એક હજાર વર્ષ પછી ફરીથી આદેશ

હે કલમ તમે લખો અને કહો મહામદ રસૂલ અલા ફરીથી કલમે ૭૦ હજાર વર્ષ સુધી લખ્યુ અને કહ્યો ૭૦ હજાર વર્ષ પહેલાં અને ૭૦ હજાર વર્ષ બીજા એવા ૧ લાખને ૪૦ હજાર વર્ષ સુધી કલમે કલમો લખ્યો તેમને કલમો કહેવાય છે.

હક્ક લાઈલા ઈલ અલા મહમદ રસૂલઅલા કલમાની ઉત્પતિ ટાઈમ પહેલા ૫૦ લાખ અને ૧૪ હાજર વર્ષ પહેલા પરમાત્માના નભિકમળમાંથી નૂર પેદા થયો અને સૃષ્ટિની રચના કરી તે જ નૂર મહોમદ અથવા મહાદેવ નૂરનામ. (કાકા સવજી રામજી, પીરાણા)

## કલમાની વિશેષતા

અંતમિ સમયે અમો નબી પેદા કરીશું અને ફિકર મોટી આશિષ એવી હિંમત આપીશું અને દરરોજ સવારમાં એકસો ચાલીસ (૧૪૦) વખત પઢશે તો સહસ્ત્રો ગણું ફળ આપીશું. નૂરનામા. અંતિમ નબીના આદેશથી મુસલમાન ભાઈઓ કલમાને કબૂલ કરે છે. કબીર સાહેબ કહે છે કે કલમો મુસલમાનનો કોઈ ઠેકો જાગીરદારી નથી. પરંતુ કલમો સર્વમાન્ય સર્વસમાન અધિકાર છે. સર્વ માટે છે. લોકો તેમને જુદી જુદી ભાષામાં દેશ-કાળ પ્રમાણે સર્વ પરમ સત્તાને માને છે. અને ઉપાસના કરે છે. વાસ્તવમાં કલમો આદિકાળથી છે. અલ્લાહના બે નામ બીજા પણ છે. અલ્લાહઅવલ, અલ્લાહઆખર સૃષ્ટિ ઉત્પતિ પહેલાં જે હતું તે અવલઅલ્લાહ સૃષ્ટિના

પ્રલય પછી જે રહેશે તે આખરઅલ્લાહ. કલમામાં અલ્લાહની સ્તુતિ છે. આ કલમાને માત્ર પઢવાથી ઈસ્લામ કબૂલ થઈ શકે છે. અને ઈસ્લામ કબૂલ કરવાનું સંવીદધાન છે. પરંતુ કલમો પઢવાથી કે પવિત્ર કુરાન પઢવાથી ઈસ્લામ માન્યતાથી મુસલમાન થવાતું નથી. મુસલમાન બની શકાતું નથી. મુસલમાન બનવું કઠીન છે. શરીયતની પાબંદી વગર મુસલમાન બનવું મુશકેલ છે.

(સુપ્રીમ કોર્ટ, જજ,કલક્તા, સર આસરથીન પેરી ખોજા કેસ, ૧૮૪૭, પેજ નં. ૬૧, મહાજાતિ ગુજરાતી, ચંદ્રકાંત બક્ષી, ગાંધી માર્ગ, અહમદાબાદ, નવભારત સાહિત્ય)

## આદિકાળથી કલમો

### પૂર્વ દેશોમાં : પ્રાચીનમાં

*લા ઈલાહ હરતિપાપ મ ઈલલાહી પરમપદમ*
*જન્મ વૈકુંઠ પ્રાપનોતી તું જપતિ નામ મહમદમ*

(કલીતારક મંત્ર પેજ નં. ૯૧) મા. એમ.એન. દાસ પ્રકાશક એસ. બી. સૈયદ

*લા ઈલા ઈલ લાહ સુભાન મલેકુલ કુદુશો*

(ગંજુલઅર્પ પેજ નં. ૧૯૦) કાકા સવજી રામજી, પીરાણા.

### આદમ પછી પશ્ચિમ દેશોમાં

| | | | | |
|---|---|---|---|---|
| લા | ઈલા | ઈલલાહો | આદમ | સફીયુલાહ |
| લા | ઈલા | ઈલલાહો | નૂહ | નજીયુલાહ |
| લા | ઈલા | ઈલલાહો | ઈબ્રાહીમ | ખલીલુલાહ |
| લા | ઈલા | ઈલલાહો | ઈસ્માઈલ | જબીઉલાહ |
| લા | ઈલા | ઈલલાહો | મુસાકઅલી | કલીમુલ્લાહ |
| લા | ઈલા | ઈલલાહો | દાઉદખલીફ | તુલાહ |
| લા | ઈલા | ઈલલાહો | ઈસ્સા | રૂહૂલ્લાહો |
| લા | ઈલા | ઈલલાહો | મહંમદ | રસૂલલ્લાહો |

## નાનક સાહેબનો કલમો

લા ઈલા ઈલલાહ ગોવિંદ નાનક ખલીફ ઉલાહ - ગૂરૂ નાનક જન્મ સાખી નં. ૩૬ પાકનામા

### દરિયા સાહેબ

લા ઈલા ઈલલાહી મહમદૂર રસૂલીલાહ નવીન ઢંગથી વ્યવસ્થા કરી છે.
ર્રા તોરબ આપ હૈ મામા મોહમ્મદ જાણ દોય હરફમે માઈના સબી વેદ કુરાન

સૂફી મત કવિ ઔર કાવ્ય પેજ નં. ૩૦૯, ડૉ. સરલા શુક્લ

## કબીર

કલમા કહૂ તો કલ પડે બિન કલમે કલ નહીં
જો ખોલ દેખા કલમે કો તો કલ હૈ કલમા મહીં.
(અનવર કાવ્ય, પેજ નં. ૧૮)

## કલમા ભલા પઢાયા

### ભજન ૧૬

કલમા ભલા પઢાયા અનવર પાક બનાયા
કલમે જૈસા ઔર પદારથ કહીં નજર નહી આયા રે ભાઈ
હર હર દમમે કલમા પઢીયા કલમે રંગ લગાયા કલમા ૧
બિન કલમે કલ નહીં પડત હૈ કલમે ધ્યાન લગાયા રે ભાઈ
કલમે કું જો ખોલ કે દેખા કલમે મેં કલ પાયા કલમા. ૨
ઈસ કલમે કી કલ કો સંતો, વીરલા કોઈ નર પાયા રે ભાઈ
જીસને પાયા ઉસને છૂપાયા વોહી મોક્ષ સિધાયા કલમા. ૩
મહામંત્ર હૈ યૈ કલમા હૈગા આજમ ઈસે કહાયા રે ભાઈ
ખુદા મિલન કા ભેદ હૈ સારા કલમે બીચ છૂપાયા કલમા. ૪
જીસને ઊસકા અર્થ પિછાના જ્ઞાન ઉસીકો આયા રે ભાઈ
જીસને કલમા દિલસે પઢીયા ઉસકો રબ સે મિલાયા કલમા ૫
કલમે ને ઘટ કીયા ઉજાલા, કલમે પાપ મીટાયા રે ભાઈ
પાટે મીટાકર પાક બનાયા દુઃખ સે જીવ છોડાયા કલમા. ૬
કલમા કહે સો નર્ક ન જાવે, સચ્ચી બાત સૂનાયા રે ભાઈ
એસા કલમા કોઈ ધર્મ મે નઝર નહીં મુઝે આયા કલમા ૭
સભી કરામત હૈ કલમે મે જો કૂછ જીસને ચાહા રે ભાઈ
કલમા પઢકર જો કુછ માગા વો હી પદારથ પાયા કલમા. ૮
રિદ્ધિ સિદ્ધ ઔર કરામત દિલમે દુનિયાકી પાયેરે ભાઈ
કલમા પઢકર જીસને માંગા, ઉસકો રબ પહોંચાયા કલમા. ૯
યે બાતેં સબ સચ સુનાઈ, જૂઢ નહી મુજ ભાયા રે ભાઈ
જો કોઈ ચાહે કરે પારખા, મે તો સચ બતાયા કલમા. ૧૦
કલમે કી સબ રચના રજ કર સારા જગત બનાયા રે ભાઈ
કલમા સબ કી જડ હૈ સંતૌ ઈસમે જગત સમાયા કલમા. ૧૧
વલીનબી ઔર પીર પેગંબર સબ કોઈ કલમે ઢાયા રે ભાઈ
કલમે બીન કોઈ મોક્ષ ન પાવે જો ભૂલા પસ્તાયા કલમા. ૧૨

મોક્ષ કા માર્ગ કલમે અંદર જીન ઢૂંઢા તિન પાયા રે ભાઈ
કલમા હેગા મોક્ષ કી કૂંચી સબ કો ભેદ બતાયા કલમા. ૧૩
ઋષિ, તપસ્વી ઔર તીર્થંકર જીસને જોગ ઉઠાયા રે ભાઈ
જો કલમે કી કલ કો પાયા વોહી મોક્ષ સિધાયા કલમા. ૧૪
ભગત અતિત ઔર જ્ઞાની-મુની-સાધુ સંત કહાયા રે ભાઈ
બીન કલમે કી કલ કે સંતો કોઈ જ્ઞાન નહીં પાયા કલમા. ૧૫
ચાર શબ્દ કે કલમે અંદર સારા ભેદ છૂપાયા રે ભાઈ
યે કુદરત કા બડા તમાશા દરિયા ઘટમે સમાયા કલમા. ૧૬
કલમા કહે સો સ્વર્ગ મે જાવે, મે કલમે ચિત્ત લાયા રે ભાઈ
મોં સે પઢીયા દિલ સે માના વૈકુંઠ દ્વાર ખુલાયા કલમા. ૧૭
કેવલ જ્ઞાન કલમે સે હોવે અગમ સમજ મે આયા રે ભાઈ
પાપ-પુન્ય દોનું એક કાંટે કલમા પઢકર લાયા કલમા. ૧૮
ચારો વેદ કલમે કે અંદર ગુરૂને કલ બતાયા રે ભાઈ
કહાતક મેં કલમે કું બખાનું કોઈ પાર નહીં પાયા કલમા. ૧૯.

અનવર કાવ્ય. (પેજ ન. ૧૯.)

## ગીતા

**બંનેની સરખામણી એક જ છે.**

ઓમિતેકાક્ષરે બ્રહ્મ વ્યાહર સનુસ્મરણ પ્રયાતી ત્યજનંદેહંગ સ યાતી પરમંગતિમ - ગીતા

લા ઈલા ઈલ લા મહમદ રસૂલીલા મહમદ.

-ગૌરીશંકર ભટ્ટ. (બી.એ.બી.કોલેજ, દહેરાદૂન પેજ નં. ૪૯૩)

## શ્રી પ્રાણનાથ મહામતી લા-ઈલા ઈલલાહ મહામદ રસૂલીલાહ

અર્થ લા એટલે નહી અથવા ક્ષર જગત ઈલાહને હક્ક સત્ય અક્ષર ઈલલાહને તેનાથી પાર અક્ષરાતીત બ્રહ્મ બતાવ્યો. કલમાને ગીતાના ક્ષર-અક્ષર-અક્ષાતીત બ્રહ્મ ઉત્તમ પુરૂષ.

(સનંધ ભૂમિકા પેજ નં. ૨ પ્રાણનાથ મિસન નવી દિલ્હી)

ધર્મ સમન્વય રચનાત્મક દસ્તાવેજ સનંદ ગ્રંથ ઈસ્લામ અને કુરાનના મૂલ સ્વર ઈસ્લામના પક્ષ અને સૈમેટીક પંરપરાના મૂલ મંત્ર લા ઈલા ઈલીલાહ મહમંદ રસૂલીલ્લાહ ના નામે હીંદુ મતવાદમાં ચરમસ્વીકાર અને આત્મવિસ્તાર છે. (સનંદ ભૂમિકા પેજ નં. ૧૩)

## સનંધ કલમે કી

*એ જો ફરેબ તુમ દેખિયા, ઔર દેખ ફરેબ તે મજહબ ।*
*એ તો સબ તુમ સમજે ગુઝ જાહેર કરહું અબ ॥૧*
*જો અલ્લાહ કીનહું ન લ્હા ને તિનકા કાસદ ।*
*અરસ રહોં વાસ્તે આઈએ મેરે હાથ કાગજ ॥૬*

ક્યાં રસુલે જાહેર ખબર ખુદકી મુજ
કોઈ ઔર હોવે તો પહોંચહી અબ જાહેર કરહો ગુંઝ ॥૭
જો ચૌદે તબ કોમે નહીં વાર ન કાહું પાર
સો અલ્લહા અમ આવસી ખાતર, સુહાગીન નાર ॥૮
લે ફરમાન જો હાથમે કહેલાએ મે રસુલ
એ દેખે અરવાહે અરસકી જિન કોઈ જાવે ભૂલ ॥૯ (પેજ નં. ૯૪)
ઔર બહાત્તર નારી કહે, કરી એક કો હક્કે હિદાયત
કુરાન, માઝજા, નબુવત, સૌ નાજી, કરસી સાબિત ॥૧૩
તબ લો રશમે નરત હૈ જબ લૌ હે ઉરજન,
રૂહ અલા કૂંજી લાઈયા તબૂ જોરા ન ચલસી કિન ॥૧૭
મહંમદ પેહેલે આયે થે બરસાયા હક્કા નૂર
કૈ વિદ્ય કરી મહેરબાનગી, પર કિને ના કિયા સહૂર ॥૨૦ (પેજ નં. ૯૬)
અર્સ રૂહે હોએ સો માનીઓ અંદર આન આકીન
એ કલમા જો સમજહી, સોહી મહંમદ દીન ॥૨૩
એ કલમા મુખ લાખો કહે, પર માઈને ન સમજે કોઈ
ઈન કલમે મગજ સો સમજ હી જો અરસ અજીમ કી હો ॥૨૪
એક એભી રસૂલે કહ્યા કરી આગે કી શરત,
સાથ આવસી ઈમામ કે, રૂહે મોમન બડી મત ॥૨૬
ઈમામ ઈત આવસી સોથી મોમીનો કે કારણ
દેસી સુખ મોમન કો કજા હોસી સબન ॥૨૯
જિન સીર લઈ બાત રસૂલ કી, કમ પરક ઘરે કદમ
ઈન કલમે કે, હક્ક સે, ન્યારા નહીં ખસમ (પેજ નં. ૯૮)
જિન એક કલમા, હક્ક કીયા મે તીન કા જામીન
સો આપે અપને દીલમે સાખ જો દેસી તિન બત્રીસ
જો સબો કો અગમ, સો સબ રસૂલ નજર
તો રસૂલ મુસલિમ કો, ફિરે સો ફુરમાએ કર ॥૪૦ (પેજ નં. ૯૪)

## સનંદ ફુરમાનકી

ફુરમાન લાયા જો રસૂલ, પર સમઝયા નહીં કોય
જિન ખાતર લે આઈઆ એ, સમજેગી રૂહો સોએ ॥૧

સ્વામી પ્રાણનાથના અનુસાર હજરત મહંમદ સલ્લલાહુ અલહીવસલામ હોઈની કુરાનશરીફના મૂળ તત્ત્વ હિંદુના પૌરાણીક ગ્રંથોના ગૂઢ અર્થ સાથે મેળ ખાય છે. પ્રણામી





સંપ્રદાયના તાર્તમ્ય મંત્ર (દિક્ષામંત્ર) અને કાલીમા નો અર્થ સમાન છે. કલીમાશરીફ ના મૂળ શબ્દોનો ગૂઢ અર્થમાં અને શ્રીમદ્ ભાગવદગીતાના અધ્યાય ૧૫માં ઈતિ ગૃહત્તમ ગુપ્તથી પણ ગુપ્ત જ્ઞાનમાં એક જ આભાસ મળે છે. લા ઈલાહ ઈલ્લલાહ મહમદ્દૂરસૂલીલ્લાહ કલીમાશરીફ ના લા - ઈલાહ - ઈલલાહ - ના અર્થની વ્યાખ્યા આ પ્રકારની થાય કે લા એટલે ક્ષર સરવાણી ભૂતાનિ. ઈલાહ એટલે કુટસ્થોક્ષર અથવા ઈલલ્લાહુ પછી ઉત્તમ પુરૂષ સત્વનય પરમાત્મે કિવદાહત છે. ગીતામાં કહ્યો છે.

*દ્વાવિમોપુરૂષોલાકે ક્ષરચાક્ષર એવ ચ ક્ષપઃ સરવાણી ભૂતાનિ કૂટસ્થોક્ષર ઉચ્ચતે ઉત્તમઃ પુરૂષસત્વન્ય પરમાત્મેકિવદ્હત યો લોકત્રયમાવિષ્ય બિભત્યમં વ્યય ઈશ્વર*

આવી રીતે ક્ષર એટલે લા અને અક્ષર ઈલાહ બે પ્રકારના પરૂષ છે જેટલા જડ-ચેતનાત્મક મિથ્યા વિરાટ પૂરૂષ પ્રલયમાં લીન થવા વાળા ક્ષર (લા) છે. અને અક્ષર બ્રહ્મ (ઈલાહ) કૂટસ્થ નિત્ય છે. આ બન્નેથી જુદા અક્ષરાતીત ઉત્તમ પુરૂષ (ઈલલાહુ) છે. એવી રીતે કલમાનું ઈસલામમાં મુરાદ અલ્લાહ તાઆલા ઈલલાહું બરહક તોહીદ (અદ્વીત) સ્પષ્ટ થાય છે. તે પરબ્રહ્મ અલ્લાહ તાઆલા બિસ્મીલાહી રહેમાન નિર રહીમ તે બધા બેનમૂન અથવા દયામય, દયાળું, પ્રપાસી અને સ્વલીલા દ્વવોઈત છે. આવા પૂર્ણબ્રહ્મ પરમાત્મા આલા તાઆલાના બ્યાન તથા મહિમાનું વર્ણન વેદ શાસ્ત્ર અને કુરાનોમાં સ્થાન સ્થાન પર આવે છે. ઋગ્વેદમાં ઈલાહ નામ પર બ્રહ્મલોક સ્પષ્ટ લખેલ છે. અને સ્વતંત્ર સૂક્તપણ ઈલાહ નામથી છે.

કુરાનમાં એહ બેન્સમે રાતલ મુસ્તીમ નો અર્થ ઋગ્વેદના અગ્નિનવાસૂપથાના અર્થથી મળે છે. વેદના એક મેવ દ્વિતીયમ બ્રહ્મ અને કુરાનશરીફના વહદહૂંલાસરીકલહુ એવી તોહીદ એટલે અદ્વેત અર્થ સ્પષ્ટ કરે છે. એવી પ્રકારે કુરાનના લા ઈલા ઈલલાહું અને જેદ અવસ્થાના નેસ્ત એજીદ યજદાનો અર્થ પણ એક જ છે. ગીતામાં પરમાત્માનું જ્યોતિસામ પિત્તજ્યોતિ અને પ્રભાસ્મિ શશી સૂર્યો લખ્યો છે. અને કુરાનમાં એવી જ રીતે અલ્લા તાઆલા નૂરૂન અલ્લાહનૂર અને નૂરૂ સમ્મા વાતે વલઅર્જ કહ્યા છે. એવી રીતે ઈન્ના ઈંજુલના અને ઈનાયતનાં આદિ કુરાનની સૂરતો દ્વારા કુરાન પુરાણની ચકતા પર સ્વામી પ્રાણનાથે જોર આપ્યો છે. ઈસ્લામ અને વૈદિક ધર્મના આપસી વિરોધભાસોથી નિહિત એકતાનો પણ અધિક મહત્ત્વ આપ્યો.

*નામસારો જુદા ધરે લઈ સબો જુદી રસમ*
*સબમે ઉમ્મત ઓર દુનિયા સોઈ ખુદા ઔર સોઈ બ્રહ્મ*

એવી રીતે શ્રીમદ ભાગવદગીતા તથા ઈસાઈધર્મ ગ્રંથ ''ન્યુ ટેસ્ટામેન્ટ''માં સમાન તત્વો જોઈ શકાય છે. જેવી રીતે ગીતામાં કહ્યું છે. પ્રિયોહી જ્ઞાનિનો ત્યર્થ મહંસચમમપ્રિયમ (ગીતા-૯૪)

જહોનમાં પણ કહ્યું છે કે જે મને પ્રેમ કરે છે તેમના પ્રતિ પિતા ભગવાનનો પ્રેમ પ્રાપ્ત થાય છે. અને હું પણ ચાહું છું. (હી ધેટ લોવથ મી શેલ બી લોવથ બાય માય ફાધર એન્ડ આઈ વીલ લાવ હીમ)



ગીતામાં કહ્યું છે કે "હું સહાયક ભગવાન ગવાહ, શરણ અને મિત્ર છું." તેવી રીતે જહાનમાં પણ કહ્યું છે "હું જ રસ્તો, માધ્યમ, સત્ય અને જીવન છું." ગીતામાં કહ્યું છે "જે મારી ભક્તિ સાચી શ્રદ્ધાથી કરે છે તેનામાં હું નિવાસ કરું છું." જહાનમાં પણ છે. "હું તેનામાં છું અને તે મારામાં છે." બન્નેમાં સંપૂર્ણ રૂપથી એકત્ત્વ થાય છે. ગીતામાં પણ છે "મારી ભક્તિ કરવાવાળા અવિનાશી છે." જહોનમાં કહ્યું છે "મારામાં શ્રદ્ધા રાખવાવાળા નિરાશ નહીં થાય." (પેજ નં. ૨૧૬-૨૧૭ પ્રાણનાથ સંપ્રદાય એવમ્ સાહિત્ય)

*કરના સારા એક રસ હિંદુ-મુસલમાન । ધોખા સબકા માન કે સબકો કહુંગા જ્ઞાન ॥*

(પેજ નં. ૨૭૪)

લેખક ડૉ. નરેશ પંડ્યા, પોરબંદર ગુજરાત. મહિલા મહાવિદ્યાલય, પંચશીલ, જયપુર. પ્રાણનાથ સંપ્રદાય એવં સાહિત્ય

કબીર સાહેબે મહંમદ સાહેબને પલવારમાં સમસ્ત બ્રહ્માંડનું પર્યટન અને સત્ય પુરૂષના દર્શન કરાવીને પાછા મક્કામાં લાવ્યા. જે લોકો બાંગ પોકારે છે અને અલ્લાહો અકબરનું નામ લે છે તે જ અલ્લાહો અકબર તેમનું જ નામ કબીર છે. અને જે કબીર છે તે જ અકબર છે. જે નામ અકબર અલ્લાહનું લે છે તે જ કબીર છે.

પેજ નં. ૮૮ કબીર મનસૂર)

## સાખી

*હમ કાશી કો જાત હૈ તુમ મક્કે સ્થાન હમ રામાનંદ ગુરૂ કરે તુમ દેહું જગત ફરમાન*
*ફરમાન જગત કો દીજીયો, ઉલ્ટા અદલ ચલાય તુમ કલમે કા હુકમ લે નિર્ભય નિશાન બજાય.*

મહંમદ સાહેબને કબીર સાહેબે કુલ પાંચ કલમા પઢાયા. જેમાંથી ચાર પ્રગટ અને એક ગુપ્ત રાખવાનો નિર્દેશ કર્યો. ચાર કલમાં મુસલમાનોને બતાવવાની આજ્ઞા આપી. જ્યારે મહંમદ સાહેબ પાંચમો કલમો પોતે ગુપ્ત રીતે પઢતા હતાં. તેમનું બીજા કોઈને જ્ઞાન આપ્યું નહીં. (પેજ નં. ૯૮-૯૯ કબીર મન્સૂર)

આદિ શંકરાચાર્ય રચિત મહંમદગર અને દશરત્નો

*હવ્યમહં કવ્યમહં હે યા પાદ્યે શન્યોહામ હરિરહસ્મમિ હરોરહ્મ વિધિ રહમૈયાસ્મિ કારણં તેસામ*

હું વિષ્ણું છું, હું બ્રહ્મા છું, હું શિવ છું, અને તે ત્રેણે દેવોનો કારણ હું જ છું. હું દેવોનું બલિદાન છું. હું પિતૃઓનું બલિદાન છું. ત્યજવા લાયક અને ગ્રહણ કરવા લાયક પદાર્થથી હું રહિત છું.

(સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર પાસે, અમદાવાદ પેજ નં. ૯૯)

## નૂરે મહંમદ નૂર (જ્યોતિ સ્વરૂપ)

મહંમદ સાહેબ પરમાત્માના હુકમથી અને જ્ઞાનનું સ્વરૂપ યુગ યુગમાં માનવને સત્ય જ્ઞાનની દિશા આપે છે.

*હુકમે વેદ કિતેબ હૈ, ઔર લાખો લિખે નિશાન જમાના ખાલી નહીં. બિના મહમંદી હોય.*

પ્રાણનાથ સ્વામી

હા આક વાત અવશ્ય છે કે હર યુગમાં મહંમદની શક્તિમાં અંતર રહે છે. તેમાં પરમાત્માનાં અંશ કળા અને પુર્ણ આવેશનું અવતરણ આવશ્યકતા અનુસાર થાય છે. કૃષ્ણની લીલા અને વિષ્ણુના અનેક અવતારોની જેમ મહંમદના પણ અનેક રૂપ છે.

(મહામતી પ્રાણનાથ પ્રાણીત, બડા કિયામતનામ, પ્રકાશન-પ્રાણનાથ પ્રકાશન, શ્રીકૃષ્ણ પ્રમામિ મંદિર ૧૦-એ,/૧૨ શક્તિનંગર દિલ્હી.)

## આરબ અને ભારતનાં સંબંધ

આરબ અને ભારતવર્ષ બન્ને દેશો સંસારના બે વિશાળ તથા મહાન જાતિઓ અને ધાર્મિક તીર્થ અને ઉપાસના મંદિર છે. આરબવાસીનો જૂનો દાવો છે કે આર્ય જાતિનું મંતવ્ય છે કે હજાર વર્ષ પહેલાં આર્ય જાતિ મધ્ય એશિયામાંથી પંજાબમાં ફેલાઈ ગઈ પરંતુ આરબવાસીનું કહેવાનું છે કે ભારતવર્ષની સાથે તેમના સંબંધ ફક્ત હજારવર્ષ નહીં પણ માનવ જાતિની ઉત્પતિના આરંભથી ભારત દેશ તેમનો પૈત્રિત જન્મસ્થાન છે. હદિશ તેમજ જૂદા જુદા આધારથી ઉલ્લેખ મળે છે કે જ્યારે આદમનો આકાશથી કે સ્વર્ગથી કાઢી મૂક્યા તે સમયે આ દેશના સ્વર્ગથી જેનું નામ હિદસ્તાન છે. સ્વર્ગ તુલ્ય ભારત છે. આદમનું પહેલા પગલાં લંકામાં છે. પછી દક્ષિણ ભારતથી મિસર આરબ ગયા છે. આદમ પ્રથમ છે જેમણે ભારતમાં ઈશ્વરનો આદેશ ઉતર્યો જેમણે તોરત કિતાબ કહે છે. માન્યતા છે કે હજરત આદમનાં મસ્તકમાં મહંમદ સાહેબની જ્યોતિ અનામત રાખેલી હતી. જેથી પ્રમાણ થાય છે કે મહંમદ સાહેબનો પ્રથમ અવતાર અથવા પ્રકાશ આદેશ થી થયો હતો. તે જ આદમ હતા. એટલા માટે મહંમદસાહેબે કુરાનમાં કહ્યુ છે કે મને ભારતવર્ષ તરફથી ઈશ્વરીય સુંગંધ આવે છે. હકીકત છે કે આરબીઓ ભારતને પિતૃભૂમિ સમજે છે. (આરબ અને ભારતનો સંબંધ - મૌલાના સૈયદ સુલેમાન નંદવી, અનુવાદક - બાબુરામચંદ્ર શર્મા. હિંદુ એકાદમી સંસ્થા, પ્રયાગ) મહાભારતનો સમયમાં પણ લોકો આરબી ભાષા જાણતા હતાં સત્યાર્થપ્રકાશ દયાનંદ સરસ્વતી લખે છે. કે લાખાગૃહ આગ લગાડવા બાબતે વિદૂરે મલેચ્છ ભાષામાં યુધિષ્ઠિરને ગુપ્ત વાત કરી અને યુધિષ્ઠિરે મલેચ્છ-યવન ભાષામાં ઉત્તર આપ્યો. વિચારી જુઓ કે તે વખતે પણ મલેચ્છ-આરબી ભાષા લોકો જાણતા હતાં

(પેજ નં. ૧૦ આરબ-ભારતનો સંબંધ)

સચ્ચિદાનંદ પરમાત્માના સ્વરૂપનું તેજ પ્રકાશ અક્ષર બ્રહ્મને નૂર જલાલ અને અક્ષરાતીતને નૂર જમાલ અથવા નૂરઅલાનૂર કહે છે. ખુદાએ પોતાના હુકમ અનુસારનું સ્વરૂપ મહંમદનું બનાવ્યું. અને પછી તેનાથી નૂર પેદા કર્યો. મહામતી પ્રાણનાથે પરમાત્માનું નૂર અને હુકમની શક્તિઓનું પરમ ધામમાં પ્રગટીકરણ મહંમદમાં માન્યો. મહંમદનું સ્વરૂપ પોતાની વાણીમાં ગાયો છે. પરમાત્માને નૂરજમાલ કહ્યા. અને તેમના તેજથી ઉત્પન્ન પરમ ધામ નૂરતજલ્લા અને નૂરનુ પ્રકાશ અક્ષરબ્રહ્મ નૂરજલાલ ક્હ્યું એવી રીતે નૂરથી સૃષ્ટિ થઈ અને બ્રહ્માંડની રચના કરી આ નૂર જ સર્વ રચનાનું મૂળ છે. આ નૂરથી સંસારની રચના તથા જ્ઞાન-

વિજ્ઞાન, બ્રહ્મજ્ઞાન બધુ ખુદાનું નૂર હુકમની કરામત છે.

(પ્રાણનાથ સ્વામી, કુલજમ સ્વરૂપ પરિચય - પેજ નં. ૧૬ તથા ૪૩ નવી દિલ્હી)

# પેગંમ્બર

પેગંબર માનવને પરમાત્માનાં સંદેશની જ્ઞાન આપીને ધર્મમાર્ગ પર ચલાવવાવાળા વ્યક્તિ પેગંબરોની સંખ્યા ઘણી છે. હર યુગમાં હર દેશમાં પેગંબર થાય છે. કુરાનમાં મુખ્ય સાત પેગંબરો ને મહાન માન્યા છે. તેઓને કલમા વાળા પેગંબર માન્યા છે. મહામતી પ્રાણનાથ પણ સાત પેગંબરની ચર્ચા કરી છે. તે સાત પેગંબરના નામ ઈબ્રાહીમ, યઈયા, દાઉદ, સુલેમાન, મુસા, ઈસા અને મહંમદ છે. તેઓને કલમાવાળા એટલા માટે કહ્યા છે કે તેઓએ એક ખુદાને નમન કરવાનો આદેશ આપેલ છે. અક્ષરાતીત પરમાત્મા સિવાય કોઈ સંત્તાને સ્વીકાર કરી નહીં અક્ષરાતીત પરમાત્માને નામ જ તે કલમો છે. તેમના પ્રચાર જ મહામતી પ્રાણનાથે કર્યો છે.

*વિષ્ણુ, બ્રહ્મા, રૂદ્ર જન્મ્યા, થઈ ત્રણેની નાર*
*પૂરૂષ અંગ છૂયો નહીં પર જાયો સબ બ્રહ્માંડ*

કુલ જમ સ્વરૂપ, પ્રાણનાથ સ્વામી, નવી દિલ્હી) પેજ નં. ૪૯

પેદાઈશ એટલે સૃષ્ટિ રચના ઉત્પતિ કુરાન અનુસાર ''કુન'' હોજા કહ્યો. અને સૃષ્ટિની રચના થઈ બાઈબલમાં કહ્યું પરમાત્માએ છ દિવસમાં સૃષ્ટિ બનાવી અને સાતમે દિવસે આરામ કર્યો. શાસ્ત્રોની અનુસાર પરમાત્માની માયા મૂળ પ્રકૃતિએ સૃષ્ટિ રચના કરી માનવને બનાવ્યા. મહામતી અનુસાર ધ્વનિની ગુંજનો સૃષ્ટિ રચવામાં સંપૂર્ણ હાથ છે. આ વાતને વિજ્ઞાનિઓએ કબૂલ કરેલ છે પરમાત્માનું સત્ય અંગ અક્ષરબ્રહ્મ પોતાના ચિંતનથી અનેક બ્રહ્માંડ બનાવે છે અને મીટાવી શકે છે. ''કુન'' કહેવાથી બ્રહ્માંડનું બનવું કોઈ મોટી વાત નથી. પરમાત્માની માયા જ આ બ્રહ્માંડ કે દેવી-દેવતાઓને બનાવે છે. અને તેઓના દ્વારા સૃષ્ટિ રચના કરે છે. લોહ કલમનો અર્થ પરમાત્માની કલમથી લખાયેલી વાત કોઈ દિવસ મટતી નથી. (પેજ નં. ૭૦)

*ચંદ્ર મોહમંદ અલા હી શ્યામ આરબમાં શ્યામ મોહમંદ*
*સિપારે તીસરેમેં કહી, પાંચ બજેહ કી પેદાશ ભઈ ।*
*દુનિયા હુંઈ કેહેતે કલમેં કુન, એક એક હાથ દો હાથન ॥૨૩*
*તીસમે સિપારે લીખી એ બિંધ સો ક્યોં પાવે બિના હિરદે સુધ ।*
*નૂહ નબી કે બેટે તીન, તિનમે શ્યામ સલામ અમીન ॥૨૬ (પેજ નં. ૫૪-૫૫)*
*પહેલે કસ્તી દઈ પહોંચાયે, ઈત ફરમાન લાયે રસૂલ કહલાયે ।*
*હિસામ ચાંદ કહ્યા હિંદુસ્તાન, એ જો પૂજ્યા હિંદુઓ સાહેબ જાન ॥૨૯*
*યાફિસ ગયા તુરકસ્થાન, તો ન સક્યા કોઈ પહચાન ।*
*આજૂજ માજૂજ ઔલાદ ઈન, તીન ફૌજા હોએ ખાસી સબન ॥૩૦*
*તીસરે સિપારે લિખે એ બોલ પઢે ન દેખે દિલ આંખે ખોલ ।*
*નૂહ કા બેટા બૂજરૂગ શ્યામ, જાકો દોનો જહાનમેં રોસન નામ ॥૩૧ (પેજ નં. ૫૬)*

મહામતી પ્રાણનાથ રચીત બડા કિયામત નામ, પંડીત કૃષ્ણદેવજી. પ્રાણનાથ પ્રકાશન, ૧૦-એ/૧૨ શક્તિનગર દિલ્હી-૭)

# ગૌર બ્રહ્મા નબી મોહમ્મદ

## સતપંથશાસ્ત્ર

*પહેલા વૈશાખ સુદ બીજ ને શુક્રવાર તે દિન કલિયુગ બેઠો સાર ।*
*હે મુનિવરો, કલિયુગમાં અથર્વવેદ પ્રમાણ ।।*
*અને ગોર બ્રહ્માજીએ નબી મોહમંદ ધરાવ્યા નામ ।*
*જે ચંદ્ર વંશે આદમ, કલિયુગે થયા સાર ।।*
*તેશ્રી નિષ્કલંકી નારયણ હરિનો દસમો અવતાર ।*
*જે દસમે રૂપે શ્રી હરિ પાત્ર નિષ્કલંકી અવતાર ।।*
*તે આવી બેઠા આરબ દેસ મોઝાર ।*

(પેજ નં. ૪૬૩, પ્રકાશક સૈયદ એસ.બી. ખાખી, પીરાણા, સત્પંથ પ્રકાશન, અર્થાત દસ અવતાર)

## નૂરે રોસન

પ્રથમ સૂનકાર હતું ત્યારે નિરંજન નિરાકાર ખુદા એકલા જ હતાં પછી હૂં શબ્દ પેદા થયો. તે કાયમ છે. આદિ શબ્દ તે જ છે પછી એવી રોશની પેદા થઈ જેમાંથી નબીઓ પેગંબરો થયા. હિન્દુઓ જેને બ્રહ્મા કહે છે. મુસલમાન નબીને મહમંદ કહે છે. હિંદુઓમાં જે વિષ્ણુરૂપે મનાય છે. તેમને જીબરાઈલ કહે છે. અને મહેશ તે આદમ છે. અલેખ તે અલ્લાહ છે.

*પીછી બનાયા નબી કો સો નૂર । નબી-નૂર સે સબ હુઆ સો ઝહૂર નબી બ્રહ્મા હૈ હિંદીમાં*
*વિષ્ણુ જીબરાઈલ સો પ્રમાણ, મહેશનામ સો સહી અલખ નામ અલ્લા સો હેગા વહી.*

નૂરે રોસન, પેજ નં. ૯, રતનશાહ કોયાજી વકીલ, નાનપુરા, સુરત, પ્રકાશક સૈયદ નસરુદ્દીન

## નૂરે મહંમદ નૂરે અહમદ

પરમાત્માને પોતાનું રૂપ સૃષ્ટિ માધ્યમે પ્રગટ કરવાની ઈચ્છા થઈ ત્યારે પરમાત્માએ પોતાની જ્યોતિથી એક જ્યોતિ પ્રગટ કરી તે જ્યોતિ નૂરે મોહંમદ, નૂરે અહમદ કહેવાય છે. તે જ્યોતિને જોઈને પરમાત્મા પોતે મુક્ત થઈ ગયા. તેજ જ્યોતિ માટે પરમાત્માએ સૃષ્ટિની રચના કરી એ જ્યોતિ જ સૃષ્ટિ નિર્માણનું કારણ છે. તે જ્યોતિ દ્વારા પરમાત્માએ બ્રહ્માનું નિર્માણ કર્યું.

સંયોગવશ અરબના કુરેશવંશના કાહીનકુલના એક દીનગરીબ બાળક સમયના પ્રભાવથી એક સુખી સુંદરીને ત્યાં નોકરી કરતો હતો. પોતાની કુશળતા અને શીલ સ્વભાવના કારણે તેમના સ્વામી બન્યાં અને કર્મશીલ નબી બની ગયા. (મહંમદ સાહેબ (ભૃ. ૬૮૯ વિ.)

(પેજ નં. ૨૬૩ સૂફીમત સાધના ઓર સાહિત્ય લેખક : રામપૂજન તિવારી, જ્ઞાનમંડલ,બનારસ,) (પેજ નં. ૩૨-૩૩)

## ઈસ્લામ એક વિશ્વધર્મ છે.

ડૉ. રાધાકૃષ્ણન (પેજ નં. ૨૦૪ થી ૨૦૫) પ્રાણનાથ સંપ્રદાય ઔર સાહિત્ય (ગુજરાત વિશ્વ વિદ્યાલય) ડૉ. નરેશ પંડ્યાં - મહિલા મહાવિધ્યાલય, પોરંબદર ગુજરાત. પંચશીલ પ્રકાશન જયપુર-૩

## ઈસ્લામ ધર્મની રૂપ રેખા અને ઉદય

### પયગંબર સાહેબનું ચારિત્ર

ઈસ્લામના ઉદય પછી માત્ર ૨૩ વર્ષના ટૂંકા ગાળામાં તેને જે સફળતા મળી હતી તેની પાછળ અગત્યના બે કારણો હતા. એક તો ઈસ્લામ સાચો અને વ્યવહારૂ દીન હતું. અને બીજુ એ કે આ ધર્મના પ્રવક્તા પેગંબર સાહેબ પોતે એક ચરિત્રવાન અને વ્યવહારકુશળ મનુષ્ય હતા.

પયગંબર સાહેબના ચારિત્રનો સૌથી અગત્યનો ગુણ એ હતો કે તેઓ અત્યંત પ્રમાણિક હતાં અને તેમની વાણી અને તેમના વર્તનમાં કોઈ ભેદ ન હતો. તેઓ મસ્જીદના મિમ્બર ઉપર સાથીઓની સોબતમાં કે યુદ્ધભૂમિ ઉપર જે ઉપદેશ આપતા તે જ પ્રમાણેનું આચરણ પોતે જાહેરમાં અને ખાનગીમાં પણ કરી બતાવતાં હતાં. બીબી આયેશાનું કથન છે કે આપનું ચારિત્ર્ય સંપૂર્ણપણે કુરાનને અનુરૂપ હતું આપના ચારિત્ર્યમાં કુરાન પ્રતિબિંબિત થતું હતું.

પયગંબર સાહેબની અઝવાજે મુતહરાત તછા અન્ય કુટંબીજનો આપના જાહેર તેમજ ખાનગી જીવનથી સંપૂર્ણપણે વાકેફ હતાં. તેમનામાંથી બીબી આયશાએ પ્રમાણિત કર્યું છે કે 'આપ કોઈની બુરાઈ કરતા નહિ. બુરાઈનો બદલો બુરાઈથી આપતા નહીં. આપે કોઈ ગુલામને લોંડીને, સ્ત્રીને, કે જાનવરને પોતાના હાથે કદી માર્યા ન હતાં. આપ સાથીઓ સાથે પગ લંબાવીને કદી બેસતા ન હતાં.'' હ. અલી શરૂઆતથી અંત સુધી આપની સાથે રહ્યા હતાં. હ. અલીનું કહેવું હતું કે આપ પ્રસન્નચિત્ત વિનમગ્ર, અને ઉદાર હતા. આપ હંમેશા અણગમતી વાતની અવગણના કરતાં અને ખામોશ રહેતાં હતાં. આપ હંમેશાં વાદવિવાદ કરવા જરૂરતથી વધુ બોલવા અને મતલબ વગરની વાતો કરવાથી દૂર રહેતાં હતાં. આપ અત્યંત ઉદાર, સત્યપ્રિય, નમ્ર સ્વભાવના અને મધુરભાષી હતાં.

આપના ચારિત્ર્યનું બીજું અગત્યનું લક્ષણ એ હતું કે આપ જે કામ હાથમાં લેતાં તેની ઉપર દ્રઢતાપૂર્વક કાયમ રહેતાં હતાં. અને કદી પીછેહઠ કરતાં નહીં. આપની દિનચર્યામાં કોઈ ફરક પડતો નહીં. અને નિયમો તથા સિદ્ધાંતોના પાલનમાં આપે કદી શિથિલતા બતાવી ન હતી. બીજી બાજુ લોકો સાથેનો આપનો વ્યવહાર. સ્થિતિસ્થાપક હતો. જડ નહતો. જે લોકોએ માત્ર બાહ્ય રીતે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો. અને અંદરથી મુસલમાનના દુશ્મન હતા તેમની સાથે પણ આપ સહાનૂભૂતિપૂર્વક વર્તતા હતાં. શરીઅતના નિયમોની ઉલ્લંઘનની બાબતોમાં આપ શરીઅત મુજબ સજા આપવા આગ્રહ રાખતા પરંતુ નાની ભૂલો અન નજીવી બાબતોમાં આપ દુશ્મનનો પણ માફ કરી દેતા હતા.





પયગંબર સાહેબની રહેણીકરણી ઘણી સાદી હતી. તેઓ સાદાં કપડાં પહેરતાં, સાદું ભોજન લેતા અને ઘરમાં પણ સાદાઈથી રહેતા હતા. તેઓ સ્વભાવે ઘણા નમ્ર હતા. ગરીબો અને ફકીરો વચ્ચે પણ બેસી જતા, તેમની સારસંભાળ રાખતા, અને જરૂર પડયે તેમનું કામ પણ જાતે કરી આપતા હતા. તેમના આગમન સમયે લોકો આદરભાવથી ઊભા થઈ જતા તે પયગંબર સાહેબને પસંદ પડતું નહીં. તેઓ પોતાને સામાન્ય મનુષ્ય ગણતા અને પોતાના તરફ કોઈ વિશિષ્ટ વર્તનની અપેક્ષા રાખતા નહીં. એક વખત એક માણસ આપની પાસે આવ્યો પરંતુ આપનો રૂઆબ જોઈને ધ્રૂજી ઉઠયો. પયગંબર સાહેબે તેને સાંત્વન આપતાં કહ્યું હતું, ''ગભરા નહીં. હું બાદશાહ નથી બલકે એક કુરૈશ સ્ત્રીનો દીકરો છું જે સૂકું અન્ન ખાતી હતી.''

પયગંબર સાહેબે પોતાના ઉપદેશમાં પણ ઉચ્ચ સંસ્કારો તથા ઉચ્ચ ચારિત્ર્યને ઘણું મહત્ત્વ આપ્યું છે. એક માણસે આપને પૂછયું કે ઈસ્લામ શું છે ? આપે જવાબ આપ્યો : ''ભલાઈની વાતો કરવી અને ગરીબોને ખવડાવવું.'' બીજા પ્રસંગે આજ સવાલનો જવાબ આ રીતે આપ્યો હતો : ''ગરીબોનું પેટ ભરવું અને પરિચિતો તથા અપરિચિતોને સલામ કરવું.'' આ પણ આપનું જ કથન છે કે : ''અલ્લાહ પોતાના બંદાઓમાંથી સૌથી વધુ એને ચાહે છે જેના સંસ્કાર સૌથી સારા હોય.''

પયગંબર સાહેબ નેકી અને ભલાઈ ઉપર ખૂબ ભાર મૂકતા એ વાતને કુરાનશરીફનું પણ અનુમોદન મળે છે. ''આ નેકી નથી કે તમે પૂર્વ તથા પશ્ચિમ તરફ મોઢું કરો, બલ્કે નેકી તો આ છે કે અલ્લાહ ઉપર, આખેતરના દિવસ ઉપર, ફરિશ્તાઓ ઉપર, અલ્લાહની કિતાબ ઉપર, તથા નબીઓ ઉપર શ્રદ્ધા રાખો અને અલ્લાહની મોહબ્બતમાં પોતાનાં આપ્તજનો, યતીમો, ગરીબો, મુસાફરો, ભિક્ષુકો તથા ગુલામો ઉપર પોતાનું ધન ખર્ચો, નમાઝ પઢો, ઝકાત આપો, વચનપાલન કરો અને આફત, મસીબત તથા લડાઈમાં ધીરજ રાખો.''

## પયગંબરની સાહેબની વાણી અને વર્તનનો પ્રભાવ :

પયગંબર સાહેબના જીવનપ્રસંગો તથા સંસ્કારોનું અવલોકન કરતાં એ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે આપના સમગ્ર જીવનનું એક ઉચ્ચ ધ્યેય હતું. તેઓના જીવનનો દરેક પ્રસંગ એ ધ્યેયપ્રાપ્તિ તરફનું જ પગલું પુરવાર થયું હતું. તેઓના જીવનનો આદર્શ દીને ઈસ્લામની સ્થાપના અને અલ્લાહના પયગામનું પ્રસારણ હતું. સૌપ્રથમ ઈસ્લામના સિદ્ધાંતોનું પોતાની વાણી અને વર્તન દ્વારા પ્રસારણ કર્યું. અને એ રીતે પોતાના અનુયાયીઓની એક ઉમ્મત અથવા જમાઅત ઊભી કરી. તેઓનું આ કાર્ય ધર્મ, સમાજ, રાજકારણ, વેપાર-વાણિજ્ય, સંસ્કૃતિ વિ. જેવાં માનવજીવનનાં બધાંજ પાસાંઓને આવરી લેતું હતું તેથી તેનો પ્રભાવ ખૂબ વ્યાપક પુરવાર થયો અને સમગ્ર અરબ સમાજમાં ચેતના આવી તથા પરિવર્તનનો પાયો નંખાયો હતો.

પયગંબર સાહેબે પોતાના નવ ધર્મ વડે અરબ જીવનનાં જે ક્ષેત્રોને પ્રભાવિત કર્યાં. તેમાં મહદ અંશે ધર્મ, સમાજ, રાજકારણ, સંસ્કારો અને સંસ્કૃતિનો સમાવેશ થાય છે. અરબો કેટલીક



સદીઓથી અંધકારમય જીવન ગુજારતા હતા. તેઓ ધાર્મિક, સામાજિક કે રાજકીય ચેતનાથી વંચિત હતા, અને અજ્ઞાનતા, કુસંપ અને સામાજિક બદીઓથી પીડાતા હતા. તેઓનું જીવન અત્યંત શુષ્ક અને દિશાશૂન્ય બની ગયું હતું. ત્યારે પયગંબર સાહેબે એક નવા ધર્મ-એક નવી જીવનપદ્ધતિનો પયગામ આપ્યો. આ નવા ધર્મમાં માનવીને દરેક પ્રકારના પછાતપણામાંથી બહાર કાઢવાની શક્તિ હતી. પયગંબર સાહેબની હયાતીમાં આ નવા ધર્મનો પ્રભાવ અરબ સમાજ ઉપર વ્યાપક રીત પડયો હતો. ઈસ્લામના આગમનને લઈને ધર્મવિહોણા અરબોને એક માત્ર અલ્લાહ ઉપરની શ્રદ્ધા પ્રાપ્ત થઈ હતી. આનાથી તેમની જીવનદ્રષ્ટિ બદલાઈ ગઈ. અત્યાર સુધી તેઓ જીવનને માત્ર ઐહિક સુખનું સાધન સમજતા હતા. પરંતુ હવે તેમને આધ્યાત્મિક સુખનું જ્ઞાન પ્રાપ્ત થયું. અનીતિ અને દુરાચારમાં સબડી રહેલા અસંસ્કારી લોકોને ખબર પડી કે સંસ્કારો તથા નીતિમય અને સદાચારી જીવન શું છે. સામાજિક અંધાધૂંધીમાં રાચતા અરબોને સામાજિક ન્યાય, સમાનતા, શોષણમુક્ત અર્થવ્યવસ્થા અને લોકકલ્યાણની બુનિયાદ પર રચાયેલી રાજ્ય વ્યવસ્થા પ્રાપ્ત થઈ હતી.

પયગંબર સાહેબના પ્રયત્નોથી જ અરબ સમાજ તથા અરબ સંસ્કૃતિની નવરચના તબક્કાવાર થઈ હતી. સૌથી પહેલાં ઈસ્લામે અરબોની કુટેવો દૂર કરીને તેમનામાં ઉચ્ચ સંસ્કારોનું સિંચન કર્યું હતું. આ પ્રકારની સામાજિક નવરચનાની કેટલીક વિગતો નીચે પ્રમાણે છે. :

અત્રે એ નોંધવું રસપ્રદ જણાશે કે ઈસ્લામી સૈન્યનું કોઈ આગવું ''નિશાન'' ન હતું. બલકે કબીલાઓ લડાઈમાં પોતપોતાનું નિશાન અથવા તો માત્ર ભાલા ઉપર કાપડના એક ટુકડાનો ઉપયોગ કરતા હતા. પયગંબર સાહેબના નિશાન ઉપર ગરુડનું ચિહ્ન રહેતું હતું.

ઈસ્લામના ઉદય પછી પણ અરબોમાં ઈરાની તથા રોમન સિક્કાઓનું ચલણ ચાલું રહ્યું હતું. પરંતુ હ. ઉમરના સમયમાં પહેલીવાર ઈસ્લામી સિક્કાઓ ઉપર''આલ હમ્દો લિલ્લાહ'', ''લા ઈલાહા ઈલ્લલ્લાહ'', ''રસુલુલ્લાહ'' અથવા માત્ર ''ઉમર''નું નામ જોવા મળતું હતું.

## ઈસ્લામ ધર્મ અને ઈસ્લામી શાસન-એક અવલોકન :

ઈસ્લામના ધર્મપુસ્તકે કુરાનમાં જણાવ્યા પ્રમાણે ઈસ્લામ કોઈ નવો ધર્મ ન હતો. આ ધર્મએ તો પ્રાચીન ધર્મોનું સાતત્ય જાળવી રાખ્યું હતું. કુરાનની રૂએ પૃથ્વી ઉપર એવી કોઈ વસ્તી નથી જ્યાં ઈશ્વરનો કોઈ દૂત ઈશ્વરનો સંદેશ લઈને આવ્યો ના હોય. આ રીતે બધા માનવધર્મો સાચા અને એ ધર્મો વચ્ચે ઐક્ય છે એ વાત ઈસ્લામ સ્વીકારે છે. ઈસ્લામ પૂર્વે મધ્યમપૂર્વમાં જે પયગંબરો થઈ ગયા તેમનો ઉલ્લેખ કુરાનમાં કરવામાં આવ્યો છે અને તેમની શિખામણો કમ ભુલાઈ ગઈ તેનાં કારણો પણ આપવામાં આવ્યાં છે. કુરાનની રૂએ માનવીની આધ્યાત્મિક જરૂરિયાતો ધ્યાનમાં લઈ તેમને પરિપૂર્ણ કરવા માટે અલ્લાહએ પૃથ્વી ઉપર પોતના પયગંબર તરીકો મોહમ્મદ સાહેબને એક 'દીન' લઈને મોકલ્યા હતા. કેટલાક અગાઉના ધર્મો





જેવા કે યહૂદી અને ઝરતુશતીની જેમ ઈસ્લામ કોઈ એક પ્રદેશ કે કોઈ એક વંશનો ધર્મ ન હતો બલકે એ તો સમસ્ત માનવજાત માટે ઉતારવામાં આવ્યો હતો. પયગંબર સાહેબે પણ શરૂઆતથી જ નવા ધર્મના પ્રસારમાં એક પ્રકારનો વિશ્વ અભિગમ અપનાવ્યો હતો અને ધર્મમાં કોઈ પણ પ્રકારના જન્મ કે જાતિના, ભાષા કે પ્રદેશના ભેદભાવ વગર બધાને દાખલ કર્યા હતા. વળી ઈસ્લામે ધાર્મિક ક્રિયાકાંડને બદલે સાચી શ્રદ્ધા (ઈમાન) ઉપર ભાર મૂક્યો હતો અને સાથે સાથે માનવીય ભાવનાઓને પણ મહત્ત્વ આપ્યું હતું. ઈસ્લામે સંસારની અવહેલના કરવાને બદલે તેને પવિત્ર બનાવવાનો રસ્તો બતાવ્યો હતો. માનવજીવનને ધર્મના તત્ત્વજ્ઞાનની આંટીઘૂંટીઓમાં નાખવાને બદલે તેને સરળ અને વ્યવહારુ માર્ગદર્શન આપ્યું હતું. આનું પરિણામ એ આવ્યું કે કુદરતને ખોળે જીવતી અરબ પ્રજાએ ઈસ્લામ ધર્મ સાચા દિલથી સ્વીકારી લીધો અને તેના પ્રસારને પોતાની પવિત્ર ફરજ બનાવી લીધી હતી. આપણે જોઈએ છીએ કે મક્કા શહેરમાં બહુ નાના પાયા ઉપર અને ભૌતિક સહાય વગર શરૂ થયેલી એક ચળવળે માત્ર ૨૩ વર્ષના ગાળામાં આખા અરબ દ્વીપકલ્પને ઈસ્લામના નેજા હેઠળ લાવી મૂક્યું હતું. એટલું જ નહીં બલકે સમસ્ત અરબ પ્રજાનું જીવન પરિવર્તિત કરી નાખ્યું હતું. માનવ ઈતિહાસની આ એક અપૂર્વ ઘટના હતી. પેજ નં. ૩૭-૩૮, ૧૩૧-૧૩૨

ઈસ્લામના ઝડપી પ્રસારમાં તેના સ્થાપક પયગંબર સાહેબના વ્યક્તિત્વએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમણે ઈસ્લામનું સર્વગ્રાહી નેતૃત્વ લીધું હતું. તેમણે ઈસ્લામ સ્વીકારનારાઓને ઘરનું, બજારનું, મસ્જિદનું અને લડાઈના મેદાનનું સર્વપ્રકારનું માર્ગદર્શન પૂરું પાડ્યું હતું. આ રીતે તેમણે એક વ્યવહારુ ઉમ્મત અથવા રાષ્ટ્રનું નિર્માણ કર્યું હતું. આ ઉમ્મતનું મહત્ત્વ લક્ષણ એ હતું કે તે વાસ્તવદર્શી હતી અને તે વિશાળ દ્રષ્ટિ ધરાવતું હતી.

ઈસ્લામનો ઉદય અને વિકાસ, ગુજરાત યુનિવર્સીટી, અમદાવાદ

## મહમંદ સાહેબનો અદ્‌ભૂત ફેંસલો

કાબાનું પવિત્રધામ મક્કામાં છે. કાબાની સ્થાપના હ. આદમના વખતમાં થઈ હતી. તે વખતે તે ઈમારતનું નામ બેતુલમામુર હતું હ. નૂહના તોહાન પછી તેની દુરસ્તી હ. ઈબ્રાહીમ અને તેમના દિકરા હ. ઈસ્માઈલ તે બન્નએ માલિકની બંદગી કરવા માટે આ ઈમારતને ફરીથી ઉભીકરી અને ખુદાતાઆલા આગળ અરજ કરી કે હે પરવરદિગાર અમને બંનેને તારા સેવક બનાવ. અમારા વંશમાંથી તારો હુકમ બજાવનારી એક પ્રજા પેદ કર અને અમારી હજની ક્રીયા બતાવ. તેમનામાંથી એક પેગંબર પેદા કર કે જે તેમને તારા ફરમાનો વાંચી સંભળાવે. અને તેમને ધર્મશાસ્ત્ર શીખવી પવિત્ર કરે. કાબેતુલ્લા, અથવા કાબાને ઈબલા પણ કહે છે. દુનિયાના તમામ મુસલમાનો નમાજ પઢતી વખતે તે તરફ મોઢું રાખે છે. મક્કા શહેર કાબાશરીફના ધામ માટે પ્રખ્યાત છે. મક્કામાં હજરત મહંમદ પેગંબરની જન્મભૂમિ છે. ત્યાં એ ઝમઝમ નામનો પાણીનો ઝરો છે. તેનું પાણી ઘણું શુદ્ધ ગણાય અને હાજિયાને યાત્રાળુ લોકો કુપીઓ ભરીને લઈ જાય છે.

કહે છે કે હજરત ઈસ્માઈલ જ્યારે નાના હતાં અને તેમની માં બીબી હાજરા સાથે જંગલમાં ફરતાં હતાં તે વખતે તે ઝરો તેમના પગ આગળથી કુદરતી રીતે પેદા થયો હતો. ઝમઝમ નામ તેની અંદરથી નીકળતા પાણીનાં અવાજ ઉપરથી પડ્યું હોય એમ કહેવાય છે. ઈતિહાસ ઉપરથી જણાય છે કે કાબાનું ધામ છેલ્લામાં છેલ્લુ ઈ.સ. પૂવે. ૨૦૦૦ વર્ષમાં તૈયાર કરવામાં આવ્યું હતું. તેનો ઘાટ અને કદ મૂળમાં જે હતાં તે જ હજુ પણ કાયમ છે. તેની ઊંચાઈ ૩૬ફૂટ લંબાઈ ૧૮ફૂટ અને પહોળાઈ૧૪ ફૂટ છે. તેની ભીંતો પથ્થરની મોટી મોટી છીપરોની બનેલી છે. તેમાં બારીઓ નથી. પણ મોખરા આગળ ભોંયથી સાત ફૂટ ઊંચું એક રૂપેરી બારણું છે. હાલમાં તે ઘણું જ આબાદ સ્થિતિમાં છે. કાબાની ઈમારતમાં અગરનાં થાંભલા છે. અને વચ્ચે બત્તીઓ ટાંકેલી છે. તેની અગાસીને એક કિંમતી નળ છે કે જેમાંથી વરસાદનું પાણી ચોકમાં પડે છે. તેની ભીંતો ઉપર કાળા કસબવાળા પડદા ઢાંકેલા છે. આ પડદા દરેક વર્ષે બદલાય છે દરસાલ હજારો મુસલમાનો ત્યાં હજ કરવા જાય છે. ઈ.સ.૬૦૫માં કુરેશી લોકોએ કાબાની ઈમારત જે બિસ્માર થઈ ગઈ હતી તેને દુરસ્ત કરવાનું કામ હાથમાં લીધું ઈમારત જ્યારે તૈયાર થઈ ત્યારે હજરે અસ્વદને તેની મૂળ જગાએ ગોઠવવાનો વખત આવ્યો. આ હજ્જ અસ્વદ એટલે કાળો પથ્થર આકાશમાંથી પડેલો માનવામાં આવે છે. તેવી માન્યતા ક્યારે બંધાઈ તે નક્કી નથી. માત્ર મહાન હજરતના હાથથી કાબામાં ગોઠવાયા પછી લોકો તેને અગત્યનો ગણે છે. આ વખતે અરબસ્તાનના દરેક કુટુંબના લોકો કહેતાં હતાં કે એ ગોઠવવાનો હક્ક અમારો છે. આ સવાલ ગંભીર અને તકરાર રૂપ થઈ પડ્યો. અને લડાઈનો સંભવ ઊભો થયો. પછી બધાયે મળી સલાહ કરી કે કાબાની મસ્જીદમાં બનીસએબા દરવાજામાંથી જે કોઈ પહેલો દાખલ થાય તે તેનો તોડ પાડે કુદરતી યોગે એવું બન્યું કે હ. મહોમ્મદ પયગંબર ત્યાં થઈને આવ્યા લોકોએ કહ્યું કે એ પુરૂષ પ્રમાણીક છે માટે તે જે કરશે તે અમારે કબૂલ છે. આ પ્રમાણે પોતાના પ્રત્યે લોકોની આતૂરતા અને ભાવ જોઈ હજરતે પોતાની પાસે લૂગડું હતું તે પાથર્યું અને તેમાં પેલો કાળો પત્થર મૂકી ને કહ્યું કે દરેક કુટુંબનો એક એક માણસ આ લુગડાને ચાર તરફથી ઉંચકે અને મને પોતાનો પ્રતિનિધિ બનાવી અખત્યાર આપે તો હું તેને તેની મૂળ જગાએ સ્થાપના કરું આ વાત બધાને પસંદ પડી હજરતે તે પ્રમાણે કરી બાધાઓ પાસે લુગડું ઉચકાવ્યું અને તેની મૂળ જગાએ સંગે અસ્વદને ગોઠવી દીધો આથી જે લોકો લડવા તૈયાર થયા હતાં તે શાંત પડ્યા અને કજીયાનું મૂળ પતી ગયું. આ દિવસથી આ હજ્જ અસ્વદની યાને કાળા પત્થરની ખ્યાતિ વધારે થઈ. કાબાનાં ધામના ચો તરફ ઘણી મૂર્તિઓ હતી. અને કાબાની દિવાલો ઉપર ચિત્રો પણ હતાં. તે બધા હજરત મોહમ્મદ મક્કામાં દાખલ થયા પછી ઉખેડી નાખ્યાં. (વાંચો મહમંદ પયગંબરનું વૃતાંત પેજ નં. ૧૩૧પછી આપ્રમાણે કાબાની અને હજ્જ અસ્વાદની હકીકત પીર જાદા મોટામીંયા કૃત પુસ્તકમાંથી લેવામાં આવી છે.)

અનવર કાવ્ય. (પેજ નં. ૨૨૦)

## અલ્લાહના પવિત્રનામ ૯૯ નામ

(૧) યા અલ્લાહુ (૨) યા રહેમાનુ (૩) યા રહીમુ (૪) યા માલિકુ (૫) યા કુદુસુ (૬) યા સલામુ (૭) યા મુમીનુ (૮) યા મુહેમીનુ (૯) યા અજીજુ (૧૦) યા ઝબ્બારુ (૧૧) યા મુતકબીરુ (૧૨) યા ખાલીકુ (૧૩) યા બારીયુ (૧૪) યા મુસબીરુ (૧૫) યા સફફારુ (૧૬) યા કફારું (૧૭) યા વહાવુ (૧૮) યા રજાકુ (૧૯) યા ખતાહુ (૨૦) યા અલીમુ (૨૧) યાકાબીજુ (૨૨) યા બાસીતુ (૨૩) યા ખાફીજુ (૨૪) યા રાફીઉ (૨૫) યા મુઈજુ (૨૬) યા મુજીરુ (૨૭) યા સમીઉ (૨૮) યા વરીસુ (૨૯) યા હુકમુ (૩૦) યા અદલુ (૩૧) યા લતીફુ (૩૨) યા ખબીરુ (૩૩) યા હલીમુ (૩૪) યા અજીમુ (૩૫) યા ગફુરૂ (૩૬) યા શકુરૂ (૩૭) યા અલીઉ (૩૮) યા કબીરુ (૩૯) યા હફીઝુ (૪૦) યા મુકીતુ (૪૧) યા હસીબુ (૪૨) યા જલીલુ (૪૩) યા કરીમુ (૪૪) યા રતીબુ (૪૫) યા મુજીબુ (૪૬) યા બાસીઉ (૪૭) યા હકીમુ (૪૮) યા બદુ (૪૯) યા મજીદુ (૫૦) યા બાઈસુ (૫૧) યા સહીદુ (૫૨) યા હક્કુ (૫૩) યા વકીલુ (૫૪) યા કવિઉ (૫૫) યા મતીનુ (૫૬) યા વલીમુ (૫૭) યા હમીદુ (૫૮) યા મોહસી (૫૯) યા મુદ્દીઉ (૬૦) યા મુઈદુ (૬૧) યા મુહઈ (૬૨) યા મુવીતુ (૬૩) યા હૈયુ (૬૪) યા કૈયુમુ (૬૫) યા વાજીદુ (૬૬) યા માજીદુ (૬૭) યા વાહીદુ (૬૮) યા અહદુ (૬૯) યા રમદુ (૭૦) યા કાદિરુ (૭૧) યા મુક્તદીરુ (૭૨) યા મક્કદીનુ (૭૩) યા મુખીરુ (૭૪) યા અવલુ (૭૫) યા આખીરુ (૭૬) યા જાહિરુ (૭૭) યા બાકીનુ (૭૮) યા વાલી (૭૯) યા મુતાલી (૮૦) યા બરુ (૮૧) યા તબાબુ (૮૨) યા મુન્તકીમુ (૮૩) યા અફુવુ (૮૪) યા રવુફુ (૮૫) યા માલિકુલ, મુલકીજલ જલાલીવલ ઈકરામી (૮૬) યા મુક્સીતુ (૮૭) યા ગનીઉ (૮૮) યા મુગની (૮૯) યા માનીયુ (૯૦) યાજારુ (૯૧) યા નાફીઉ (૯૨) યા નુરૂ (૯૩) યા હાદીઉ (૯૪) યા બદીઉ (૯૫) યાબાકી (૯૬) યા બારીસુ (૯૭) યા જામીઉ (૯૮) યા રસીદુ (૯૯) યા સબુરૂ

### અનુવાદ

(૧) હે બ્રહ્મ (૨) હે કરુણાશીલ (૩) હે દયાળુ (૪) હે અધિશ્વર (૫) હે નિર્વકાર (૬) હે કલ્યાણકારી (૭) હે શાંતિદાતા (૮) હે ત્રાતા (૯) હે પ્રબળ (૧૦) હે તારક (૧૧) હે પ્રશંસનીય (૧૨) હે સર્જનહાર (૧૩) હે કર્તાહ (૧૪) હે ચિતેરે (૧૫) હે ક્ષમાશીલ (૧૬) હે પ્રકોપી (૧૭) હે મહાદાતા (૧૮) હે અન્નદાતા (૧૯) હે ઉદ્ઘાટા (૨૦) હે જ્ઞાનસ્રોત્ર (૨૧) હે અધિષ્ઠાતા (૨૨) હે વિકાસમય (૨૩) હે દલનકર્તા (૨૪) હે ઉનાયાક (૨૫) હે પ્રતિષ્ઠાદાયી (૨૬) હે પરાભૂતકારી (૨૭) હે સર્વશ્રોતા (૨૮) હે સર્વદૃષ્ટા (૨૯) હે નિર્ણાયક (૩૦) હે ન્યાયકારી (૩૧) હે સૂક્ષ્મદર્શી (૩૨) હે સર્વજ્ઞ (૩૩) હે સહનશીલ (૩૪) હે મહાન (૩૫) હે ક્ષમાવંત (૩૬) હે ગુણગ્રાહક (૩૭) હે સર્વોચ્ચે (૩૮) હે શ્રેષ્ઠ (૩૯) હે સંરક્ષક (૪૦) હે જીવિકાસ્રોત્ર (૪૧) હે નિરિક્ષક (૪૨) હે પૂજ્ય (૪૩) હે કૃપાળુ (૪૪) હે નિગાહ રખનેવાલા (૪૫) હે વાંછિતેશ્વર (૪૬) હે વિશાળ (૪૭) હે તત્ત્વબિંદ (૪૮) હે સખા (૪૯) હે માન્ય (૫૦) હે બીજરૂપ (૫૧) હે સાક્ષીન (૫૨) હે સત્ય (૫૩) હે પ્રતિનિધિ (૫૪) હે શક્તિ (૫૫) હે પૃષ્ટિ (૫૬) હે અભિભાવક (૫૭)

હે સ્તુત્ય (૫૮) હે પરિવેષ્ઠક (૫૯) હે ઉદ્ગમ (૬૦) હે આવર્તક (૬૧) હે જીવનદાતા (૬૨) હે મૃત્યુદાતા (૬૩) હે ચૈતન્ય (૬૪) હે અવિનાશી (૬૫) હે સર્વગ્રાહી (૬૬) હે પાવન (૬૭) હે અદ્વિતીય (૬૮) હે એકમેવ (૬૯) હે તૃષ્ટિરૂપ (૭૦) હે સમર્થ (૭૧) હે સત્વ (૭૨) હે આરંભ (૭૩) હે શેષ (૭૪) હે આદિ (૭૫) હે અંત (૭૬) હે ગોચર (૭૭) હે અગોચર (૭૮) હે શાશ્વત (૭૯) હે હે ઉદાત (૮૦) હે નેક (૮૧) હે ક્ષમાવંત (૮૨) હે પ્રતિશોધી (૮૩) હે ક્ષમી (૮૪) હે દયાસિંધુ (૮૫) હે લોકાધિપતિ મહાતેજશ્રીન (૮૬) હે યથોચિત્ત ફળદાયક (૮૭) હે નિસ્પૃહ' (૮૮) હે સમૃદ્ધિદાતા (૮૯) હે વિઘ્નહારી (૯૦) હે સંગાતક (૯૧) હે સિદ્ધદાતા (૯૨) હે પ્રકાશરૂપ (૯૩) હે પથપ્રદર્શક (૯૪) હે અનુપમ સૃષ્ટિકારી (૯૫) હે નિત્ય (૯૬) હે સર્વાધિકારી (૯૭) હે સર્વનિધાન (૯૮) હે સન્માર્ગદર્શક (૯૯) હે ધૈર્યરૂપ

**દુનિયામાં અલ્લાહના નામથી પોકારેલા બધાનામ પવિત્ર છે.**

કુરાન શરીફ, હીંદી અનુવાદક, પ્રકાશક લખનઉ કિતાબઘર, ૪૦૫/૧૨, ચોપાટીંયા રોડ, લખનઉ-૩.

## અલીફ લામ મીમ

**૨ સુરતુલબક્કર ૮૭**

**૨૮૬, આયત અને ૪૦ રૂપૂ**

## બિસ્મીલ્લાહીરરહેમાનનીરરહીમ

શૂરૂ અલ્લાહના નામથી જે નિહાયત દયાવાન, મહેરબાન છે અલીફ લામ મીલ આપુસ્તક છે કંઈ પણ સંદેહ નથી.

પવિત્ર કુરાન પ્રથમ ભાગ. સંદર અંજુમન, અહમદીયા કાદીયાન-જી. ગુરૂદાસપૂર પંજાબ, ભારત

## અલીફ લામ મીમ (અ લ મ)

## કુરાનશરીફ

## આધ્યાત્મ આર્ય સંસ્કૃતિ

સ્વયં ઈસા મુસા અને મહંમદ પણ આર્ય સંસ્કૃતિથી બચી ન શક્યા યોહના અને મન્સુર હલાજે તો પ્રત્યક્ષ આર્ય સંસ્કૃતિનો સ્વીકાર કર્યો અને તેમના આધારથી મસીહી અને ઈસ્લામી અધ્યાત્મ આગળ વધ્યો અને ધીરે ધીરે સ્વતંત્ર અધ્યાત્મ બની ગયો (પેજ નં.૨૯) ચંદ્રબલી પાંડે તસ્વુફ.

## મુરતુજાઅલી સાહેબ

**આ લી** **યા અલી** **આ અલી મદદ**

**શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનમ અલી વલી શેરે ખુદા (દરગાહ)**

અલી શિષ્ટ સુશીલ, કવિ વ્યાખ્યાતા,વીર અને ઉદારતા કુટનીતિની ચાલથી તેમનું મસ્તક મુક્ત હતું મુસ્લીમ સંસારમાં અલી જેવા વીર, સુશીલ ઉત્પન્ન થયા નથી. તેઓ

ભક્તિભાવના પુર પસાર હતો. મહંમદ સાહેબે ગુપ્ત વિદ્યાનું પ્રકાશન ફક્ત અલી સાહેબને કર્યો હતો. જે પણ હોય અલી સાહેબ પોતાની ઉદાર વૃત્તિના કારણે ઈસ્લામનું સંચાલન ઘણા દિવસ ન કરી શક્યા. તેમના વધ પછી થોડાક દિવસો બાદ કરબલા ક્ષેત્રમાં તેમની પ્યારી સંતાનોની જે રીતે દુર્દશા કરવામા આવી તેમના સ્મરણથી આજે પણ ચિત્ત વ્યાકુળ થઈ જાય છે અને સીયાઓ તેમના માતમમાં છાતી પીટી પીટીને મરી જાય છે તેમનો કરૂણ આક્રંદને સાંભળીને હૃદય ધ્રુજી જાય છે. અને કરબલાની હત્યાકાંડનું ઈસ્લામનું કલંક સમજવાનું વિવસ્થ થઈ જાય છે. (પેજ નં. ૪૧, તસ્વુફ) અલી સાહેબની વિશેષતા હતી કે તે કવિ વ્યાખ્યાતા વીર, અને સુશીલ હતા. તેમનામાં આરબોના જેવું ઘમંડ ન હતું. તેનો વિવાહ રસુલની લાડલી દીકરી બીબી ફાતમાનાં સાથે થયા હતાં. કહેવાય છે કે મહંમદ સાહેબે તેમને ખલીફા પણ નક્કી કર્યા હતાં. પરંતુ જ્યારે તેઓ રસુલને દફનાવવા ગયા ત્યારે ચિંતામાં મગ્ન હતા ત્યારે ઉમરે અવસરનો ગેરલાભ લઈને અબુબક્કરને ખલીફા બનાવી દીધા. અને અલીનો અધિકાર છીનવી લીધો. અલીમાં એકવાત બીજી પણ હતી તેમની પુત્રવધુ ઈરાની રાજદીકરી હતી. તેમનાં વંશમાં ઈરાનીલોહી હતું. કારણ જે પણ હોય એક વાત નક્કી છે કે ઈરાને અલી સાહેબનું દિલ ખોલીને સ્વાગત કર્યું અને સૂફીઓ પણ તેમના લીધે આગળ વધ્યા. ધીરે ધીરે અલીના વશજોને એટલુ બધું મહત્ત્વ મળ્યું કે ઈરાન સર્વસ્વ ઈમામ પરશતી થઈ ગયુ. અને ઈરાની પ્રેમથી ભક્ત બની ગયા. હૃદય સાથે પ્રત્યક્ષ રદિયો મળ્યો. અને તેઓ તેમની આરાધનામાં લીન થઈ ગયા. સ્વતંત્ર ઈરાને પોતાની ઉન્નતિ માટે સિયા મતનેગ્રહણ કર્યો તેમને પોતાના રાજમત માન્યા. સિયા સંપ્રદાય આગળ જઈને ગુપ્ત ઈમામની કલ્પના કરી તેમની દૃષ્ટિમાં ઈમામમહેંદી જે ગુપ્ત થઈ ગયા છે તે ફરીથી પ્રગટ થશે અને ભક્તોની રક્ષા કરશે. ધીરે ધીરે ઈમામ પરસ્તી થઈ ગયા.

(પેજ નં. ૪૧-૧૭૫-૧૭૬, તસ્વુફ) ચંદ્રબલી પાંડે.

## હજરત અલી

હ. ઉસ્માનની શહાદત પછી ઈસ્લામી સામ્રાજ્યના પાટનગરમદીનામાં એવી પરિસ્થિતિ ઉભી થઈ જેવી અગાઉના ખલીફાઓના નિધન સમયે થઈ નહતી. પયગંબર સાહેબના વિસાલસમયે ઉમ્મતે સર્વસંમતિથી હ. અબુબક્કરને પ્રથમ ખલીફા તરીકે પસંદ કર્યા હતા. હ. અબુ બક્રએ પોતાના પછી ખલીફા તરીકે હ. ઉમરને નિયુક્ત કર્યા હતા અનેહ. ઉમરના અવસાન બાદ છ વ્યક્તિઓના વિશિષ્ટ મંડળે પોતાનામાંથી અર્થાત હ. ઉસ્માનને ખલીફા બનાવ્યા હતા. પરંતુ હવે પરિસ્થિતિ વદલાઈચૂકી હતી. અસસંતુષ્ટ મુસલમાનોએ પોતાના ખલીફાનું ખૂન કર્યું હતું. અને ખિલાફતનો કોઈ ચોક્કસ વારસ ન હતો. આવી વિકટ પરિસ્થિતિમાં અનસાર તથા મુહાજિર મુસલાનોનીઈચ્છાને માન આપીને હ. અલીએ ખિલાફતનું પદ સ્વીકાર્યું હતું. હ. અલી જ્યારે ખલીફા બન્યા ત્યારે મુસલમાનોમાં એકતા રહી ન હતી અને ઉમ્મત વેરવિખેર થઈ જવાની અણી ઉપર હતી.

ઈસ્લામી ઈતિહાસના બહુ જ નાજુક તથા નિર્ણાયક સમયે ખલીફા બનનારા હ. અલીનું જીવન ઘણું રોમાંચક હતું. તેઓ પયગંબર સાહેબના કાકા અને વાલી અબુ તાલિબના પુત્ર હતા. આમ તેઓ જન્મે પયગંબર સાહેબના પિતરાઈ ભાઈ થતાં હતાં. ઉપરાંત પયગંબર સાહેબે હ. અલીને નાનપણમાં પોતાના આશ્રય હેઠળ રાખ્યા હતા. પયગંબર સાહેબ જ્યારે અલ્લાહના રસૂલ જાહેર થયા ત્યારે સૌ પ્રથમ ઈસ્લામ સ્વીકારનારાઓમાં નાની ઉંમરના હ. અલીનો પણ સમાવેશ થતો હતો.

હ. અલી જીવન પર્યંત પયગંબર સાહેબને વફાદાર રહેવા તથા મુશકેલીઓમાં તેમો સાથ આપ્યો હતો. ખાસ કરીને મક્કાથી હિજરતના સમયે પયગંબર સાહેબના મકાનમાં તેમની જગ્યાએ સૂઈ રહીને મક્કાવાસીઓને છેતરાવાની યુવાન હ. અલીએ અનેરી હિંમત બતાવી હતી.

હિજરત પછી પયગંબર સાહેબના સુપુત્રી હ. બીબી ફાતમા સાથે હ. અલીના લગ્ન થતાં તેઓ બન્ને વચ્ચે પરસ્પર વિશ્વાસ તથા વફાદારીનો નવો યુગ શરૂ થયો. આ પછી તો હ. અલીએ ઈસ્લામના ઉદય સમયના દરેકપ્રસંગે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તેમણે એક બહાદુર સિપાઈ તરીકે ખૂબ નામના મેળવી હતી. ખૈબરની લડાઈમાં હ. અલીનું યહુદી સરદાર સાથેનું યુદ્ધ તો ઈસ્લામના પ્રેરણા દાયક પ્રસંગોમાંનું એક ગણાય છે.

પયગંબર સાહેબના સાથીઓમાં હ. અલી વિદ્યાના સાચા ઉપાસક તરીકે સૌથી વધુ ખ્યાતિ ધરાવે છે. આપ તલવારની જેમ કલમ ચલાવવામાં પણ પ્રવીણ હતા. ખુલ્ફાએ રાશેદીનમાંથી માત્ર હ. અલીના ખુત્બાઓ, કાવ્યો તથા અન્ય લખાણોનો સંગ્રહ પ્રાપ્ય છે. જોકે તેમના નામ સાથે જોડી દેવાયેલી બધી કૃતિઓ તેમની નથી. પરંતુ હ. અલીનીમૌલિક કૃતિઓ ખરેખર તેમના વાકચાતુર્યની સાક્ષી પુરી પાડે છે.

હ. અલીને નાનપણથી પયગંબર સાહેબની સોબતમાં રહેવાનું સદભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેથી સ્વાભાવિક રીતે જ પયગંબર સાહેબની વાણી તથા વર્તનનાં તેઓ સાચા જાણકાર બની શક્યા હતા. ઉપરાંત પયગંબર સાહેબની સોબતમાં રહીને તેમણે પવિત્ર કુરાનનું સર્વવ્યાપી જ્ઞાન મેળવ્યું હતું તથા ઈસ્લામી કાયદાઓ અને નીતિઓની ઊંડી સમજ તેઓ કેળવી શક્યા હતા. તેઓ ઈસ્લામી કાયદાશાસ્ત્રના સારા જાણકાર હતા તેથી ઈસ્લામીકાયદા પ્રમાણે ન્યાયકરવા તથા નિર્ણયો આપવા તેઓલાયક પુરવાર થયા હતા. ખુદ પયગંબર સાહેબે તેમને યમનમાં ન્યાયાધીશ (કાઝી) બનાવીને મોકલ્યા હતા. પ્રથમ ત્રણ ખલીફાઓના સમયમાં પણ તેઓની પાસેથી આ બાબતમાં સલાહ લેવામાં આવતી હતી.

હ. અલી સ્વાભાવે નમ્ર હતા અને પયગંબર સાહેબના ઉચ્ચ ચારિત્ર્યનું પ્રતિબિંબ પાડતા હતા. પવિત્રતા અને પરહેઝગારી તેમના વ્યક્તિત્વનાં બે મહત્ત્વના પાસાં હતા.

હ. અલીએ પયગંબર સાહેબના સુપુત્રી હ. બીબી ફાતેમા ઉપરાંત આઠ સ્ત્રીઓ સાથે લગ્ન કર્યા હતાં. તેમની બહુસંખ્ય અવલાદમાંથી ઈમામ હસન અને ઈમામ હુસેન અને બીબી

ઝેનબ તથા ઉમ્મે કુલસૂમ અને મોહમ્મદ બિન હનીફ ઈસ્લામના ઈતિહાસમાં નોંધપાત્ર સ્થાન મેળવી શક્યા હતા.

ઈસ્લામનો ઉદય અને વિકાસ (પેજ નં. ૯૯-૧૦૦) ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

## હજરત અલી સાહેબ

તમો પ્રથમના ખલિફાઓને ન્યાયના કામમાં ઘણી સારી મદદ આપી લોક પ્રયિ થયા હતા. અરબી ભાષામાં વ્યાકરણ, તમોએ બનાવ્યું હતું. તેમના નીતિ વચનો ઈસ્લામ જગતમાં એકી અવાજે વખણાય છે. સિયા ઈસ્લામ અસરી તથા વહોરા લોકો તમોને પોતાના માસુમ ઈમામ ગણે છે. મુસેરી તથા. આગાખાનની તેમજ પીરાણા સત્પંથી તમોને ખુદા, ઈશ્વર કહે છે. તમો અરબીભાષાના વિદ્વાન હતા. તમારા વક્તવ્ય, શક્તિનું આખુ અરબસ્થાન એકી અવાજે વખાણ કરે છે. સિયા લોકો તમોને પ્રથમ ખલિફા તેમજ પ્રથમ ઈમામ તરીકે માને છે.

## શ્રી સદગોર બ્રહ્મા વાંચા

*હનિષ્યતિ કલેરંતે મ્લેચ્છાંસ્તુરગવાહનઃ । ધર્મે સંસ્થાપનાર્થાય તસ્મૈ કલ્કયાત્મનેનમઃ ॥*

ધર્મની થયેલી ગ્લાનિ પછી, ધર્મને પાછો સ્થાપન કરવા માટે કળિયુગને અંતે ઘોડા ઉપર ચઢીને જે અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિરૂપ અવતારને હું નમસ્કાર કરું છુ.

શ્રી બુધના સીસ, સ્યામ, સુલકાન, ઈસ્લામ,હારૂન, આદમ, નિઝાર, મિઝાર, ઈલીહાસ, મિલ્યાસ, મુલકાન,કાઝમ, કાહર,કાયમ, ગાલિબ, એલબ, ફાહીમ, મુરાદ, અબ્દુલમુનાફ, હાસમ, અબદુલમુત્તલીબ, અબુતાલિબ,વંશતો શ્રી નિષ્કલંકિનારાયણ શ્રી મુર્તુઝાઅલી.

## શ્રી નિષ્કલંકી નારાયણ મુર્તુજા અલી

મુર્તુજા અલીની માતા તો બીબી ફાતમા બીન્તે અસદ પિતા તો અબુતાલિબ, શક્તિ તો ફાતમા જોહરા ગોરતો નબી મહંમદ, સ્થાનતો ઉપન્યા સેહસ્ત્ર દ્વીપે મક્કલેશ્વર ક્ષેત્રતો મંદિરલીત્યાં નરદલો દાનવંતો અબુજેલ, કળી અંતેશ્રી મેંહદી રૂપે. સ્થાનતો હીમપુર ક્ષેત્રતો કુવારીકા. પંચ નદી મુળસ્થાને તયં નરદલો દાંણવતો દહિત કાળીગો ડજ્જાલ. વિચાર તો અથર્વ વેદ ઓચરંતે ગાયત્રી, સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંદર તીથિ બારકરણ નવ ગૃહ સુર્ય મંત્રનો જાપ જપતાં આયા સ્વામી, ઋષિઓને સ્થાપી દહિંત અબુજેલ તથા અલકમાને સંહારી, કાળી ગેને સંહારસે બારકરોડી શુ ભક્તત્રીકમ મુખીને સ્થાપી અન્નંત કરોડીનું ભરણું કમળાકુંવર શીર ભરાવવા તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરિ શું લાએ તેના ધર્મ વધે ને પાપ ક્ષય થાય, નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદગોર બ્રાહ્મા નર નારાયણ હોય. આજ તે રૂપને ધોઈએ. શ્રી નિષ્કલંકી નારાયણના ગુપ્ત અવતાર ઓગણચાલીસ પ્રગટ અવતાર અકે ને તે શ્રી નિષ્કલંકી નારાયણ પોતે.

આ હરિવંશ પેઢી નામે ચાલતો ચાલતો હાલ કુવારકાંક્ષેત્રે જાંબુદ્વીપ ભરતખંડે, રેવા ઓતરે, સોળ સોળ જોજન સાબરમતી ત્રષ્ઠે પંચ નદી મુળસ્થાને વેરાવામે નવ સ્થળે એટલે કે પીરાણા મુકામે પધારેલ છે. અને શ્રી ઈમામશાહ બાવા એ જ સદગોર બ્રહ્મા, તેમના દિકરા શ્રી નર મહંમદ શાહ વિષ્ણું નારાયણનો અવતાર અને શક્તિ દેવી પાવગઢની મહાકાળી મહંમદ સુલતાનની દિકરી બુજરૂક બેગમ, એ જ વિષ્ણુ નારાયણ નરમંહમદશાહના અર્ધાગ્ના, આ ત્રણએ પીરાણા મુકામમાં હરિવંશ આગળ ચાલ્યો, એ વંશે શ્રી શાહબોદીન સાહેબ તથા તેમના શ્રી જલાલશાહસાહેબના દીકરા મુર્તુજા શાહસાહેબ તથા તેમના દિકરા શ્રી અશરફ શાહ સાહેબ કે જે ઔરંગઝેબ બાદશાહના વખતમાં દિલ્હી જઈ બાદશાહની સાથે વેદ વ્યાખ્યાન કરી અમર ઘીનો દિવો કાયમ રાખી ચારસો મણ કાઠી ઉપર તપાવેલ લોખંડના તવે ચઢી ઈશ્વરી કળા બતાવીને પીરાણામાં ઘીના દીવાની અમર જ્યોત રાખી અને ઔરંગઝેબે અડતાલી (૪૮) વીઘા જમીન તેમને બક્ષીસ આપી તેના દસ્તાવેજો હાલ મોજુદ છે. ને મોટી સત્ય વેણી પુસ્તકની પ્રસ્તાવનામાં કોર્ટના સીક્કાવાળા તરજુમા છાપેલાં છે.

શ્રી હરિવંશ જગતની ઉત્પતિ સાથે જગતમાં રમતો આવ્યો છે અને છેક પ્રલયકાળ સુધી જગતમાં રમતો રહેશે. તેમાં કુળ પલ્ટા વંશપલ્ટા વિગેરેના મુંજવણ ભર્યા કાર્યો સાધારણ વિચાર વૃત્તિવાળા મગજમાં ઉતરી શકે તેવા નથી. અને જેથી પુસ્તકની પ્રસ્તાવના ધ્યાન પૂર્વક વાંચવાથી તે બાબત પર જ પ્રકાશ મળશે.

શ્રી હરિની રમત સમજવા માટે માદક આહાર તજવાની ખાસ જરૂર છે. અને તેથી જ સત્પંથ માર્ગ દેખાશે. માદક આહાર એટલે કે લશણ, ડુંગળી, અફીણ, ભાંગ , ગાંજો, ચડસ, તમાકું, માંસ, મદિરા વિગેરે વસ્તુ સહેજ પણ ઉપયોગ બુદ્ધિ ભ્રષ્ટ કરે છે, અને ધર્મના માર્ગેથી મનુષ્યોને વેગળા રાખે છે. જેથી આત્માની શાંતિ પણ મનુષ્યને મળી શકતો નથી. બોલો શ્રી નિષ્કલંકી નારાયણની જય જય જય.

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

## શ્રી નિષ્કલંકી અવતાર

*શ્રી ફરમાંનજી બિસ્મીલ્લાહ હરરહેમાન નૂરરહિમ. ભગવાનનાં અવતારોનાં હજારો ભેદ*

ઋગ્વેદ અધ્યાય ૮, અધ્યાય ૭, વ. ૩૩, મંત્ર ૧૮

*રૂપં રૂપ પ્રતિ રૂપો, વિભૂવ તદ્સ્ય રૂપં પ્રતિચક્ષણાય ઈન્દ્રો*
*માભિ, પુરૂષ ઈર્યતે યુક્તા, હસ્ય હસય સતાદશ*

પોતે પ્રત્યક્ષ થવા માટે રૂપ રૂપનો પ્રતિક રૂપ થાય છે. પરમેશ્વર જ માયાથી પૂરૂષરૂપ હોય છે. તેના હજાર ભેદ હોય છે.

## પરમાત્માની સોળ કળા નરજામે.

ય. અ. ૮, મં. ૩૬

*યસ્માન જાતા પરો અન્યો અસ્યિય આવિવેશ ભૂવાનિ વિશ્વા*
*પ્રજાપતિઃ પ્રજ્યાસં રરાણ સ્રીણીજ્યાતિ ષિસચતે સોષૃસી.*

એના સમાન કોઈ જન્મ્યો નતી. એથી બીજો કોઈ ઉત્તમ નથી. એ સ્વતંત્ર છે સર્વ પ્રજાઓને સુખ આપવા ભુવનોમાં અને વિશ્વમાં પ્રજાપતિ કે રાજારૂપે છે તે ત્રણે લોકમાં જેની ગત છે પ્રકાશિત જ્યોતિસ્વરૂપે ચૈતન રૂપે સંચરનાર તેવા સોળ કળાવાન છે.

## મદિનામાં શ્રી વિષ્ણુ

૩૦૦ વર્ષ ય. અ. ૩૬ મ. ૨૮ (અને સામવેદમાં પણ છે)
મદીના શમ સરદ સતં. ભૂયશ્ચ સરદા સતાત

મદિનામાં શ્રી વિષ્ણુ પ્રથમ સો વરસ ફરીફરી પુન પુન બે ફેરા સો સો વર્ષ રહેશે.

## અવતાર દસમો.

પહેલા વૈશાખ સુદ બીજને શુક્રવાર તે દિન કળિયુગ બેઠો સાર ૧
હે મુનિવરો કળિયુગમાં અથર્વ વેદ પ્રમાણ અને ગોર બ્રહ્માજીએ નબી મહમંદ ધરાવ્યા નામ ૨
જે ચંદ્ર વંશે આદમ કળિયુગે થયા સાર તે શ્રી નિષ્કલંકી નારાયણ હરીનો દસમો અવતાર ૩
જે દસમે રૂપે શ્રી હરી પાત્ર નિષ્કલંકી અવતાર તે આવી બેઠા આરબદેસ મોજાર ૪
જે આ ગોરે કેટલાક ચારિત્ર શ્રી હરિના કહ્યા તે દેવ આ કળિયુગમાં હોઈ રહ્યા ૫
ગોર બ્રહ્મા આ કલિયુગે ગોર સમસ અવતાર તે ગોર દુર્વેશી લઈ ફર્યા ચોવીસ મુલક મોજાર ૬
જે ગોર ચોવીસે મુલકમાં પ્રત્યક્ષ બોલી રહ્યા તે ગોર ફરતા ફરતા ચીન નગરીમાં ગયા ૭
જ્યારે બેઠો કળિયુગને દ્વાપર ઉતર્યો ત્યારે દહિત કાળીંગો મહાચીન નગરીમાં અવતર્યો ૮.

શ્રીરામ વિષ્ણુ ભગવાન અને બ્રહ્મા વસિષ્ઠ મુની સતી દેવી સીતા આ ત્રણે કળા મિશ્ર શ્રીરામ વિષ્ણુના દિકરા લવ ના પદ્મ છે. પદ્મના પરિક્ષીત, પરીક્ષીતના વીરપાળ, વીરપાળના વાસુદેવ અને વાસુદેવનો વંશ તો શ્રીકૃણ આ પણ. સુર્યવંશથી ચંદ્રવંશ જેવી રીતે રઘુરાજા સુર્યવંશી થયાં તેવી જ રીતે રામના વંશમાં જદુરાજા થયા. જેથી કરીને ચંદ્રવંશ પણ કહેવાયે અને જદુવંશપણ કહેવાય. કૃષ્ણ હરીવંશે શ્રી નારયણનું બળ કૃષ્ણભગવાન થયા. કૃષ્ણના સમયકાળમાં પૃથ્વીનો રાવી કંશાસુર મથુરાવાસી ઘણો અભિમની કાળક્રોધી માદક આહારી હોવાથી કૃષ્ણ વિષ્ણુના વેદ ધર્મની નિંદા કરનારો કૃષ્ણ ભગવાનની બધી હકીકત કૃષ્ણ અવતાર વાંચવાથી માહિતી મળશે. ટૂંકમાં કંશાસુરે વેદ, ધર્મ ને ભૂંસાડવાથી કૃષ્ણે કંશને માર્યો અને

ભગત વિદુરને તાર્યો. શ્રીકૃષ્ણ વિષ્ણુની કળા, બ્રહ્મા, રૂકમ રાજા, વેદવ્યાસની ગાદીએ.

શક્તિ દેવી રૂક્ષ્મણી રૂક્ષ્મણી રૂકમ રાજાની દીકરી આ ત્રણે કળા મિક્ષથી શ્રીકૃષ્ણના પુત્ર પ્રદુમનના શેષસ્થાન અનીરુધ શેષ સ્તાનના બુધસ્તાન, બુધસ્થાનના વેણીવચ્છરાજ, વેણીવચ્છરાજના સિંહરાજ, સીંહરાજના વંશતો શ્રી બુધા ભગવાન આ ઉપરનો હરી વંશ શ્રીકૃષ્ણના પ્રદુમનના અનિરુધને દ્વારકામાંથી ઓખાહરથી અનીરુધ હરીવંશની કળા મીસર દેશની ભૂમિાં બાણાસુરની રાજધાનીમાં હરીવંશ જવાથી નારણનની કળા મિસર દેશમાં ગઈ, આ હિંદ ભૂમિ નારાયણની કળા વગરની થઈ જેથી કૃષ્ણ કુળ જાદવ કુળનો નાશથયો અને કૃષ્ણ ચંદ્રવશે મિસરમાં ગયો આની વિશેષ માહિતી ઓખા હરણ વ્યાખ્યાનમાંથી મળશે. હરિવંશ મિસર દેશમાં ઘણાં વર્ષે ભોગવી એ વંશમાં શ્રી બુદ્ધા અવતારની હકીકત નવમો બુદ્ધા અવતાર વાંચવાથી બધી માહિતી મળશે.

શ્રી બુદ્ધા વિષ્ણુની માતા દેવી રેણુંકા, પિતાતો સિંહરાજ, શક્તિતો હરસદ, ગોરતો હંસરાજ, આ ત્રણ કળા હરીવંશ મિસર દેશ થોડીને અરબસ્તાન માકલેશ્વર કેમ ગયો અને કોણ ગયો એસર્વ હકીકત શ્રી નિષ્કલંકી નારાયણની ભાળ નામની બુકમાં તમામ હકીકત લખેલી છે. જેથી આ સ્થળે લખાયુ નથી. હરીવંશ મકલેશ્વરમાં આદમ તથા હવાના કુળ વંશ પલ્ટો અને વર્ણ પલ્ટો કરી શ્રી બુદ્ધ ભગવાન વિષ્ણુ હરીવંશ ચાલતો અરબસ્તાન મકલેશ્વરમાં ગયો. આહરીવંશ શ્રી અલી નિષ્કલંકી નારયણ ઉપર આવ્યો શ્રી વિષ્ણુ આ હરીવંશે જે જદુકુળથી યવનકુળ થયો હરીવંશે મીસર દેવની ભૂમીમાં કુરેશ કુળથયો આ કુરેશ કુળ મકલેશ્વરમાં હરીવંશે અલી નિષ્કલંકી દશમો અવતાર થયો છે. અહીંથી ભાષા બદલવાથી મિસરી ભાષા થઈ મિસરી ભાષાબદલી અરબી ભાષા થઈ છે. હરીવંશને અરબી ભાષામાં અલીની આલ અમર જાણો એવા મામથી ઓળખાય છે. શ્રી અલી સાહેબ વિષ્ણુની કળા બ્રહ્માજી નબી મહંમદ અને શક્તિ દેવી બીબ ફાતમા, આ ત્રણ કળાથી હરીવંશ થયો છે.

પેજ નં. ૪૬-૪૭, ૫૩૧-૫૩૩, ૪૬૨-૪૬૩ સતપંથ પ્રકાશ, દસઅવતાર, પીરાણા, એસ. બી. સૈયદ

# આદ્યશક્તિ માતા ફાતમા

## આદ્યશક્તિ જ્યોતિસ્વરૂપે

## મીસરમાં (સિયા ઈસ્માઈલી ફાતમી સ્થાપના)

ભારતમાં નિઝારી પંથ સત-પંથ તમારા નામથી પીરાણામાં અખંડ જ્યોતિ સ્વરૂપે આપના ગુણગાન થાય છે. પીરાણામાં આપની અખંડ જ્યોતિ જળહળે છે. આપના સંતાન ઈમામહુસેન, ઈમામ હસન, ઈમામ ઝૈનાલાઆબેદીન, ઈમામ મહંમદ બાકર, ઈમામ ઝાફર શાદિક, ઈમામ ઈસ્માઈલ, ઈમામ ઈસ્માઈલના સમયથી આપની મિસરમાં આઠમી સદીમાં ફાતમી ખિલાફત સ્થાપન થયેલ છે.

(જુઓ ખોજાવૃતાંત સચ્ચેદીન નાનજી અણી, રેવન્યુ કમીશ્નર કચ્છ)

## શ્રી ઈમામશાહબાવા પીરાણા.

શ્રી ઈમામશાહબાવા દયાળુદાતા અમોને બોલાવો દ્વારે તુમારા (સતાર બાપુ)

વાસ્તવમાં ઈમામશાહબાવાનું નામ વિશ્વભરમાં પ્રસિદ્ધ છે. એક સાચા સૂફી-સંત પીર ઘોર નામોથી લોકો જાણે છે. આપને માનવાવાળા અઢારે આલમના બધા જ આપના દર્શન કરી પોતાની મનોકામના પૂર્ણ કરે છે.

ધન્ય રે પીરાણા, ધન્ય રે ગીરમથા જ્યાં છે ધરતી કુવારી,
અડસઠ તીરથ, અહીં આવી મળ્યા. આવ્યા છે દેવ મોરારી ૧
જાંબુદ્વીપમાં સેવાઓ જાગી, સીંગી અને નોબત વાગે
દેશો દેશના યાત્રાળુ આવે, દર્શન કરી ભીડ ભાંગે ૨

હકીકતમાં સત્પંથીધર્મીઓ ઉપરે બાવાની અસીમ કરુણા હતી. તેઓએ ઈમાનીઓને પ્યારથી મારા વીરા ભાઈ, મારા ઋષિવરભાઈ મારા મુનીવરભાઈ નામોથી સંબોંધીને જ્ઞાનવાણી અમૃતવાણી આપેલ છે. તેમજ ભાવિ ભક્તોને પણ આપના ઉપરે અતુટ શ્રદ્ધા છે. ખરા અંતકરણથી તમોને ચાહતા હતા. અને આપના દર્શન માટે છેક કચ્છના ગામોમાંથી ચાલતા પગપાળા આવીને આપની સમાધિ ઉપરે જ્યોતિદર્શન કરી આપને આપના ચરણમાં ભેટતા હતાં. આપની અસીમકૃપાથી ગામોગામથી સંતો-ભક્તો મોક્ષ ગતિ પામ્યા છે. અને આજે પણ સમાધિઓ પુજાય છે. આપની અસીમકૃપા હતી. આપ દયાલુ છો. આજે પણ છો. આપનું નામ સતપંથીઓમાં અંતઃકરણમાં વસી રહેલ છે. સતપંથી હોય કે અન્ય સંપ્રદાય હોય પણ આપનું નામ કોઈ ભૂલી શક્યા નથી.

## શ્રી સતગોર પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ બાવા.

સદગોર ઈમામશાહ બાવા, આપને ઉપરોક્ત નામોથી સર્વ સંસારમાં જનતા આપના ગુણગાન ગાય છે. આપશ્રી કબીરદીન બાવાનાં નાના પુત્ર છો. (ઉચ ભાવલપુર) તમો ગુજરાતમાં ૫૦૦ વર્ષ પૂર્વે પીરાણાની સ્થાપના કરી છે. આપના તપ તથા પીરાઈ, તેમજ આપના ચમત્કાર તથા અદ્યાત્મિક જ્ઞાન જનસાધારણને આપવા માટે તમોએ સતપંથ ધર્મની પીરાણામાં સ્થાપના કરી છે. તમોને માનવાવાળા સતપંથીઓ કહેવાય છે. સતપંથ એટલે સાચો માર્ગ. આ સતપંથધર્મ આપના પૂર્વજોના વારસાગત ચાલતો આવે છે. તે જ સતપંથ ધર્મની તમોએ પણ ગુજરાતમાં માન્યતા આપી છે.

હરીવંશ અલી આલને ઈમામની આલ પણ કહેવાય છે. તે પીરાણામાં આવી, પ્રથમ ઈમામશાહ હરીવંશ ત્રણે દેવની કળા અલીની આલ અમર છે આ કળા લઈને આવ્યા છે. આગળના જુગના આઠ અવતારના શાસ્ત્રો પુરાણો શાખ આપે છે. જે કળીયુગના પાછળના





ભાગમાં આદ નારયણ પોતે પધારશે તે પુરાણેથી જાણવાનું મળે છે. જે રેવા ઉત્તરે સોળ સોળ જોજને સાબર ત્રષ્ટે વિરાટ વાદ નવ થડે કુવારીકા ક્ષેત્રે નિષ્કલંકી નારાયણ પધારશે તે સિવાય રામાયણે કાગ ભૂંસડી તથા ગરૂડજીના સંવાદથી ઘણું જાણવાનું મળે છે. તે હરીવંશે અલીની આલે પધાર્યા છે. ઈમામશાહ ચતુર મુખી બ્રહ્મા, નર અલી મહંમદશાહ વિષ્ણુ નારયણનો અવતાર, નરઅલી મહંમદશાહના ઘરમાં શકિતદેવી મહાકાળી પાવાગઢની પટરાણી તે અમદાવાદના મંહમદ સુલતાનની દીકરી થઈને અવતર્યા તેના ગરબાઓ તથા રાસ મંડળો ઘેર ઘેર ગવાય છે. તેથી વધારે માહિતી આપી નથી.

આ ત્રણે દેવની કળાથી હરીવંશ શ્રી ઈમામશાહના શ્રી નર અલી મંહમદ શાહના શ્રી શાહબોદિન સાહેબ, તેના શ્રી જલાલશાહ સાહેબ તેના શ્રી મુરતુજાશાહ સાહેબ તેના દિકરા શ્રી અશરફ બાવા ઔરંગઝેબ બાદશાહના વખતે દિલ્હીમાં તવે ચઢેલા અને હરીવંશનો પુરાવો ત્રણે દેવની કળાનોપરદો પુરેપુરો બતાવ્યો હતો. તેમના વંશ હાલ કાયમ છે. હરીવંશી અલીની આલ અમર તથા ઈમામની આલ આ કલીમાં રમી રહી છે. તેમની સેવા એનું નામ સતપંથ સતાનત, શાસ્ત્રની વેદક્રીયા પાળવાથી અહીંસા ધર્મ સતપંથ ધર્મ મનાય છે. આ ત્રણ દેવની કળા સહીત હાજર જામે હાલમાં પબ્લીકમાં રમી રહેલા છે. પણ આપણે તો આંખ સહીત આંધળા છીએ જેથી જોઈ ઓળાખી શકતા નથી. આ હરીવંશી પુરૂષ શાસ્ત્રો ભાંખી ભાંખી પોકરી પોકારીને આખા જગતને કહી સંભળાવી રહ્યા છે. પણ આપણે કાન સહિત પણ બેરીયા સાંભળી સકતા નથી. સાથે સાથે ભવિષ્ય પણ ભાંખ્યું છે. વિષ્ણુની ચાલીસ પેઢીએ બ્રહ્માની સતોતેર પેઢીએ અમો જાહેરમાં આવસું. તેમાં બ્રહ્માની પેઢી કેટલી ગઈ, કેટલી બાકી છે ? તેવી વિષ્ણુની પેઢી પણ કેટલી ગઈ, કટેલી બાકી છે ? કેટલા અવતાર રહ્યા એ ભૂત ભવિષ્ય અને વર્તમાન પુરતું આગળથી ભાંખેલું છે તે પેઢી નામે રમી રહ્યા છે. તે પેઢી પુરી થાય કે નિષ્કલંકી રૂપે પ્રગ્ટ થાશું આવું ભવિષ્ય ભાંખતા જાય છે છતાં આપણે સતપંથીઓને સુજતુ નથી.

આ હરીવંશ તો આ સૃષ્ટિની ઉત્પતિની સાથે જ ગતમાં રમવા માંડ્યું છે, તેકર્તા જુગમાં ચાર અવતારે હરીવંશે પેઢી નામે રમ્યા છે, ચોવીસતીર્થ પૂજાય છે. ત્રેતા જુગમાં ત્રણ અવતાર હરીવંશે પેઢી નામે રમ્યા છે. અઢાર તીર્થ પુજાવ્યાં છે. દ્વાપર જુગમાં હરીવંશ પેઢી નામે રમ્યા છે. ચૌદ તીરર્થ પુજાવ્યાં છે ને આજ વર્તમાન કલિયુગમાં શ્રી નિષ્કલંકી બાર તીર્થ પુજાવ્યા છે. અવતાર ચાર લાખ બત્રીસ હજાર હરિવંશે પેઢી નામે આદમથી કરી પીરાણા મુકામે અલીની આલ નામેથી ઈમામશાહની આલથી આજરમી રહ્યા છે. તે હરીંવંશની સાથે નિરંજન નિરાકાર પણ સાથે સાથે છે. હરીવંશે આદ નારાયણ પણ સાથે સાથે હરિવંશ ત્રણ દેવનીકળા પણ સાથે ફક્ત મહાદેવ તથા શંખવો એ બંને કળા નોંખી સામી રમતની છે. તે તમોગુણી છે. તે શંખવાને જુદા જુદા લઈને જુદા પડેલ છે.



નારાયણને સામા લડતા આવે છે. જગતના રાજ્યમાં દિવાની કોર્ટ શું કામ કરે છે ને એ જ રાજ્યની ફોજદારી કોર્ટ શું કામ કરે છે, ને પાછા એકના એક જ છે. એવી જ રીતે બાદ નારાયણ તથા વિષ્ણુ તથા બ્રહ્મા શું કામ કરે છે. અને મહાદેવ તથા સંખાસુર શું કામ કરે છે તે જાણી લેવું છે. રાજ સભા તેજ દેવ સભા આ નીતિથી પ્રભુ રમતા આવ્યા છે. સતપંથી ભાઈઓને વિનંતી પૂર્વક નમ્રતાપૂર્વક વિનવીને બંને કર જોડીને કહું છું જે નીચે તમામ હકીકત જરૂરથી વાંચશો. **સદરી દશ અવતાર પુસ્તકને કરસન અરજણ (હાલના આચાર્ય) સંપૂર્ણ સમર્થજ્ઞન આપે છે.**

**લેખક : એસ. બી. સૈયદ**

## (રાગ ભરથરી)

કરગરી કરુ અરજી, અરજી સુણો દીનાનાથજી,
દુઃખ દાવાનળ આવ્યુ, છોડાવો છોગાળા નાથજી ટેક (૧)
થાય ધાર્યું તુંજ તણું, દેખી દીલ ગભરાયેજી,
જ્ઞાન નહિ કળ બળનું, એજી અંગ અફળાયેજી. (ક) (૨)
કાચી માટીનું ખોળીયું, સ્વામીતાપ ન સહેવાયજી,
કાંટે ઘાલી તન તોળીયું, સ્વામી સેવક કહેવાયજી.(ક) (૩)

(સત્પંથ પ્રકાશ, દસ અવતાર પેજ નં. ૪૮-૪૯, પીરાણા)

## સતપંથ

પંદરમી સદીની મધ્યમાં ગુજરાતી હિંદુ-મુસલમાન સમાજના ઈતિહાસમાં એક અગત્યનો ગણી શકાય તેવો બનાવ બન્યો. ઈરાનમાં શિયાપંથી મુસલમાનનો ઈસ્માઈલ સંપ્રદાય ચાલતો હતો અને એના સંચાલકો ઈસ્માઈલી ઈમામ કહેવાતા હતા. તેમણે ૧૩મી સદીથી એ સંપ્રદાયનો હિંદમાં પ્રચાર કરવા માંડ્યો હતો અને સિંધમાં ઉચમાં થાણું નાખ્યું હતું. હિંદમાં એ પંથને ''સતપંથ'' એનું નામ અપાયું હતું. ઉચમાં એ સંપ્રદાયના મોટા પીર સદરઉદ્દીન હતા અને ધાર્મિક પ્રચાર ત્યાંથી કરતા હતા. એમના વંશનાપીર હસનકબીરઉદ્દીનને ત્યાં ઉચ ગામમાં ઈ.સ. ૧૪૫૨માં ઈમામ શાહનો જન્મ થયો, અને પિતાનામરણ પછી એ ઈરાન જઈને પોતાના સંપ્રદાયના મુખ્ય સંચાલકોને મળી ગુજરાત બાજુ ધર્મનો પ્રચાર કરવાની પરવાનગી લઈ આવ્યા. ગુજરાતમાં આવી અમદાવાદથી ૯ માઈલ દૂર આવેલા ગિરમઠા ગામમાં પોતાનો નિવાસ કરીને પ્રચાર કરવા માંડ્યો. આ પ્રચારમાં અસર ગામડાની અભણ પ્રજા ઉપર થઈ અને ગુજરાતમાં ''સતપંથ'' તરીકે આજ સુધી એ સંપ્રદાય મશહૂર છે. ગામડાની ખેડૂત પ્રજા અને ખાસ કરીને લેઉવા અને કડવા કણબીઓ એ પંથમાં જોડાયા. ગુજરાતમાં મોમના અને મતીઆ લોકો એ પંથા પ્રચારથી થયા. કહે છે કે ઈમામશાહના ચમત્કારોથી લોકો એમના તરફ આકર્ષાયા અને સુલતાન મહમૂદ બેગડાના અમલમાં તોએમની અને એમના ચમત્કારોની ખ્યાતિ ખૂબ વધીગઈ. ગીરમઠા ગામ પાસે જ્યાં એ વસ્યા ત્યાં પિરાણા નામે એક સ્થળ પ્રસિદ્ધ થયું. પીરોનું સ્થાન એટલે પિરાણા. ઈ.સ.૧૫૨૦માં ઈમામશાહ એ જ સ્થળે મરણ પામ્યા અને એક વિશાળ રોજામાં એમને દફન કરવામાં આવ્યા.

# નૂરમહમ્મદશાહ

એમના પુત્ર નૂરમહંમદશાહ ઈ. સ. ૧૪૭૦માં જન્મ્યા હતા અને પિતાના મરણ પછી સંપ્રદાયની ગાદીએ આવ્યા.એ ઈમામેગુજરાતના સતપંથના અગ્યના સુધારા કર્યા. દસોસ અથવા આવકનો દસમો ભાગગ જે એમના અનુયાયીઓ પાસેથી ભેગો થતોતે ઈરાનની મુખ્ય ગાદીએ મોકલવો બંધ કર્યો. એમના સમયથી ગુજરાતનો સતપંથ બીજા ઈસ્માઈલી પંથોથી જુદો પડી ગયો. અહીં એ પંથના સ્થાપકો અને ખાસ વ્યક્તિઓનું વર્ણન કરી સંપ્રદાયની વિશેષતાઓ આગળ સમાજના પ્રકરણમાં વર્ણવીશું. નૂરમહમ્મદશાહે એમના પંથનો એક ગ્રંથ સિંધી ભાષામાં લખ્યોછે. એનું નામ 'સત વેણી જી વેલ' (સાચા ધર્મની વેલ) છે. સંપ્રદાયના અને હિંદુ-મુસલમાન સમાજના ઈતિહસ માટે એની અગત્ય છે. નૂરમહમ્મદશાહ ઈ.સ. ૧૫૩૩-૩૪માં ગુજરી ગયા એણ એ પંથના ફારસી ભાષામાં લખાયેલા ઈતિહાસ ઉપરથી સમજાય છે. એણને એણના પિતા ઈમામશાહની સાથે એ જ રોજામાં દફનાવામાં આવ્યા. પિરાણાના મુખ્ય રોજાની પાસે એ પંથની બીજીમુખ્ય વ્યક્તિઓની દરગાહો પણ છે. નૂરશાહ સૂરભાઈ બાલા મુહમંદ, બાકીરઅલી વગેરેની દરગાહો ત્યાં છે અને વ્યક્તિઓના ખાસ અનુયાયીઓ મુખ્ય દરગાહ ઉપરાંત એમને કાસ માને છે.

# કાકાઓ

આ સંપ્રદાયમાં ગુજરાતમાં કાકાઓની સંસ્થા ઉભી થઈ. પીર સૈયદોએ પટેલો હિંદુઓના મુખ્ય પુરૂષને અનુયાયીઓને અંદર અંદરના ઝઘડા પતાવવા માટે તથા ભેટ ઉઘરાવવા માટે પોતાના પ્રતિનિધિ તરીકે નીમ્યા, અને કાકા કહે છે, કાકાની નિમણૂંક પીર કરે ત્યારે ત્યારે એમને જન્મભર અપરણિત રહેવાનું અને ખાવાનુંતથાકપડાં સિવાય કાંઈ ન લેવાનું વ્રત લેવું પડે છે. આ કાકાઓની સત્તા વખત જતાં એટલી વધી ગઈ કે પાછળથી એ લોકો ઈમામસાહના વંશોની સત્તાને ગણકારતા નહિ. અને કેટલીક મિલકત પણ ભેગી કરી એ ઈમામોના અંદર અંદરના ઝઘડાઓમાં ભાગ લીધો અને નાણાંની વ્યવસ્થા પણ પોતાના હાથમાં લીધી.

ઈમામ શાહીપંથના આઠિયા, સાતિયા, પાંચીયા એ મોટા પંથો વખત જતાં જુદા પડી ગયા અને તે દરેક પંથના અનુયાયીઓ સૈયદખાને પોટાભાઈથી જુદા પાડીને પોતાના અનુયાયીઓને આઠિયા કહ્યા, કારણ કે એમાં આઠ જ્ઞાતિઓ ભેગી થઈ હતી એ પ્રમાણે પાછળથી સાતિયા, અને પાંચયિા પણ થયા. જુના પંથના અનુયાયીઓ પણ ખાસ નામ વગર ચાલુ રહ્યા હતા. આમ ગુજરાતની જ્ઞાતિઓમાં બન્યું છે એવું અંહી પણ બન્યું. આ સતપંથના અનુયાયીઓ મધ્ય ગુજરાત, ચરોતર અને દક્ષિણ ગુજરાત તથા ખાનદેશ સુધી છે. અને કચ્છ તથા સૌરાષ્ટ્ર પણ છે. (ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ, ગુજરાત વિધાર્થ સભા, ખંડ-૨જો, અમદાવાદ. લેખક : રત્નમણી ભીમરાવ જોટે. પેજ નં. ૫૨૦-૫૨૩)

# સતપંથ

ઈમામશાહના નવા પંથને પીરાણા પંથ તરીકે ઓળખવામાં આવે છે. ઈમામશાહ ગુજરાતમાં આવીને અમદાવાદની દક્ષિણ આશરે નવ માઈલ ઉપર આવેલા ગીરમઠા નામના ગામમાં સ્થાયી થયા હતા. આ ગામને આજ પીરાણા તરીકે ઓળખે છે.

પીરાણા ગામમાં પાંચ રોજા છે. ઈમામશાહનો, નુરશાહનો, સુરાભાઈનો, બાલા મુહમ્મદનો અને બાકર અલીનો, આ પાંચે રોજાના પીરને માનનારા જુદા જુદા લોકો છે. પણ એ બધાયે પીરાણાના મુખ્ય પીરને માન આપે છે. ઈમામશાહને માનનારાઓમાં મોટો વર્ગ હિંદુઓનો છે.

પીરાણા ગામમાં પાંચ રોજા છે. ઈમામશાહનો, નુરશાહનો, સુરાભાઈનો, બાલા મુહમ્મદને અને બાકર અલીનો. આ પાંચે રોજાના પીરને માનનારા જુદા જુદા લોકો છે. પણ એ બધાયેપીરાણાના મુખ્ય પીરને માન આપે છે. ઈમામશાહને માનનારાઓમાં મોટો વર્ગ હિંદુઓનો છે.

ઈમામશાહ ઈ.સ. ૧૪૯૯માં ઈરાનથી આવેલા અને ગીરમથા ગામ પાસેના મોટા ટેકરા ઉપર રહેતા હતા. એમણે ઘણા ચમત્કારો કર્યા હતા એમ કહેવાય છે. એમના ચમત્કારથી ઘણા હિંદુઓ ખાસ કરીને પાટીદારો એમના સેવક બન્યા. કહેવાય છે કે એક સંઘ કાશીએ જતો હતો. તે ગીરમથા ગામ આગળ આવતા.ઈમામશાહે કપડું ઢાંકી ત્યાં જ દરેકને કાશીના દર્શન કરાવ્યા. આ ચમત્કારથી આ બધા ઈમામશાહના સેવકો બન્યા. તેમણે ઉપદેશ અને ચમત્કારોથી ઘણા લેઉવા અને કડવા પાટીદાર, કણબીઓને તથા શેખડાઓને આકર્ષયા હતા. ધર્માન્તર પછી તેઓ તેમના સાતિયા કણબી તરીકે ઓળખાયા સામાન્ય રીતે તેના અનુયાયીઓ હિંદુ રીતરિવાજ પાળે છે. દીપની પૂજા કરે છે. શબને હિંદુ રીત પ્રમાણે બાળે છે. પણ કેટલુંક બાળ્યા પછી થોડાંક હાડકા દાટવા માટે રાખે છે.

તેઓ ગુજરાતમાં ઈસ્લામની મહાન સંસ્કૃતિના સંસ્કારોવાળા મુસલમાનો તરીકે ઓળખાવવાને બદલે ફક્ત પીરાણાવાળા તરીકે ઉતરતા દરજ્જાના હિંદુઓ અને ઉતરતી કક્ષાના મુસલમાનોની એક નજીવી કોમ તરીકે ઓળખાય છે. તેમના સંપ્રદાયના ક્રિયાકાંડ અને ઈમામો વિશેની માહિતી "સતધર્મની વેલ" નામના એક પુસ્તકમાંથી મળે છે.

(ગુજરાતનો ધર્મ સંપ્રદાય, યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ, ડો. નવીનચંદ્ર આચાર્ય, પેજ નં. ૧૪૮)

## સુલતાન મહમદશાહ બેગડાના સમયના સંતો :

ઈરાનમાં શિયાપંથી મુસ્લીમોનો ઈસ્માઈલ સંપ્રદાય ચાલતો હતો. આ સંપ્રદાયના ઈમામોએ ૧૩મી સદીથી આ સંપ્રદાયનો હિંદમાં પ્રચાર કરવા માંડ્યો અને સિંધમાં ઉચમાં પડાવ નાખ્યો. હિંદમાં એ પંથ "સતપંથ" નામે જાણીતો બન્યો. ઉંછમાં આ પંથના મોટા પીર

સુદરઉદ્દીન હતા. તેમના વંશના પીર હસનકબીરઉદ્દીનને ત્યાં ઉછ ગામમાં ૧૪૫૨માં ઈમામશાહનો જન્મ થયો. પિતાના મરણ પછી તેઓ ગુજરાત તરફ ધર્મનો પ્રચાર કરવા આવ્યા અને અમદાવાદથી ૧૫ કી.મી. ઉપર આવેલા 'ગીરમઠા' ગામમાં સ્થાયી થયા અને ધર્મપ્રચાર કરવા માંડ્યો. આ ગામને આજે 'પીરાણા' તરીકે ઓળખવામાં આવે છે.

ઈમામશાહે ઘણાં ચમત્કોર કર્યા હોવાનું કહેવાય છે. તેઓ અનાવૃષ્ટિથી સમયે ચમત્કારથી વરસાદ વરસાવતા. તેમના ચમત્કાર અને પ્રચારથી, ગુજરાતના લેઉઆ અને કડવા કણબીઓ આ પંથમાં જોડાયા હતા. સુલતાન મુહમદશાહબેગડાના સમયમાં તો તેમની અને તેમના ચમત્કારોની પ્રસિદ્ધિ ખૂબ વધી ગઈ હતી. તેમનું મરણ ૧૫૧૩ કે ૧૫૨૦માં પીરાણા સ્થળે થયું હતું. અને તેમને એક રોજામાં દફનાવવામાં આવ્યા હતા. ઈમામશાહ પછી તેમના પુત્ર નૂર મહંમદ પીરાણા પંથના પ્રચારક બન્યા. તેમણે સિંધી ભાષામાં સતવેણી-જી-વેલ (સત ધર્મની વેલ)નામે પુસ્તક લખ્યું. તેમાં આ પંથના ઈમામો અને કર્મકાંડનું વર્ણન છે.

(ગુજરાતનો ઈતિહાસ, પરીખ ઝાલા, કાલુપુર, કાલુશાહની પોળ, અમદાવાદ પેજ ન. ૬૭-૬૮)

## ઈમામશાહબાવા સુત નર અલી મહમદશાહબાવા

આપને સત્પંથી સમાજ આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહથી માને છે. આપનો ૨૦મી સદીમાં અવતરણ થવાનું છે. આપને શ્રી નિષ્કલંકી નારયણથી પણ માને છે. જેટલા સતપંથીઓના જ્યોતિષધામ છે આપના જ નામથી ચાલે છે. અને પીરાણામાં પણ હાલમાં આપના નામથી ઢોલિયા મકાનનું જીર્ણોદ્ધાર કરીને નિષ્કલંકી ધામ નામ આપેલ છે. અને હવે નવું હેમપુરમાં નિષ્કલંકી ધામની જ્યોત આપના નામથી પ્રગટ કરીને મુહૂર્ત થઈ ગયેલ છે. (સતપંથ જ્યોત અધિવેશન અંક આધારે.)

## કલીયુગ

કલિયુગનું આયુષ્ય, ૪ લાખ ૩૨ હજાર વર્ષ મનાય છે. પરંતુ શાસ્ત્રો કહે છે. કે ગ્રહણ લાગવાથી તેમનું આયુષ્ય ક્ષીણ થાય છે. જો ગ્રહણ ના લીધે કલિયુગનું આયુષ્ય ઘટતું હોય તો નક્કી થાય છે કે તે સમય બહુ જ દૂર નથી. ધર્મજ્ઞાન, વિજ્ઞાન ના રૂપમાં પોતાની શ્રેષ્ઠતા અને નિષ્કલંકતા પર પ્રતિષ્ઠિત થઈને બધી માનવજાતિનું એક ધર્મ નક્કી થશે અને કલિયુગ ઉથાપી સતયુગ સ્થાપશે. ભવિષ્ય દીપિકા, જ્યોતિષનું એક પ્રાચીન ગ્રંથ છે. જેમાં સૂર્યગ્રહણ દ્વારા કલિયુગનુ આયુ ક્ષીણ થવાનો પ્રમાણ આપેલ છે.

*દસ સહસ્ત્રા વર્ષાણી, પંચ સૂર્યેન્દ્ર પર્વાણી કલિ ક્ષયં ભવિષ્યતી સમ તારેક સ્વગ્રહી*

(ભવિષ્યદીપિકા, અધ્યાય ૩)

અર્થાત, હર સૂર્યગ્રહણથી કળિયુગનું આયુષ્ય દસ હજાર વર્ષ ઓછું થાય છે. લગભગ ૧૦૦ વર્ષના અંદાજે એક સૂર્ય ગ્રહણ લાગે છે. તો કલિયુગના જન્મથી બેતાલીસ જેટલા ગ્રહણ

થઈ ચૂક્યા છે. આ પ્રમાણે કલિયુગનું આયુષ્ય પૂર્ણ થતુ દેખાય છે. કલિયુગ પાપથી પૂર્ણ થશે. "દાડો જાય જેમ, જમ દસ પાણીની વેલ,"

(ખુલાસા, પ્રાણનાથ સ્વામી, લેખક : રણજીત શાહ, વીમળા મહેતા. નવી દિલ્લી પેજ નં. ૨૮-૨૯)

## ઈમામમહેંદી અશરફશાહ બાવા

શ્રી સદગોર ઈમામશાહ બાવા પછી શ્રી નરનાથ નરઅલી મહંમદશાહ બાવાનો ધર્મના રક્ષક અને સુકાનીનો વારસો મળ્યો, તેમના સમયકાળ પછી એ વારસો શ્રી અશરફ શાહ બાવે જેમનો રોજો હાલ ધોળકા મુકામે છે. તેમને મળ્યો અને ઔરંગઝેબ બાદશાહના દિલ્હી દરબારમાં જઈને,બાદશાની અગ્નિ પરિક્ષામાં પાર ઉતર્યા, અગ્નિથી તપાવેલા, લાલચોળ લોખંડના તવા ઉપર ચઢીને પરચો બતાવ્યો, જેથી બાદશાહે તેમને પીરાણાની ૪૮ વીધા જમનીનની પાકી સનદ આપી, જેનો ફોટો હાલમાં, પણ શ્રી ઈમામશાહ બાવાના રોજામાં છે. અને શ્રી સદગોર ઈમામશાહ બાવાના રોજામાં ઘીની, દિવાની અખંડ જ્યોત જલતી રાખવામાં બાદશાહે સંમતી આપી. તે આ કસોટીનું પરિઆમ છે. ઔરંગઝેબ બાદશાહ ધર્મ ઝનૂની હોવાથી તેની માન્યતા મુજબ ધીની જ્યોત રોજામાં નહિ રહી શકે નહીં એટલે તેણે શ્રી અશરફ શાહ બાવાને રૂબરૂ બોલાવીને અગ્નિ પરિક્ષા લીધી હતી. ધર્મના રક્ષકની કસોટી થાય છે અને વેદકાળથી આવી કસોટીઓ થતી આવી છે. અને કુદરતનો જ્યાં વરસાદ હોય ત્યાં ધર્મ રક્ષકો, કસોટીમાંથી પાર ઉતરીને કષ્ઠ વેઠીને ધર્મનો જય જયકાર બોલાવતા આવ્યા છે. અને કુદરતના વારસાનો સાક્ષાત્કાર પરચો કસટી કરનારને અને દુનિયાને બતાવતા આવ્યાં છે. વેદકાળથી તમે જોશો તો આવા અનેક દૃષ્ટાંતો તમને જોવા મળશે જેથી સુજ્ઞ વાંચકોને વધુ લખવાની જરૂર નથી.

સતપંથ પ્રકાશ, દસ અવતાર, પેજ નં. ૯

## ઈમામ સાહેબ અવતરણ

*યહ બાત એ પૈદાશ કહી સો સિફ્ત સબ મહંમદ પર ભઈ*
*એ તીનો સિફ્ત ભયા રસૂલ એ સજીવન મોતી કહ્યા અમોલ (પેજ નં. ૭૧)*

**અર્થ :** રસૂલના ત્રણે સ્વરૂપનો ઈલમની સિફત બકી સૂરત ઈમામ સાહેબમાં આવી.

## સાખી

*ઈસા આદમ મહંમદ નામ એ તીનો એક મલી થયા ઈમામ*
*ઓર જો કહે મુરદારવાત સાખી પ્યાલે હોસે કલ્પાત (પેજ નં. ૭૩)*

**અર્થ :** ઈસ આદમ અને મહોંમ્મદ આ ત્રાણે કળા મળીને એક ઈમામ મહેંદીમાં આવી. જે માન્યા નહીં તે મટી ગયા.

*મહમ્મદ હુઆ મહેંદી, સૈયદ કહલાયા સહી*
*ખિતાબ દિયા જબ ખસને, તબ ભેલી ઈમામત થઈ.*

(પ્રાણનાથ સ્વામી પ્રણીત, બડા કીયા મતનામા,
શક્તિનગર દિલ્લી, સનંધ, વીમળા મહેતા, રણજીત શાહ, પ્રાણનાથ મિશન,
નવી દિલ્હી, પેજ નં. ૩૧૦)

*પાંચમે સિપારે એહ બ્યાન ન માનો તો જઈ દેખો કુરાન*
*ઔર હિંદવી કિતાબોમેં એમ કહી બુદ્ધ, કલકી આવેગા સહીં.*

**અર્થ :** પાંચમાં સિપારામાં એવું વર્ણન આવે છે જો વિશ્વાસ ન હોય તો કુરાનમાં જોઈ લ્યો. હિન્દ ધર્મમાં પણ નિષ્કલંકી અવતાર લેવાનો નક્કી છે.

(બડા કીયામતનામા, પેજ નં. ૭)

*એસી હિંદુઓકી કહી સિફત, આખર હિંદુઓમાં મૂલક નબૂવત*
*ઔર આપ હજરત રસાલત અલ્લાહ, ઝહૂદ ફકીરોમાં પાદશાહ*

**અર્થ :** હદીશોમાં આ પ્રકારે હિંદુઓની પ્રશંસા કરી છે કે અંતિમ સમયે તેઓમાં જ નબીઓનું અવતરણ થશે. (પેજ નં. ૭)

*પરદા લખ્યા વાસ્તે આવશે હિંદુઓમાં, ઈમામમહેદી*
*હિન્દુઓ વચ્ચે આવ્યા અને કોઈએ ઓળખ્યા નહીં.*

## સાખી

*હે ઈશારદ, ખોલે મિજબુધ બિનાહદી, ન પાઈએ શુદ્ધ*
*ઘોડેકુ લખ્યા, કલંકી કરતાપી કીનકો નહીં ખબર*

**અર્થ :** શાસ્ત્રકારોએ ઘોડાને કલકી કહ્યા છે. કલકી એ જ છે કે નિષ્કલંકી અસવાર થશે ત્યારે ચોથો પગ ધરતી પર મુકશે, ઘોડો વિરાટ છે. ચાર પગ ચાર વેદ છે. ચોથો અર્થવ વેદ સ્વયં નિષ્કલંકી ખોલશે. ત્યારે ધર્મ ચારે પગે ઊભો રહેશે.

## ચોપાઈ

*સાહેદી દેવે અલ્લાહ કલામ, સબ દુનિયા કબુલ કરે ઈસ્લામ*
*ખોલો માયને બાતુન હકી, મોમન જાહેર કરો બુજરબી. (પેજન નં. ૩૫)*

સદગુરૂ શ્રી ઈમામશાહ બાવા અને તેના કુળના પૂર્વજોઓ પણ માનવ જાતના કલ્યાણ સારૂ કોમવાદને ડામવા માટે ફાળો આપ્યો છે, તે પણ અનુભવે સિદ્ધ થાય છે.

વિશ્વ શાન્તીનો સત્યનો માર્ગ સત્યનો સંદેશો વેદાધીન સત્ય ઉપાસનામાં અહિંસા પરમો ધર્મના પવિત્ર સિદ્ધાંતો અને ભગવાનના યુગ અવતાર શ્રી નિષ્કલંકી નારાયણના દર્શનની ઝાંખી કરાવતો, સતપંથ સનાતન ધર્મ એવું નામ મહાપુરૂષોએ આપેલું છે. અને તેનો પવિત્ર ધર્મદ્વારો યાત્રાધામ શ્રી હેમપુર પીરાણા શોભી રહ્યું છે. તેની વેદાધીન વાણી અને સંતોના ભવિષ્ય કથન વાણીના અનુભવે સિદ્ધ થાય છે.

આ પવિત્ર યાત્રાધામમાં જ્ઞાતિભેદ, પ્રાત ભેદ, ધર્મ ભેદ એવા કોઈ પણ કોમી વાતાવરણથી પર એવી બીન સાંપ્રદાયિનો સંદેશો આપતો ધ્વજ ફરકી રહ્યો છે, અને તેની

જલતી અખંડ જ્યોતિ પ્રકાશ અને સુવાશ ફેલાઈ રહી છે. તેના અદ્‌ભુત ચમત્કાર અને પરચાઓનો આપણે પામર શું તેનું વર્ણન કરી શકીએ ? ગતવર્ષમાં આચાર્ય પદની ગાદીના મહંત સ્વર્ગવાસ થયા બાદ નવા આચાર્યની નિમણૂંક બાબતે સાદા તો અને સમાજ સાથે મળી અને બેડી પહેરાવી, સદગુરૂ શ્રી ઈમામશાહ બાવા જે ઈશમનીબેડી ઉગાડે અને પસંદ કરે તેને આચાર્યપદે નિમવા. આ બાબતે કુદરતે સદગુરુ શ્રી ઈમામશાહ બાવા નરનાથ શ્રી નરઅલી મહમદ શાહ બાવા મહામાયા (શક્તિ) માતાજી અને શ્રી હાજર બેગ મહારાજના હુકમથી આચાર્યા પદની જવાબારી હમારા શીર આવી. તેમનો પણ અદ્‌ભૂત ચમત્કાર થયો. ત્યાર બાદ મારા સાધુ સમાજના મિત્રો, તેમજ સમાજના જીજ્ઞાસુ બહેનો તથા ભાઈઓના થોડા આગ્રહથી, તેમજ સભ્યોના આગ્રહથી સદગુરુ શ્રી ઈમામશાહ બાવા મહાપુરૂષના પરચાની નોંધપોથી રાખી, અને જનતા સનમુખ સુવાસ ફેલાવવા હમોએ આ નાની પુસ્તીકા દ્વારા બહાર પાડવા પરીશ્રમ લીધો છે. તેમ તેનું પરચાનું કામ અને વખાણ આપણે પામર શું કરી શકીએ ? દાસભાવે તેમના ચરણે આલેખ સમર્પણ કરું છું, અને આપ સુજ્ઞજનો આ સંદેશો વાંચી સાંભળી અનેઅમોને પત્ર દ્વારા આપનો વળતો સંદેશો પાઠવશોજી. એજ અપેક્ષા રાખનાર આચાર્ય શ્રી કરસનદાસકાકા

અખંડ જ્યોતિ, પ્રકાશક : આચાર્ય શ્રી કરસનદાસકાકા, ગુરૂ સવજી કાકા, પીરાણા. ૧૨-૧૧-૮૬ (પેજ નં. ૩ થી ૫)

## હિન્દુમત

રામકૃષ્ણ અહિર કે બાલક વ્રજ વધુ કૌરવ કુલ ઘાલક ૧
સોળ કળા જાને બહુ ભાંતિ છલી અનેક કામિની ઉત્પાતિ
સો સખીયન સો રહે અનુકુળા, વેદ-વેદાંત કથે બહુમૂલા
કપટી જુઠા, બાત લબાડી, અનેક રાજા છલસુ મારી ૪
સો અવતાર ગોંસાઈ ભાખા, સુઝસ બહુત પોથી લીખ રાખા ૫
બ્રહ્મ જ્ઞાન કથે, બ્રહ્મ કહાવે નામ હેતુ બહુ પંથ બઢાવે ૬
પાંચો પાંડવ મન, કર્મ, બાની, તાકી સેવા રહે લપટાની ૭
અર્જુન કો બ્રહ્મજ્ઞાન દઢાઈ, સંશય ગાંઠ અંતે ન જાઈ ૮
બિરાટ રૂપ માયા દિખલાયા, ભાંતિ ભાંતિકા ત્રાસ બતાયા ૯
દૂર્યોધન સો યુદ્ધ કરાઈ, કુલ પરિવાર કો માર હઢાઈ ૧૦
પૂનિ સો કહા ભયા અપરાધા અશ્વમેઘ કરો જેહી મીટે ઉપાધા ૧૧
જોજો કહા સો સબ કિન્હા કોઈ બાત સો ચૂક ન લીના ૧૨
બંધે વરીપ અશ્વમેઘ કો લાગી મોચન પાપ લાયઉ ન આગી ૧૩
અંતકાલ ચહિયે કલ્યાણા, ગલે હિવારે જાય અયાના ૧૪
કૃષ્ણ સમીપી પાંડવા, ગલે હિમારે જાય, ૧૫
લોહા કુ પારસ મીલે તો કાહે કો કાઈ ખાય ૧૬

(પેજ નં. ૧૭૨-૧૭૩, પંચગ્રંથી)

## સાખી

જોગી સંગમ સેવડા, સન્યાસી દરવેશ,
છઠવા કહીએ બ્રાહ્મણ છો ઉપર છૌ ઉપદેશ ૧

## ચોપાઈ

ૐ કાર બ્રાહ્મણ ઉપાસી, સોહં બ્રહ્મ ઈષ્ટ સન્યાસી
હુ અલ્લાહુ, સૂફી અધારા મહિનાદ યોગી વિસ્તારા ૨
તત્વનામ સેવડા, પરવાના, નામ નિરંજન જંગમ ધ્યાના
ષટ દર્શન, ષટ અંગ ઉપાસી, રામનામ ભક્તા અવિનાશી. ૪

## ચોપાઈ -૨

અદૈવ મૂલ શ્રવણ કો કહિએ, અહં બ્રહ્મ સન્યાસી લઈએ
વાયુ શેખ યોગી, સો ધરણિ શશી અમીરસ જાને જૈની.
મહા આકાશ જંગમ કે હોઈ, ષટ સિદ્ઘાંત જાનહુ સોઈ,
પુરુષ રામ સબ નારી સ્વરૂપા યહ સિદ્ઘાંત હૈ ભક્તિ અનુપા

(પેજ નં. ૨૪૬-૨૪૭)

# હિન્દુ મુસ્લીમ વિચાર

વેદ-કિતેબ દોઉ ફંદા ભારી, ઉર પરસ્પર એક અનુહારી ૧
સંતત પંથ અનેક ઉપરાજે, સૈયદ ખાન મિરજા હોય ગાજે ૨
ચોથે શેખમો શિખત દાસા, પાંડે મૌલાના, સમહી વિલાસા ૩
પંડીત કાજી નિર્ણય દેહી હાકીમ રાજા, પોતા લેહી ૪
દંડ પરસ્પર એક સમતુલા, સહનશાહ મહારાજી ભુલા ૫
ચક્રવર્તી અપુ પદ પાઈ, કલા વિશેષ ભયે પ્રબુતાઈ ૬
અદભૂત પંથ જીવ અકુલાઈ દુઈધા ફંદ જો, કરે ઉપાઈ ૭
આકુલ હોય વોહી મગ ધાવે જંહા કસાઈ છૂરી ચલાવે. ૮
કુહુ કે જીવ અનેક કુચાલા, બલિ પ્રદાન કોઈ કરે હલાલા ૯
ઝટકા હલાલ ન શંકા માને, આપુન છાગર સો નહી જાને ૧૦
નદીઆ એક ઘાટ બહુ તેરી, કહહી કબીર વચન કી ફેરી ૧૧

## સાખી

રેખ રૂપ હિનુ વેદ મેં ઔ કુરાન બેચુન, આપસ મે દોઉ લડે જાનાપૈ ન દોહુ ન
ભાઈ રે દુઈ જગદીશ કહાં તે આયા કહુ કોને બૌગયા ૧
અલ્લાહ રામ કરીમા, કેશવ, હરી હજરત નામ ઘરાયા ૨
ગહના એક કનક તે ગહના, યામે ભાવ ન દુજા ૩
કહન સુનન કો દુઈ કર થાપે, એક નિમાજ એક પુજા ૪

વોહી મહાદેવ, વોહી મહંમદ, બ્રહ્મા, આદમ, કહીએ ૫
કો હિન્દુ, કો તુરુક કહાવે, એક જીમી પર રહિએ ૬
વેદ કિતેબ પઢૈ વે કુતબા, વૈ મોલના, વે પાંડે ૭
બેગર બેગર નામ ધરાયે, એક મિટ્ટી કે ભાંડે ૮
કહહિ કબીર વૈ દોનો ભૂલે, રામહિ કિનહુ ન પાયા ૯
વે ખસી વે ગાય કટાવૈ, વાદિહિં જન્મ ગમાયા ૧૦

## સાખી

સન્તો રાહ દુનો હમ દીઠા ૧
હિન્દુ તુરુક હટા નહિ માને સ્વાદ સઘન કો મીઠા ૨
હિનદુ વરત એકાદશી સાધે, દૂધ સિંઘાર સેતી ૩
અન્ન કો ત્યાગ મનકો ન હકે, પારન કરે સગૌતી ૪
તુરૂક રોજા, નિમાજ ગુજારા, બિસમીલ બાંગ પોકારે ૫
ઈનકો બિહિસ્ત કહાં સે હોવે, જો સાંઝે મુરૂગી મારે ૬
હિન્દુ કી દયા મેહર તુરુકનકી, દોનો ઘટ સે ત્યાગી ૭
ઈ હલાલ વે ભટકા મારે, આગ દુનો ઘર લાગી ૮
હિન્દુ તુરુક કી એક રાહે હૈ, સતગુરૂ સોઈ લખાઈ ૯
કહહિ કબીર સુનો હો સન્તો, રામ ન કહું ખુદાઈ ૧૦

## સાખી

*ઉપજાવૈ ખપાવૈ અક્ષર, અનેકન્હિ વાનિ પ્રકાશ*
*પરા પશ્રતિ મધ્યમા, ચારિ અવસ્થા ભાસ ૧૭૬*
*નાભિ પરા પશ્યતિ હૃદય, કંઠ મધ્યમાં સોય*
*ઉચ્ચરે સોઈ બૈથરી, સ્વર આર્લભ સો હોય ૧૭૭*

અક્ષર રચિ કન્યા પ્રગટાઈ, ગ્રંથમે સોહમ શબ્દ બનાઈ ૧
સોહં શબ્દ કો સુનહુ પ્રકારા, જાહિ ભાઁતિ સે તેહિ ઉચ્ચારા ૨
સ્વાસા આપુહિ ખૈચી જબહી, સકરા, અક્ષર અનુમાની નવહી ૩
તીન કલા તેહી મધ્ય નિવાસા, સસા અકાર તેજે સો સ્વાસા ૪
સ્વાસા અર્ધચંદ્ર અનુહારી, સૂર અકાર માત્રા વિસ્તારી ૫
સાસા ગૂઁજ એક રૂપ સઁવારી તીન કલા લે સો ઉચ્ચારી ૬
આપુ શ્વાસ સુર ઈચ્છા ગાજૈ સાસા સોઈ સંસાર બિરાજૈ ૭
સોઈ આદિ ઉત્પતિ પરવાના, પરલય અંત દુજા સંધાના ૮
છોડત શ્વાસ વિલાની જબહી અહં અક્ષર ઉપરાજી તબહી ૯
હં કાર અક્ષર અસ્થૂલ સ્નેહા, અંત નાસ્તિ શૂન્યા અસ્નેહા ૧૦
હં કાર અક્ષર પ્રગટ અસ્થૂલા, નાના સ્વભાવિક નષ્ટ સો ભૂલા ૧૧
ધૃત સકાર અસ્થૂલ હં કારા, શૂન્યાશૂન્ય પરલય તર ડારા ૧૨

ઉતપતિ પાલન પરલય કિન્હા, પાઁચ કલા તીન ગુણ સબ દિન્હા ૧૩
આદિ અંત સો કરહિ વિચારા, સો હં શબ્દ ઉઠે ગુજારા ૧૪
દુઈ રૂપ તેહી માહિ પ્રકાશા, નારી અંગ પુરૂષ સોઈ શ્વાસા ૧૫
યહી બિધિ સો હં શબ્દ બનાઈ, ઉપજન વિનશન રહટા ભાઈ ૧૬
સો સો હં નાશક હૈ બૈના, અજપા જપહિ શંભુ અનુમાના ૧૭
સો પરિચિત બોલા ઔ ચાલા, શૂન્યા તજિ સહસ્ત્ર પ્રતિપાના ૧૮
જો ઉલ્ટી પલટાવે બાની, પરમહંસ અજપા અનુજ્ઞાનિ ૧૯
સ્વાસા ખેંચી મિલાવે મૂલા, નાભી અર્ધ અંગ પ્રતિકુલા ૨૦
લૈ વો પાવૈ શૂન્ય રહે જાઈ, પરમહંસ કે ચાલ દઢાઈ ૨૧
બંધ મોક્ષ કે ચાલ દિખાવે, દુ હું વિધિ શન્યહી માઁ હિ જમાવે ૨૨

## સાખી

સો હં અજપા જાપ હૈ શંભુ રહે લૌલાય
અર્થ વિચારત આપુહી, પ્રગટે સબ ઘટ આય ૧૭૮
સો હં અસ્મિ વાક્ય હૈ, સૌ ત્રિદોષક જાન
ગ્રાસહિ પરલય રૂપ હોય, સોઈ વિદિત બ્રહ્મજ્ઞાન ૧૭૯

## ચોપાઈ

રચના સો હં બહુ વિધિ કિન્હા, ૐકાર ગુજે રચિ લિન્હા ૧
તેહિમે પાંચો કલા સઁવારી, શૂન્ય અર્ધચંદ્ર અનુહારી ૨
અ ઉ મ અજ હરિહર રૂપા, ૐ અંગ પાંચ કલા અનુરૂપા ૩
તીન શક્તિ સોઈ પ્રગટાઈ, ઉતપતિ પાલન અંત દેખાઈ ૪
દુઈ ભાગ કે રૂપ દરશાયા, ૐ સો પુરૂષ અંગ સો માયા ૫
સો ૐ કાર જાપ હૈ અજકે, જાગૃત નેહી કલા સહજકે ૬
મહા કારણ સોઈ સૂન્ય બિરાજૈ, અર્ધચન્દ્ર કારણ હોય ગાજે ૭
તીન પુત્ર ત્રિગુણમય નારી, સોઈ પટ અંશી સૃષ્ટી પસારી ૮
અર્થ વિચાર હી તાહિ સમાઈ, કરત કલોલ કાલમુખ જાઈ ૯
ઉલટિ પલટિ કે રાહ ચલાવે, સગુણ અગુણ કે ભાસ દઢાવે ૧૦
સો પરણવ ગાયત્રી ભૂલા, જપહિ જપાવહિ જાનુ ન શલા ૧૧
જો જાનહિ જીવ સૂલ અપાના, ધોખક શબ્દ ન કરૈ પરવાના ૧૨

## સાખી

*પ્રણવ અજ કે જાપ હૈ, ગાયત્રી કે મૂલ પંચીકરણ તાકે કલા, રહૈ જગતમૈ મૂલ ૧૮૦*
*માયામયી સબ પુરૂષ હૈ, પુરૂષમયી સબ નારી, નિતપ્રતિ ગાવહિ, શક્તિમત્તા અનુસારી ૧૮૧*
*ચૌવિસ અક્ષર મિલાય કે, ગાયત્રી અસ્થૂલ વિધિ બહુ વિધિ મહિમા જપૈ, પરખૈ નહીં યમ હૂલ ૧૮૨*

## ચોપાઈ

ભૃ પૃથ્વી સે જપૈ જપાવૈ, કર્મ સમાધિ જગ ભરમાવૈ ૧
રચ ૐ કાર કલા બહુ ભારિ, રામ શબ્દ કો કલા સँવારી ૨
રેફ અકાર મકાર પ્રમાના, હરિ બ્રહ્મા શિવ સોઈ પરધાના ૩
ત્રિગુણ રૂપ સ્થૂલ અભિમાની, રામ શબ્દ કલા ઉતપાની ૪
પુનિ દુઈ રૂપ હોય કે વિલગાના, રરા મમા સોઈ પ્રગટાના ૫
રરા અર્ધચંદ્ર હોઈ ધાવૈ, મમા શૂન્ય સ્વરૂપ દેખાવૈ ૬
જબ હી કામિની રરા હુઈ, મહાશૂન્ય મમ તહઁ સોઈ ૭
રેફ ભાવ રર તહઁ લાવે, મમશૂન્ય હોય તહઁ ધાવૈ ૮
આપૈ પુરૂષ આપ સોઈ નારી, બહુ અચરજ યમ જાલ પસારી ૯
રરા શબ્દ વિષ્ણુ સો દેવા, થૂલ અભિમાની કરૈ સબ સેવા ૧૦
કામીનીરૂપી ભક્તિ દઢાઈ, ભગ મસ્તક અપને અપનાઈ ૧૧
વિશ્વરૂપ શિલાકે પૂજા, આપુ અનંત ભાવ નહી દુજા ૧૨

## સાખી

*કામિનીરૂપી સોઈ કલા, વિષ્ણુ કિયા વિસ્તાર મમા વિરહ વિધાયતે, હોય શૂન્ય ભરથાર ૧૮૩*
*માયા ગુણ નહિ લખિ પરે, રહે કલા સોઈ ભૂલ વિરહ વાણ ઘાયલ કરે, લાયે અનેકન્હિ હૂલ ૧૮૪*
*શ્વાસા સો સો હં ભયા, સો હં સે ૐકાર ૐકારસે રરા ભયા, પંડિત કરો વિચાર ૧૮૫.*

(પેજ નં. ૮૦૨ થી ૮૦૫, કબીર વચન, પંચગ્રંથી, કબીર ધર્મ મંદિર, જીધનપુર, અયોધ્યા, નિવાસી, વ્યાખ્યા અભિલાસદાસ, પ્રકાશક : સાધુસરણદાસજી, શ્રી કબીરમંદિર, બડહરા.)

## નૂરે રોશન

**અર્થ :** ઓ ખુદાના રસુલ આપ ઉપર દરૂદ હોજો, ઓ અલ્લાહનાપ્યારા આપ ઉપર દરૂદ હોજો, દરૂદ હોજો આપ અય અલ્લાહના પેગંબર

પલાંઠી મારી બેસી જવું અને ડાબા પગના અંગઠા તે તેની જોડેની આગળીથી જમણા પગના ઘૂંટળની નીચેના ખાંચામાં જોરથી દબાવે. (અહીં એક રગ-નસ છે તેને રગે કીમાસ કહે છે અને રગે કીમાસનું દિલની સાથે જોડાણ છે, તે દાબવાથી દિલમાં ગરમી પેદા થાય છે) બેસવામાં કમ્મરની સીધી રાખવી, મ્હોંરૂખ કીબ્લા-પશ્ચિમ દિશા તરફ કરવું અને બંને હાથ ઘૂંટણ પર રાખવા. અને આઉઝોબિલ્લાહ ને બિસમિલ્લાહ પઢી ત્રણ વખત કલમો ''લાએલાહા ઈલ-લ્લાહ મોહમદૂર રસુલુલ્લાહ'' પઢવા. પછી એક વખત કલમએ શહાદત પઢવો પછી પેશાની ઘૂંટણની નજીક આવે ત્યાં સુધી માથું ઝુકાવવું અને ત્યાંથી મોટે અવાજે ''લાએલાહા'' શરૂ કરી

ડાબા ઘૂંટણ ઉપરથી માથું ફેરવતાં જમણી તરફ લાવવું અને શ્વાસને ત્રણ ગર્બ થાય તેટલો વખત રોકવો. પછી માથાને પીઠ તરફ સહેજ ફેરવી એવો ખ્યાલ કરવો કે ખુદા સિવાયના તમામ ખતરાત અથવા વહેમોનેપીઠની તરફ નાખી દીધા. પછી જમણી તરફ માથું ફેરવી છાતી તરફ જયાં દિલમાં ત્યાં ઝૂકાવી 'ઈલ્લાહ'ની ઝર્બ કરે અને એ ખ્યાલ કરે કે મેં ''ઈશ્કે ઈલાહી' (ખુદાના પ્યારનો) દિલમાં ભરી દીધો.

''લાએલાહા'' ને ''નફી'' (ખાલી) કહે છે અને 'ઈલલ્લાહ''ને 'અસબાત' (ભરેલો) કહે છે. તેથી આ ઝિકરને નફી એઅસબાત અસબત કહે છે. નફીની વખત આંખો ખુલ્લી રહેવી જોઈએ અને અસબાતની વખતબંધ કરવી જોઈએ.

આવી રીતે એ ઝિકર બસો વખત કવી જોઈએ. આ ઝિકરને ચાર ઝર્બી ઝિકર કહે છે. એ કીધા પછી આગળ લખ્યું તેમ ત્રણ વાર કલમએ તૈયબ અને એકવાર કલમએ શહાદ પઢવો જોઈએ.

આ ઝિકરમાં જરૂરની હિદાયત એ છે કે એ ઝિકર શરૂ કરનાર અભ્યાસી 'નીફીની' 'લા' બોલતી વખતે 'માઆબૂદ' નો ખ્યાલ તસબ્વુર કરે એટલે કે 'લાએલાહ' જબાનથી નીકળે ત્યારે ખ્યાલ કરે કે ખુદા સિવાય કોઈ માઆબુદ નથી અને થોડો વખત અભ્યાસ કર્યા પછી ખુદા 'લા-મતલૂબ અને લા-મકસદ છે એમ તસુવ્વર કરે અને જેની તાલીમ પૂરી થવા આવી હોય તે 'લા-મોજૂદ'નો તસવ્વુર કરે.

## ઝિકરે અસબાતે મુરજિદ

નફી અને અસબાત એટલે લા 'એલાહા ઈલલલ્લાહ' ની ઝિકર બાદ બન્ને ઘૂંટણ ઉપર બેસી જાય, અને અસબાતે મુજર્રિદ ની ઝિકર કરે. તે ઝિકર 'ઈલલ્લહ' ને કહે છે. તે ઝિકરની વખત કમ્મર સીધી રાખે અને માથાને ડાબા ખભા તરફ ફેરવી ત્યાંથી જમણી છાતી તરફ ઈલલ્લાહની ઝર્બ લગાવે, અને એ તસવ્વુર કરે કે ખુદા સિવાય કોઈ ચીજ દુનિયામાં નથી. અને મારા સિવાય તેની સાથે કોઈ બીજુ નથી. આ લાગલગાટ ચારસો વાર કરવી જોીએ. એને એક ઝર્બી કહે છે.

ઝિક્રે ઈસ્મે ઝાત - આની રૂઢી એવી છે કે બ ઘૂંટણ ઉપર બેસી મોંઢાને ડાબા ખભા તરફ લાવી, આંખો બંધ કરી 'અલ્લાહ' 'અલ્લાહ' બોલે પહેલા અલ્લાહના 'હ' નો 'હો' ઉચ્ચાર કરે પછી અલ્લાહ 'હ' નો ઉચ્ચાર નહિ કરે એટલસે તેને સાકિન પઢે પેહેલો અલ્લાહ બોલતી વખતે ઝર્બ, ડાબીની નીચે 'લતીફેએ રૂહ' (ચક્ર) છે તેની ઉપર લગાવે, અને બીજો અલ્લાહ બોલતી વખતે જમણી છાતીની નીચેના ભાગ ઉપર ઝર્બ લગાવે.

આ ઝિકર સો વાર કરે અને આ ઝિકર કરતી વખતે ખુદાના નામ અને સિફાતોનો ખ્યાલ કરે જેમ કે ખુદા સમીઅ (સાંભળનાર) એ બસી (જોનાર) છે આલીમ, (બંધુ જણનાર) છે.

આમાં હિદાયત આટલી કરવાની છે કે જ્યારે પહેલી નવ વખત અલ્લાહ અલ્લાહ કહી રહે કે પછી એકવાર અલ્લાહ હાજરી એમ બોલે, બીજી વખત નવ વાર બોલ્યા પછી અલ્લાહ નાઝરી એમ કહે અને ત્રીજી વખતે નવ વાર પુરા થાય કે દસ વીસ વખત અલ્લાહ મઈ એમ કહ.

આ ઝિક્ર તહજ્જુદની (બામદાદની) વખતે બાર તસબીહનો કરવામાં આવે છે. જોઈ કોઈ તહજ્જુદ વખતે નહિ પઢી શકે તો ફુરસદ અને આસાનીની વખતે કરી શકે છે. ઝિકર કરી રહ્યા પથી પોતાના સિલસિલાના બુઝુર્ગોના ફાતેહા પઢવા જોઈએ.

## ઝિક્રે પાસે અનફાસ

આની ઘણી રૂઢીઓ છે જેમાંથી સહેલી અને બધાને સમજ પડે એવી આ બે છે.

## નફી લ અસબાતકા પાસ અનફાસ

એ આવી તરેહ છે કે જ્યારે શ્વાસ અંદર લેવો ત્યારે 'લાએલાહે' કહેવું અને જ્યારે શ્વસ-દમ અંદર લે તો 'અલ્લાહ' કરીને બોલે અને જ્યાં સુધી તમામ પેટ અને છાંતી ભરાય ત્યાં સુધી શ્વાસને રોકે અને એવો તસવ્વુર કરે કે ખુદા તમામ મારા અંદર બાતીનમાં છે પછી શ્વાસને નાકને રસ્તેથી બહાર કાઢે. શ્વાસ બહાર કાઢતી વખતે ''હુ'' કરી કહે.

ઈસ્મે ઝાતની ઝિકરની જુદી જુદી રૂઢી

ઈસ્મે ઝાતની ઝિક્ર, એક ઝર્બી, ત્રણ ઝર્બી અને ચાર ઝર્બી છે.

**એક ઝર્બી :** મોટે અવાજે પુરા જોરથી અલ્લાહ બોલ શબ્દની ચોલ દિલ પર લગાડે.

**બે ઝર્બી :** એક ઝર્બ રૂહ પર અને બીજી દિલ પર.

**ત્રણ ઝર્બી :** પહેલી ડાબી ઘૂંટણ પર, બીજી જમણા ઘૂંટણ પર, ત્રીજી દિલપર.

**ચાર ઝર્બી :** પહેલી ઘૂંટણ પર, બીજી જમણા ઘૂંટણ પર, ત્રીજી રૂહ ઉપર ચોથી દિલ.

આ ઝિક્રમાં આંખ બંધ રહેવી જોઈએ.

હબસે દમ (દમને રોકવું તે)

આ કાર્ય તમામ સૂફીઓમાં જરૂરનું ગણ્યું છે. ખાસ કરી ચીશ્તી અને કાદરીયા તરીકાવાળા આનાથી ઘણો ફાયદો થાય છે. એમ માને છે. કશ બંદીવાળા આની ઘણી જરૂરીઆત જોતા નથી છતાં એટલું કહે છે કે આનાથી ફાયદો થાય છે.

કમઝોર છાતીવાળા અને જેના શરીરમાં પૂરી તાકાત નહી હોય તેવા માણસે હબ્સે દમ ઝિક્રે જાહેર કદી કરીવી નહીં. તેમણે 'ઝકે' ખફી' (બાતીનની ઝાકર) પર સંતોષ પકડવો, નહી તો શરીરમાં તરહે તરેહનું દર્દ આમાંથી પેદા થાય છે.

શગ્લે નસીરા : અજમેર શરીફવાળા મહાન ખ્વાજા હજરત મોઈનુદ્દીન ચીશ્તી સાહેબને

આ ખાલ શગલ છે એનાથી કલબના ખકરાતો-તવહેમો દૂર થાય છે. સવાર અને સાંજ કીબ્લા તરફ રૂખ કરી બેઉ ઘૂંટણ પર બેસી દિલને એક ઠેકાણે રાખી બંને આંખોની નજર નાકની અણીપર જમાવવી અને આંથનો પલકારો મારવો નહિ અને એમ નજર જમાવતી વખતે એક ઘણું જ સરસ નુર ત્યાં ચળ છે એવું તસવ્વુર કરવું. શરૂઆતમાં આંખોમાંથી પાણી જશ અને દર્દ થશે પછી આસ્તે આસ્તે આદત પડી જશે.

## ફનાફિશ-શેખ, ફનાફિરચ રસૂલે ફના ફિલ્લાહે, બકાબીલ્લાહ

(આમાં પહેલાં સૂફીવાદના ઈસ્લામી શબ્દોના હીંદીમાં અર્થ સમજાવ્યા છે, અને પછી મારફત એટલે બ્રહ્મજ્ઞાન મેળવવું હોય તો શું કરવું તે બતાવ્યું છે.

ફના જબ હુવા આપ મુરશીદ મને, તબી આકે પોહોંચા વોહ હજરત કને
ફના ફિલ્લાહ જબ હુવા બીચ રબ્બી હયાતી બકા કો સો પાય તબી.
કહે આશેકાં યેહ રમઝ ખોલ કર, સુનો મજહબ ધર્મી તુમ્હી બે-ખબર
ઈસ રાહે તોહીદમેં જો કઈ ચલા, રબુલ જલીલ સે વો જાકર મીલ.
સૂફી નુકતા ઈલ્મે તૈહીદ જાન, હીંદી નુકતે મેં કહેતે હય બ્રહ્મ જ્ઞાન.
દોનું કા મકસદ અરથ એક હય સો બોલી ફેરસે નામ કહેતે હય દો
સૂફી મેં કહે મૂશાહેદા કરો. હીંદીમેં કહેતે સુરત જોડ રહો,
સૂફીમેં મુરશીદ કામીલકા સુખન. હીંદી મેં વો સદગુરૂ કા બચન,
સૂફીમે, નાસૂત, મલુકત, જબરૂત લાહુત હય, હીંદીમેં ઉસકા મામ ચાર વેદ કહેતે હય.
સૂફીમેં જીસે હાહુત કહેતે હય હીંદીમે ઉકા નામ અહદ નાદ હય
સૂફીમેં અર્શ હય જીસ્કા નામ, હીંદીમેં ઈસે કહેતે હય ધામ
સૂફીમેં ઈલ્મ જીસે કહેતે હય હીંદીમેં ઉસે જ્ઞાન કહેતે હય
સૂફીમેં જીસે ઈશ્ક કહેતે હય હીંદીમેં ઉસે પ્રેમ કહેતે હય
સૂફીમેં જીસે ઈમાનકહેતે હય. હીંદીમે ઉસે વિશ્વાસ કહેત હય
સૂફીમેં જીસે અવલીય કહેતે હય હીંદીમે ઉસે ભક્ત કહેતે હય
સૂફીમેં જીસે નફસ કહેતે હય, હીંદીમેં ઉસે મન કહેતે હય.
સૂફીમેં જીસે દુનિયા કહેતે હય હિંદીમે ઉસે માયા કહેતે હય
સૂફીમે જીસે ઝીકરે કલ્બી કહેત હય, હીંદીમે ઉસે અજંપા જાપ કહેતે હય
સૂફીમે જીસે મુકામે મહમુદા કહેતે હય, હીંદીમે ઉસે તરવેણી કહેતે હય,
સૂફીમે જીસે તાલીબ કહેતે હય, હીંદીમે ઉસે સાધુ કહેતે હય,
સૂફીમેં જીસે કામીલ કહેતે હય, હીંદીમે ઉસે સંત કહેતે હય.
સૂફીમે જીસે મુકમ્મિલ કહેતે હય. હીંદીમે ઉસે મહાસંત કહેતે હય.
સૂફીમેં જીસે ઝૂલ્માત કહેતે હય, હીંદીમે ઉસે અંધારા કહેત હય.
સૂફીમે જીસે નૂરે ઝાત કહેતે હય. હીંદીમે ઉસે સ્વરૂપ કહેતે હય
સૂફીમે જીસે કલ્બે હકીકી કહેતેહય, હીંદીમે ઉસે મહાસુન કહેતે હય.

સૂફીમેં જીસે અલાહુ કહેતે હય, હીંદીમે ઉસે સોહંમ કહેતે હય.
સૂફીમે જીસે કુન કહેતે હય, હીંદીમે ઉસે ઓહંમ કહેત હય.
સૂફીમે જીસે ઈલ્મે લદૂન્ની કહેતે હય, હીંદીમે ઉસે આપ જ્ઞાન કહેતે હય,
સૂફીમે જીસે ઈરશાદ કહેતે હય, હીંદીમે ઉસે ઉપદેશ કહેતે હય,
સૂફીમે જીસકો ચીઝ કહેતે હય, હીંદીમે ઉસે વસ્તુ કહે હય
સૂફીમે જીસે રૂહ કહતે હય, હીંદીમેં ઉસે આત્મા કહતે હય.
સૂફી મે જીસે નીગાહ કહેતે હય. હીંદીમે ઉસે સૂરત કહેતે હય.
સૂફીમે જીસે અકલ કહેતે હય. હીંદીમે ઉસે વિવેક કહતે હય. સૂફીકે જબ કુવા નતા, તબ હકને
ચહા કે દીલમેંસે આપમકા મન રૂપ અહનદ મીમકી સુરતકે જૈસા ડાલ કર,
અહમદ બનાયેજાન. ઉસે હીદીમેઅવશકત કહે હય માન.
સૂફીમે જીસે વ્હેમ કહેતે હય, હીંદીમે ઉસે તરંગ કહેતે હય
સૂફીમેં જીસે મુકામે નસીરા કહેતે હય, હીંદીમે ઉસે સુખમણા કહેતે હય.
સૂફીમે જીસકો બેતુલ્લા-મામુર કહેતે હય. હીંદીમે ઉસે નાભી કલમ કહેતે હય.
સૂફીમે ઉસે હાલ કહેતે હય, હીંદીમે ઉસે પ્રેમ ખુમારીકહેતે હય.
સૂફીમે જીસે મુરાકેબ કહેત હય, હીંદીમેં ઉસે ધ્યાન કહેતે હય.
જીસેનૂરે મોહંમદી કહેતેહય, હીંદીમે ઉસે બ્રહ્મ કહેતે હય.
સૂફીમે જીસ્કો આદમ કહેતે હય હીંદીમેં ઉસ્કો મહાદેવ કહેતે હય.
સૂફીમે જીસકો જીબ્રાઈલ કહેતે હય, હીંદીમે ઉસકો વિષ્ણુ કહેતે હય
સૂફીમે જીસે શરીયતકહેતે હય. હીંદીમે ઉસે હદ કહેતે હય,
સૂફીમેં જીસે તરીકત કહેતે હય. હીંદીમે ઉસે બેહદ કહેતે હય.
સૂફીમેં જીસે હકીકત કહેતે હય હીંદીમેં ઉસે અનહદ કહેતે હય.
સૂફીમે જીસે મારેફત કહેતે હય. હીંદીમેં ઉસે અગમ ઘાટ કહેતે હય.
સૂફીમેં જીસકો હાસેલ હુઈ મારેફત, ઉસકો પુરી હુઈ કમાલીય.
હીંદીમે જો અનહદ અમમેં એકહો રહે સીદ્ધાંત પુરા ઉસે કહેતે હે.
સૂફી જીસે ન્યામત કહેતે હય. હીંદીમે ઉસે વસ્તુ કહેતે હયય.
સૂફીમે જીસે સાહેબ ન્યામત કહેતે હય હીંદીમે ઉસે વસ્તુ પ્રામ કહતે હય
સૂફીમે જીસે મોહમદ રસૂલ કહેતે હય હીંદીમે ઉસે બ્રહ્મા કહેતે હય.
એહમદકા નૂર પગમ્મબર ઝમાને પેગમબર અવ્વલ સે આખર ઝમાને હજરત તક આયા હય જાન.
હીંદીમેં ઉસે દસ અવતાર ઠેર કર કહતે હય માન.
સૂફીમે જીસે હક જલાલ કહેતે હય માન હીંદીમેં અલેક નીરંજન નીરાકાર કહેતે હય જાન
સૂફીમે જીસકો ગેર કહેતે હય જા. હીંદીમેં ઉસકો દુઈ કહેતે હય માન.
સૂફીમેં જીસકો ખુદી કહેતે હય હીંદીમે ઉસ્કો આપા કહેતે હય
સૂફીમે જીસ્કો બહેસ્ત કહેતે હય. હીંદીમે ઉસકો વૈકુંઠ કહેતે હય.
સૂફીમેં જીસે ચાર નફસ કહેતે હય. હીંદીમેં ઉસે ચાર મન કહેતે હય.
નફસ અમ્મારા કો મન કહેતે હય, નફસ લવ્વામાકો સુમન કહેતે હય.

નફસ મુલહીમા કો તર મન કહેતે હય નફસ મુતમઈન્ના કો મહામન કહેતે હય. હીંદીમેં ચાર ગુન દેહી કે કહેતે હય. સૂફીમે ઉસકો ચાર રૂહ કહેતે હય. પહલી રૂહ કી ખુબી બાલુંકી ઉપર દુજી રૂહ જમાવ ગોસ્ત કા હય મગર. ત્રીજી રૂહ તઆલ્લુક લોહીસે રખતી હય જાન જો બોલતી હય યે ચોથી પીછાન તીનું કડવાશ દેહકી જબ ટલે ચોથી રૂહ નિર્મલ હો. સુરત સેં હક્કો મીલે. સુનો ભાઈસારે હિંદુ મસલાન જાહેર ભેર કામ તુમ મત કરો ગુમાન. શાહ કાયમુદ્દીન કહે એક રમઝ ઉસીકી તુમ અબ રાખો સમજ. ઝાહેર ચલન કુમ સબ છોડ દો. બાતીન રહા હક રીદકીર લો. દો શમશેર એક મ્યાનમેં ન સમાય, બીન ઝાહેરી તોડ બાતીન કો ન પેપાય. જીસ્કો હક મિલનકી ગરજ ન હોવે જાન, સો ઝાહેર છોડ બાતીન તરફ આવે માન. જીસ્કો હક દીદાર દેખનાકો ઈશ્ક નહી અગર. ઉસકો ઝાહેરી ખુબ હય બેહતર. અભી દીદાર દેખો ચ્હાવે અગર, તરીકત, હકીકત, મારેફત રાહ પકડ. પૂજા, પાતરી તુમ છોડ દો સબ. પોથીઆં જ્ઞાન કી લે બાંધો અબ. તીરથ ઓર ડેહરે સબ દો નીવાર માલા કે ફીરાને સે હો બેઝાર મુખસે ભજન કરના દુર કર, છોડ નાત જમાત કા ડર કામકી દોડા તોડ થોડી કરો, ધીર, ગંભીરપણા તુમ દીલમેં ધરો. લડના, ઝઘડના, ખાર ઔર કુડ લાજ ઔર આબરૂ રખો સબ દુર. નીચી નાડ રખ, ઈશ્ક આતશ જગાવ. ખુદી, દુઈ, ઉસ્સા સબી ભુલ જાવ. ખરે ઓર ખોટે કો ઝઘડા મિટાવ. હાં હાં પણ કા સ્વભાવતુમ લાવ. હીરસ ઓર હવા પર મન ના ઘરો, એક ઓ ફ સબી દુર કરો. નઝર દેખને કી સમજ ઐસી રખ, જયું સબમેં બસે બસસે ન્યાર હય હક. બાતું કે રસ પર સુરત નાકરો, ભુંડી ભલી બાત કી શક ના ઘરો. ખાના પીના ભુખ માફક ખાવ, કડવે મીઠેકા સવાદ મત લાવ. ઐસે તુમ અવ્વલ આપકો બનાઓ, પીછું ખોજની મુરશીદ કામીલકી લાઓ. ઐસે મુરશીદ કી સોહબત પકડ, કે જીસકો હો તૈહીદ ઈલમી ખબર. જીસ્મે હોવે હક નુર કા પ્રકાશ, વેસે મુરશદ કે જાવ તુમ પાસ. જા કર ઉસકે તુમ પાઉ પડો, ગરીબસેં બાત ઉનુંસે કરો. અવ્વલ તુમ ઉનકે ખાદીમ બનો, પીછે ઈસ તરેહ તુમ ઉન કો કહો. હમ અબ આયે હેં તુમારે ચરન૧, મીટાવો તુમ અબ હમારા મનર. તુમ મેહર કરો હમારી ઉપર, દાહીદ ઈલ્મકી બતાવો ખબર. પીછે સુરત નુરત કા ધ્યાન બતાવ, દીદાર નુરમેં લે હમકો મીલાવ. તબ વો તુમસેં મુકરૂર જાયેંગે. અવ્વલ તો હાથમેં નહીં આઈંગે, કહેંગે તુમકો "મયેં કુચ જાનું ના." ઝગડ કર કહેંગે 'અર કે પાસ જા.' ઉનકા પીછા કભી ન છોડ દીજીયો, અબોલાઉ બેઠ, ઈનકી ખીદમત કીજીયો. તબ વોબ બતાવે તુજ કો ઈસરાર

તૌહીદ ઈલ્મસે કરે ખબરદાર. પીછું તુજે બતાવે રુરત ધ્યાનકી ખબર
ઈશ્ક સે ઉસી પર તું મહેનત કર. અબોલ હો એક જાગ ગોશા પકડ,
ઉનકે કહે માફક ધ્યાન તું ઘર. કબી બોલે તો અણ ચલતે દ બોલ,
ઝબાન ગેર સુખન સે મત ખોલ. રાત દીન બેઠા, મુગટ ખેલમેં સુરત ધ્યાન ઘર હે,
ચકોર ચંદ્ર સે જ્યું રાખે લ્હે. થોડા બ્હોત સોના સોયો મગર,
રેન૧, દીન સાધના સુરતકી પકડ. ગુમાન દેહીકા મત રખ મગર,
નીચી નાડસે સુરત ઉંચી પકડ. સુરત મુરશીદ કે કહેને માફક ટુટને ન પાય,
વ્હેમ નેક બદ મનમેં ન લાય. ઐસી ધીર ગંભીર સો આવે જબી,
સુરત ચાલ પકડે હક તરફ તબી. અવ્વલ સો નીશાન તુજમેં આયે,
ઈશ્ક ઈલાહી જાગરત હો રૂમ રૂમ ભર જાય. જાર આવે કેફ સો જોર બી કરે,
ત્યું ત્યું સુરત અગમ ગઢ કો ચઢે,અવ્વલ તો અંધારા આંખું ચઢે,
તામે સુરત ધીરી ધીરી બડે. ર દો ચાર બરસમેં હોવે તેરા કામ,
ધીરે ધીરે તું જા પોહોંચે ઠામ. અગર નસીબે કી બાજી હોવે જોરાવર.
તો પલમેં પોહોંચ જાય મગર. અગર નસીબા તેરા કોતાહ ૩ હોય,
તો બરસ, દો બરસ, પાંચ બરસ કો દરશન હોય. સો અંધારા ફીટ એક મેદાન આયે,
તામેં ભાત ભાતકે તમાશે દિખાયે. બ્હેસ્ત બી આવે ઉસી રાહ માંહી,
તા પર સુરત લગાવે નાંહી. પીછે હઝરત નસીબે મુસાફા ૧ કર.
તાસે આગે સુને તુર બાજા મગર. જાવે ચઢ ઉપર અરશ કે મેહેલ,
જહાં નુર દીદાર હય હક્ક જલ્લર. આપો આપ હક્કા સો દીદાર હય,
બીના રૂપ રેખકા ભમકાર હય. જીસ્કી સુરત જા કે પોહોંચે વ્હાં,
ઉસી વખત ખબર નહીં રહેતી યહાં. ઉસે રહેતી નહી ખબર જગે ઠામકી.
ઉસીને દેખા નુર હક જલાલ, કમાલીયત પુરી ઉસીકી હુઈ કમાલ.
ઐસે હાલમેં રહે સો મસ્તાન હય, દુનીયાકી તરફ નહી ઉસે સાન૩ હય.
મુરશીદ કામીલ જાને યું, ઉસી કો મેં સાલીક રખુ,
દેવે દસ્ત૪ ઉસીકે પુશ્તકેપ ઉપર, ઉસી કો હોવે હુશીયારી ખબર,
હુશીયારી રહે તેખે રુર લાહુત કે, યહાં બયેઠે નાદે હાહુત સુનાય,
જહાં દેખે વ્હાં દીદાર દીખાય. ઉસકી નઝર સો કુછ આવે નહી,
આપસ તન કો સો પાવે નહીં. હરદમ રહે મસ્ત જબરૂત મેં,
કભી જા બસે ફીર લાહુત મેં. લાહુતમેં મસ્ત જો હય આશીકાન,
વોહ ફારેગ હુવે દીન દુનીયા સે જાન. ઉનકો દીન ધરમસે કામ નહીં,
ઉનકો ભજનસે બી દરકાર નહીં. ઉનકો અઝાબ૧ સવાબ કા પાસ નહી,
બ્હેસ્ત, આખેરતસેર જરા આશ નહી. ઉનુને પાયા હક નુર જલાલ,
વોહ અલમસ્ત રહે હરદમ લાલ. અમર સુખ ઉનો પર આરામ હય,
આકેબતસે૩ ઉનકો નહી કામ હય. ફના કર આપસકો રબ્બી મને.
હયાતી પાયે બકા બીલ્લાહ મેં. બકા હય ઉનુ પર, અમર હય હયાત

એકા એક હો રહે મુતલક હક ઝાતજ કહેને મેં દો કહેલાતે હય જાન,
વોહ વાસીલ હુવે બહીચ નુર રહેમાન. ફીર ફીર નહીં આવે યે દીન મગર,
હુશીયાર હોવ હીંદુ મુસલમાન બે ખબર દેખે લો નુરે દીદાર યહીં, મુવે પીછું કુચ પાવે નહીં.

## ૧૦૧

## દર હકીકતે તૌહીદ

તોહીદ ભેદ ખોલ તુજે સમજા હુ, માફીક કુરાનકે તૂજે કહું,
હરફ અલેફ હેગા એક, ઈસ્સે સારા કુનાર હુવા દેખ.
ઉસ અલેફકો નહી શીકલ સુરત, નહીં નુકતા હૈ જાન,
ઈસી તરેહ સાહેબ હય બેચુન, બે-ચેગુન બેનમુન પીછાન.
હરફ હરફકા ઘાટ જુંદા કીયા હૈ અલેફ સબમેં મીલ રહા હય,
એક હરફમેં બી અલેફ હે એક, સારે હરફમેં દેખો તો અલેફ એકઠા એક.
યું સાહેબ નીરંજન બી હે એક, ઈસમેં સે સારી કુદરત હુઈ દેખ,
નીરંજનકા બી એકલા ન્યારા હય દેખ, સારી કુદરત ખોલ દેખો તો બી એક્કા એક
સાંઈ ભરપૂર બીચ જગ સંસારા, ભોલાકા ભેલા ઓર ન્યારાકા ન્યાર
જૈસા અલેફ સેં હે સારા કુરના, યું સાહેબકી કુદરત સેં ઘાટ ઘાટ જુદા હે પીછાન
કુરાનકે હરફ અલેફસે જુદા કહે. ઉનકે દીલમેં અલ્લાહ નહી હય,
કુરાન કે હરફકો અલેફસે જાને જુદા કર દીલ મોમીનમે નહી હય, ઓર જાગ પર.
મોમીનકે દીલમેં ખુદાકો ના કર જાને જા,
તહકીક ઉને હદીસ ના માની હઝરતકી કોલુબુલ મોમીનીના
અરશલ્લાહો તઆલા, કાફીર હુવા સો,
મગર દોરી કુદરતકી હે આપ હાથ, હીલ મીલ રહા હે સબકી સાથ.
સાહેબ સબ જગા પર ભરપુર પીછાન, ખુદી કે અંતરસે બંદા હય જાન,
ખૂદ ભુલ જો સુન શીખર ચઢ ગયા, નુરમેં નુર મીલા એક હો રહા.
શાહ કાયમુદીન ચીસ્તી ખુદ ભુલ ગયે, નુર ગંજ અપારમેં એક હો રહે.

**સમજણ :-** આમાં તૌહીદનો બેદ "અલેફ" સાથે સરખાવી સમજાવ્યો છે, અરબી ઝબાનમાં ૨૮ હરફો છે તે બધામાં અલેફ છે, કોઈમાં આડો, કોઈ ઊભો, કોઈમાં વાંકો, જ્યારે આડો હોય અને નીચે એક નુકતો હોય તો "બે" થયો તેમજ બીજા નુકતા લગાડવાથી બીજા હરફો થયા, હવે જેવી તરેહ અલેફને પણ શીકલ, સુરત કે નુકતો નથી તેમ નિરંજન નિરાકાર રૂપી સાહેબ અથવા 'વહદ-હુ લા શરીક!" પણ શીકલ, સુરત વગરજ છે, પણ પછીથી જેમ અલેફ જુદા જુદા ઘાટે જુદા હરફોરૂપ બન્યો તેમજ સારી કુદરત નિરંજન નિરાકારમાંથી જુંદા જુદા રૂપે થઈ જેવી રીતે અસલ અલેફ હરફમાંથી આખું કુરાન થયું તેમજ સાહેબની કુદરતથી જુદા જુદા ઘાટો દુનિયામાં પેદા થયા. જે એમ સમજે કે કુરાન બધું અલેફ હરફથી જ નથી તે મોનીન ન કહેવાય. જેમ કુરાન બધું અલેફથી જ ભરપૂર છે તેમ તમામ સૃષ્ટિ ખુદાથી જ ભરપૂર છે.

## ૧૦૨

## અસ્સુફી લા મહઝબ લહુ (હદીસ)

વોહ ન તરફ સુન્ની, ન તરફ રાવઝી, વોહ ન દેહરી, ન ઝીન્દીક ન મેહદીયાન
વોહ ન ખારજી, ન હીંદુ ન મુસલમાન. વોહ ખુદા બીન ખુદ કો બૂજે નહી.
તુમ કયું લપટાએ બીજ મોજાં, નુરી સાહેબકું ન ખોજા-ટેક. આયેથે કહાંસે કહાં જાતા હય, સોહી બીચાર ન કીનારે,
માયાકે ફંદમેં લોભના, ધ્યાન કબુ ન લીના-તુમ. માયા દેખત અવલ લાગે, જયસા ઈંદ્રાવનરે,
ઉપર રંગ રંગીલા દીસે, માંહે કડવી ગંધ -તુમ. માયાને સબ જગકું ખાયા, ઉસે કોઈ ન ખારે,
જીવત મર સુન શીખર ચઢા, સોઈ નર બચ જાય -તુમ. શેખ, સૈયદ જગ રોશન હોવે, ઓર હોવ રાવ રાનારે,
એ સબ ખેલ હૈ ઈસ તત્ફકા, ફનાકા એ બહાના - તુમ. આપા ભુલ સુરત ચલાવે, જાવે બીચ ચોગાનારે,
અલેક નીરંજનસે જો મિલે સોહી ને પીછાના - તુમ દીદાર કેરા યેહી વખત યહ, જબ લગ હય એ ક્યારે,
અબ ચેતા સોહી ચેત ગયારે, ગાફીલ છેતરાયા - તુમ.
ઈસ જગમેં કહી છેતરાયે, ઓર ચેતાજ વિરલા કોઈરે, જો ચેતા સો નુર અલેકમેં, તો રહા એકજ હોઈ - તુમ.
અસલ વતન તુમારા નીરંજન, તાકું ખોજો ભાઈરે, સતગુરૂ પીરકી સેવા કરો, દેવે રાહ બતાઈ -તુમ.
શાહ કાયમુદીન ચીસ્તી સુન શીખર ચઢ, નુરમેં નુર મીલાયારે અચેત હોય સો ચેતો, ભાઈ જનમ જાયા વાયા - તુમ.

### રાગ આસાવરી - ૧૬

સાહેબ મેરા એસે રાજી ના હોવે જો તું અનેક ભેખ પર જોવે.
જીસહી પંથકા તું ભેખ પહેરે, સૈ પંથકે લોક તૂજે ચહાવે
પુરણ બ્રહ્મકો જીસને, ચીના, વો તો સબકો ભાવે.
ભભુત ચઢાવે સન્યાસી સબ હોવે વાસંગ રાજી,
અલેક નારાયણ જો ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.
કાન ફટાવે તો કાન ફાટે સબહોવે ઉન સંગ રાજી,
નાથ નીરંજન જો ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.
વમલ બાંધે તો વરતીએ હોવે સબ ઉન સંગ રાજી,
અરીહંત પરભુ જો ઈસસે રીજે તો ન્યારી હોવે બાજી.
કંઠી બાંધે ને તીલક બનાવે તો વેરાગી ઉનસે સબ રાજી,
રામ નીરંજન જો ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.
દાઢી રખે તો મુસલમાન હોવે ઉસસે સબ રાજી,
અલખ અલ્લા જો ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.
જોત જલાવે તો બીજ પંથી સબ હોવે વાસંગ રાજી,
નકલંક નીરંજન જો ઈસસે રીજે તો ન્યારી હોવે બાજી.
પ્રણામ કહે તો પ્રણામી સબ હોવે વાસંગ રાજી,
અખંડ અલેક જો ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.
નૂર કર માટી ઘોલ પીવે તો મતીયે આઠીયે રાજી,
નૂરી સાહેબ ઈસસે રીઝે, તો ન્યારી હોવે બાજી.

ગીતા વાંચે ને કૃષ્ણ કૃષ્ણ કહેવે માતમ વાસંગ રાજી,
પુરણ બ્રહ્મ જો ઈસસે રીઝે તો ન્યારી હોવે બાજી.
નાયા કાકા કે પંથમેં પેઠે કાકા પંથી સબ રાજી.
કાકા પંથસે સાહેબ રીઝે તો ન્યારી હોવે બાજી,
બડે બડેને ભેખ ધરે સો તો પીછલુંકી જીવાઈ.
જીસને જીસને પંથ ચલાયા તો રોટીકી રાહ ચલાઈ.
નામ આપસકા પરગટ કરને બાનેકું દી બડાઈ.
કોટ કીનારે કીતી સબ બકરીઆં તો પેઠી ઘરમેં ધાઈ.
બેધડુકે પરચે હોયે સો તો દૈવત ધારી

નૂરે રોસન પેજ નં. ૧૦૪-૧૦૭, ૩૫૧-૩૬૧, ૪૨૯-૪૫૧ પ્રકાશક : સૈયદ નસીરૂદ્દીન, નાનુપૂરા, સુરત

વળી અર્થવેદ અઢારમાં કાંડામાં બતાવ્યું છે કે જે માણસ મરણ પામે તેનું ભૂમિદાગ દેવામાં આવે તો મોક્ષ મળે છે. અને અગ્નિ દાગ દેવાથી પ્રેતયોની પાપ્ત થાય છે.

આત્મ વિલાશમાં પાના નં. ૨૭૬ થી ૨૭૯ (પ્રકાશક - મહંત શાન્તીદાસજી ગુ. ૧૦૮ પૂરૂષોત્તમ દાસ મુકામ જામનગરી)મા કહ્યું છે કે ભૂમિદાગ દેવાથી મોક્ષ મળે છે. અને અગ્નિ દાગ દેવાથી પ્રેતયોની પાપ્ત થાય છે. અગ્નિ દાગ દેવાથી લાકડામાં રહેલા જીવોનું તેમજ ભલકે બળતી જ્વાળામાં અસંખ્ય જીવોની હિંસા થાય છે.

અર્થગરૂડ પૂરાણ અધ્યાય - ૪ થો પાના નં. ૨૦ (આવૃતિ ૧૦મી જનોઈ પહેરનારો વૈતરણી નદીમાં પડે છે.) (નર્કમાં પડે છે.)

અર્થગરૂડ પૂરાણ અધ્યાય -૫ પાના નં. ૨૬ (આવૃતિ ૧૦મી ત્રણ દરવાજા અમદાવાદ ૧૯૭૬) માં કહ્યું છે કે મરી ગયેલા માણસના અગિયારમાંના (બારસ) નિમિતનું જે પુરૂષ જમે છે કે તે કુકડો થાય છે.

અર્થ ગરૂડ પૂરાણ અધ્યાય -૧૦ પાના નં. ૫૬માં કહ્યું છે કે, મરનારને ભૂમિ દાટ (દાટવું, અને ભંડારવું) દીધો હોય તો તેને ઉત્તર ક્રિયા જેવા કે પીંડ દાન, અથવા બારસ સૈયા દાન વગેરે કોઈપણ કરવાના રહેતા નથી. દાટવું એટલે આડી સમાધિ અને બેસારવું એટલે ઊભી સામધિ જેમ જમીનમાં અનાજ વાવતાં દાણા આડા પડે છે કે ઊભાં પડે છે તે સર્વે ઊગે છે.

અનામી ટાંચણ પોથી

## સૂર્યદર્શન

સપ્તપરી પછી, દિવસે વિવાહ પૂર્ણ થયા બાદ સૂર્યદર્શન કરીને વર વધુએ સો વર્ષના આયુષ્યની પ્રાથના કરવાની.

(વિવાહ સંસ્કાર, શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ, પેજ નં. ૩૫)

પુરોહિતે મંત્ર બોલવો : ઓમ નચ્ચક્ષુર્દે વહિત સુરસ્તાચ્છુત્રમુચ્ચરતં ! પશ્યમં સરદં: શત જીવેમ સરદ સત શુણુયામ શરદ સત પત્રવાન શરદ:! શતમદીના:સ્યામ શરદ સતં ભૂયશ્ચ શરદ શતાત !!

## ભારતના સંતો

દુરદર્શી સમ્રાટ અકબરે એ વિચારને 'દિને-ઈલાહી' ના રૂપમાં સર્વસ્વીકૃત કરાવવાનો પ્રયતન કર્યો, ખરું જોતાં કબીર જ અકબરનો માનસિક પિતા હતો. વિધિએ અને દેશની આંતરિક તથા બાહ્ય પરિસ્થિતિએ કબીર તથા અકબરને પૂરી સફળતા આપી નહિ. પરંતુ ભારતના અંતરાત્માનો તો અંતરમાંથી અવાજ આવે છે કે જો કોઈ સત્ય હોય તો તે આ જ છે. અને ભવિષ્ય માટે જો કોઈ માર્ગ હોય તો પણ તે આ જ છે.

કબીરના વિચારોની મૌલિકતા તથા મહત્તાને લીધે ભારતના ધાર્મિક વિચારોના ક્ષેત્રમાં ઉત્તર ભારતે ફરી પાછું નેતૃત્વ લીધું, અને સંત-મંહતતોની વાણી દ્વારા કબીરના જ વિચારો સમસ્ત ભારતના ઉત્તરથી દક્ષિણ છેડા સુધી પ્રસરવા લાગ્યા

## પંજાબમાં મુસલમાન ફકીરો

જે રીતે શરૂઆતની સદીઓમાં દક્ષિણ ભારતનાં ગામડા તથા શહેરો મુસલમા સૂફીઓ અને ફકીરોથી ભરેલા હતાં તે વી જરીતે પદંરમી સદીમાં પંજાબના ગામડા તથા શહેરો મુસલમાન સૂફીઓ તથા ફકીરોથી ભરપૂર હતાં પાણીપત, સરહિંદ, પાકપટ્ટન, મુલતાન અને ઉચ્છમાં અનેક સુપ્રસિદ્ધ સૂફી શેખોએ પોતાના જીવન વિતાવ્યાં હતાં. આ માહાત્માઓના બાબા ફરીદ, અલા ઉલહક્ક, જલાલુદ્દીન બુખારી, મખદૂમ, જાહંનિયાં, શેખ ઈસ્માઈલ બુખારી વગેરેનાં નામ સચ્ચાઈ અને ઇશ્વરભક્તિ માટે આખા દેશમાં પ્રસિદ્ધ થયા હાતં. આ મહાત્માઓએ દેશવાસીઓના વિચારોમાં જે પ્રબળ ક્રાંતિ પેદા કરી તેના ફળ સ્વરૂપ ગુરૂનાનકનો પ્રયતન ગણાય. કબીરની માફક જ અને કબીરની જ વિચારપદ્ધતિ અનુસાર હિંદુ અને મુસલમાન ધર્મોને એક કરવાનો જબરદસ્ત પ્રયત્ન ગુરૂ નાનકે પણ કર્યો.

## ગુરૂ નાનક

ગુરૂ નાનકનો જન્મ ઈ.સ. ૧૪૬૯માં વૈશાખ સુદી ત્રીજને દિવસે થયો હતો તેણે ફારસી તથા સંસ્કૃત બંનેનું શિક્ષણ લીધું હતું એ દિવસોમાં નાનક નામ હિંદુઓ તથા મુસલમાનોમાં પ્રચલિત હતું. કેટલાક દિવસ તેણે નવાબ દૌલતખાં લોધીને ત્યાં નોકરી કરી. ત્રીશમે વરસે તેણે ફકીરી લીધી. પોતાના મુસલમાન શિષ્ય મર્દાનાની સાથે તેણે ભારત, લંકા, ઈરાન, અરબસ્તાન વગેરેમાં મુસાફરી કરી. એમ કહેવાય છે કે તેણે પાણીપતના શેખ શરફ મુલતાનના પીરો, બાબ ફરીદના ઉત્તરાધીકારી શેખ બ્રહ્મ (ઈબ્રાહીમ) વધતો ગયો, અને તે એટલો બધો

વગેરે સૂફીઓની સાથે ઘણા દિવસો સુધી ધર્મચર્ચા કરી હતી. કબીરની બાબતમાં જેમ બન્યું હતું તેમ જ નાનકના મૃત્યુ પછી પણ તેના હિંદુ તથા મુસલમાન શિષ્યોમાં ઝઘડો થયો. આખરે હિંદુઓએ તેની સ્મૃતિમાં એક સમાધિ બાંધી ને મુસલમાનોએ એક જુદી કબર બંધાવી, પરંતુ રવીના પૂરમાં આ બંને તણાઈ ગયાં.

## નાનકનો ઉપદેશ

નાનકનો ધર્મ પણ એકતા અને પ્રેમનો હતો. તેના સંપ્રદાયમાં હિંદુ તથા મુસલમાન બંને સામેલ થયા હતા. નાનક મક્કા પહોંચ્યો ત્યાં મોહમ્મદ સાહેબની માફક જતેણે પણ એક ખુદાના મતનું પ્રતિપાલન કર્યું અને પોતે તેનો ખલીફા છે એમ જાહેર કર્યું :

*લા ઈલાહ ઈલ્લલાહ, ગોવિન્દ નાનક ખલફલ્લાહ*

અર્થાત અલ્લાહ કેવળ એક છે, તે જ ગોવિંદ છે, અને નાનક તેનો ખલીફા છે. ધર્મોનું જુદાપણું મિથ્યા છે.

નાનકના પદો પણ સંસ્કૃત, ફારસી અને હિંદી ત્રણે ભાષાઓમાં પુષ્કળ રચેલાં છે. બંને ધર્મો જુદા જુદા છે એ હકીકત મિથ્યા છે એવું બતાવતા તે લખે છે :

*બન્દે ઈક્ક ખુદાય દે હિન્દુ મુસલમાન દાવા રામ રસૂલ કર, લડદે બેઈમાન*
*ના હમ હિન્દુ ના મુસલમાન દોનો બીચ બસે શૈતાન એક એકી, એક સુભાન*
*ગુરૂજી કહિયા સુન અબ્દુરહેમાન દાવા ભૂલો તો ઈક્ક પિછાન*
*હિન્દુ જપતે રામ રામ, મુસલમાન ખુદાય ઈક્કો રામ રહીમ હે, મન મન મેં દેખો લાય*

અર્થાત હિંદુ તથા મુસલમાન બંને એક ખુદાના બંદા છે, પંરતુ એક રામનો અને એક રસૂલનો ખોટો પક્ષ લઈન બંને બેઈમાન લડે છે આપણે હિન્દુ પણ નથી અને મુસલમાન પણ નથી, આ બંનેનાં મનમાં શેતાન બેઠેલો છે. ગુરૂ નાનાક કહે છે, હે અબ્દુલ રહેમાન ! સાંભળ, ઈશ્વર એક જ છે મત મતાંતરોની હઠ છોડી દે, તો જ તે એક ઈશ્વરને ઓળખી શકીશ. હિન્દુ રામ રામ નો જપ કરે છે, મુસલમાન ખુદા કહે છે ! પરંતુ જો તમારા આત્મામાં ઊંડા ઉતરીને ધ્યાન પૂર્વક જોશો તો રામ અને રહીમ એક જ છે. બીજી જગ્યાએ તે કહે છે.

*તગ્ગ ન હિન્દુ પાઈઆ, તગ્ગ ન મુસલમાન દોણ ભૂલે રાહતે, ગાલિબ ભયા શતાન ।।*
*જીત દર લખક મોહમ્મદા, લખ બ્રહ્મા બિષ્ન મહેશ લખ્ખ લખ્ખ રામ વડીરીએ, લખ્ખ રાહે લખ્ખ વેશ ।।*

અર્થાત માર્ગ નથી હિન્દુને સુજ્યો કે નથી મુસલમાનને સુજ્યો. બનેને સાચા માર્ગેથી ભૂલા પડ્યા છે. બંન્ને ઉપર શેતાને વિજય મેળવી લીધો છે. માલિકને દરવાજે લાખો મોહમ્મદ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને રામ ઉભા ઉભા લાખ પ્રકારે સ્તુતિ કર્યા કરે છે.

મોહમ્મદ સાહેબની પેઠે નાનકે પણ જાતને ઈશ્વરની ઈચ્છા ઉપર છોડી દેવાનો ઉપદેશ આપ્યો.

ગંગાસ્નાન, તીર્થયાત્રા, જપ, પૂજાપાઠ, વગેરે બધા નકામા છે એમ નાનકે બતાવ્યું, અઢાર પુરાણ અને ચારે વેદને નિરર્થક ગણ્યા મૂર્તિપૂજાનો વિરોધ કર્યો, કબીરની પેઠે, જ રામના અવતારનું ખંડન કર્યું અને જાતિ ભેદ ખોટો અને નુકશાન કારક છે એવું સિદ્ધ કર્યું.

*ઉચ્ચનિચ્ચના વિચારોની બાબતમાં નાનક કહે છે જોર ન કિજે કિસી પર, ઉત્તમ મધ્યમ ન કોઈ,*

*હિન્દુ મુસલમાન નું દોર હા નસીહત હોય । નીચાઁ અંદર નીચ જાત, નીચે હો અત્ત નચી,*
*જિથ્થે નીચ સમ્હાલિયે, ઉત્થે નજર તેરી બખશિસ । નીચાઁ અંદર નીચ જાત,સતગુરૂ, રહે બોલાય ।*

અર્થાત કોઈના ઉપર જબરદસ્તી ન કરવી જોઈએ, કોઈ ઊંચો નથી, કોઈ નીચો નથી, હિન્દુ તેમજ મુસલમાન બન્ને (મારો) આ ઉપદેશ છે. જે નીચોમાં પણ નીચને અને તેનાથી પણ નીચને અપનાવે છે તેને જ ઈશ્વરની બક્ષિસ મળે છે. સદગુરૂ એમને જ બોલાવે છે જેઓ નીચામાં નીચા ગણાય છે.

નાનકે મુસલમાનોને ઉપદેશ આપતાં કહ્યું કે,

*મેહર મસીત, સિદક મુસલ્લા, હક હલાલ કુરઆન, શર્મસુન્નત, સીલ રોજા, હોય મુસલમાન ।*
*કરની કાબા, સચ્ચ પીર કલમા કરમ નેવાજ, તસબીહ સાતીસ ભાવસી નાનક રખે લાજ ।*

અર્થાત દયાને તારી મસીદ બનાવ, સચ્ચાઈનો મુસલ્લાહ બનાવ, ઈન્સાફને તારૂ કુરાન બનાવ, વિનયને સુન્નત સમજ, સુજનતાનો રોજો રાખ તો તું સાચો મુસલમાન થઈશ. સચ્ચારિત્રને તારો કાબા બનાવ, સચ્ચાઈને તારો પીર બનાવ, પરોપકારને કલમા સમજ, ખુદાની મરજીને તારી તસબી (માળા) સમજ તો કે નાનક ! ખુદા તારી લાજ રાખશે.

લગભગ આજ જાત નો ઉપદેશ હિન્દુઓને પણ આપ્યો.

**એક માલિક અને એક માર્ગનો ઉપદેશ,**

નાનકે સંયમ અને સદાચાર ઉપર બહુ ભાર મુક્યો છે.

બીજા સુફીઓની પેઠે જ આત્માની ઉન્નતિ માટે જ ગુરૂની આવશ્યકતા સંબંધે બહુ ભાર પૂર્વક જણાવ્યું છે. સૂફીઓનો શરિયત, મારફત, ઉફવાં ને લાહૂતની સરખામણીમાં નાનકે ધર્મ ખંડ, જ્ઞાન ખંડ, કર્મખંડ અને સત્ય ખંડનો ઉપદેશ આપ્યો. નાનક સૂફીઓના સાહિત્યથી ખૂબ પરિચિત હતો તેમાં સંદેહ નથી. પોતાના પદોમાં નાનકે એ સાહિત્યોનો પૂષ્કળ ઉપયોગ કોર્ય અને તેના જ આધારે તેણે હિન્દુ તેમજ મુસલમાન બન્ને એક માલિક અને એક માર્ગનો ઉપદેશ આપ્યો.

**નાનકના અનુયાયીઓ,**

મુગલ સામ્રાજ્યનાં અંતમાં શોકજનક પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ત્યારે નાનાકના અનુયાયીઓમાં બેહદ બદલો થઈ ગયો. તેઓ નાનકના સિદ્ધાંતો મુજબ વરતી શક્યા નહીં. પરંતુ આવુ તો એનેક સંત મહાત્માઓની બાબતમાં બનેલું દુનિયાના ઈતિહાસમાં જોઈએ છે. અનેક સત્ત મહાતઓના સિદાંતમાં તેમના જ અનુયાયીઓ અવહેલના થયાના દાખલા દુનિયાના ઈતિહાસમાં કઈ ઓછા નથી.

કબીરે અને નાનક ઉપરાંત ઘણા જાંટ, પીપા, સેના, નાઈ અને રોહીદાસ ચમાર વગેરે મહાત્માઓના ઉપદેશ પણ આજ જાતના છે. આ બધા મહાત્માઓના પદોમાં સૂફી વિચાર, સૂફી શબ્દો, અને હિનદૂ તથા ઈસ્લામની એકતાનું વર્ણન આવે છે. રોહીદાસે એક સ્થળે રામના અવતારનો બિલકુલ ઈનકાર કર્યો છે. તેના કેટલાક પદો ફારસી ભાષા પણ છે.



 રવીદાસે ઉઈશ્વરને "સુલતાનોનો સુલાતાન" અને પોતાની જાતને 'શિકસ્તા બંદા' નામ આપ્યું છે. અને મૂર્તિપૂજા, તીર્થયાત્રા, જાતિ ભેદ વેગેરેનો તો આ બધા જ સંતોએ સખત વિરોધ કર્યો છે.

## દાદુ અને તેના વિચારો.

કબીરના ઘણા શિષ્યો, ઘણા ભાગોમાં પ્રસિદ્ધ થયા છે. જેમાં અકબરના સમયમાં થયેલ દાદુનું નામ મશહૂર છે. કહેવાય છે કે સંવત ૧૬૪૨માં ફત્તહપુર સીક્રીમાં સમ્રાટ અકબર અને દાદુની મુલાકત થઈ આ મુલાકાત વખતે અકબરે પ્રશ્ન કર્યો કે ખુદાની જાતિ, અંગ, કારણ અને રંગ શો છે ? દાદુએ જવાબ આપ્યો,

*ઈશક અલહ કી જાતિ હે, ઈશક અલહ કા અંગ । ઈશક અલહ અવજૂદ હે, ઈશક અલહ કા રંગ ॥*

અર્થાત પ્રેમ, (ઈશ્ક) અલ્લાહની જાતિ છે, પ્રેમ જ તેનું શરીર છે, પ્રેમ જ તેનું અસ્તિત્વ છે, અને પ્રેમ જ તેનો રંગ છે.

દાદુના પદ આશરે ૫૦૦૦ જેટલા છે, તેમાં અનેક ઉર્દુ છે, અને કોઈ કોઈ અશુદ્ધ ફારસીમાં પણ છે ઉદાહરણ તરીકે

*બે મેહર ગુમરાહ ગાફિલ ગોસ્ત ખુરદની, બે દિલ બદકાર આલમ હયાત મુરદની ।*

અથવા

*કલ આલમ યકે દર્દીમ અરવાહે ઈખલાશ,*

અર્થાત જે માંસ ખાય છે તેના દિલમાં દયા નથી, તે માર્ગ ભૂલેલો છે અને ગાફેલ છે. તે નિર્દય છે, તે ખરાબ કરે છે, જીવતાં પશુઓને કાપે છે, મેં આખી દુનિયાને એક સરખી જજોઈ, બધા આત્માજ પરમાત્મા છે, અને બધા આત્મા એક છે. બુરાઈ એ દુરાચાર દૈત્યના ભાવમાંથી પેદા થાય છે. યારની પાસે એટલે કે ઈશ્વર પાસે પહોંચીને આ દૈત્ય મટી જાય છે.

દાદુએ પણ શરિયત અને મારિફત વગેરે પર અમુક અમુક રીતે ભાર મુક્યો છે. તે લખે છે,

*હૌદ હજૂરી દિલહી ભીતર, ગુશ્લ હમારા સાર । ઉજુ સાજી ઉલહ કે આગે, તહા નીમાજ ઉજાર ॥*

*કાયા મસીત કરી પ્રસ્ચાજમાંતી, મનહી મુલાઈમામ । આપ અલ્લેખઈલાહી આગે, તહ સીજદા કરઈ સલામ ॥*

*સબતન કસબી કહઈ કરીમ એસા કર લે જાપ ॥ રોજા એક દૂર કરી દૂજા, કલમા આપઈ આપ ।*

*ઉઠઈ પ્રહર અલહ કે આગે, ઈકટક રહિવા ધ્યાન । આપઈ આપ અરસ કે ઉપર, જહાં રહઈ રહમાન ॥*

અર્થાત હે દાદુ ! માલિકની હાજરીનું તળાવ દિલમાં છે. એ જ તળાવમાં હું સ્નાન કરું છું અલ્લાહની સામે વજૂ કરીને ત્યાંજ હું નમાજ પઢું છું, દાદુનું શરીર તેની મસીદ છે, જમાતના પંચ તેના મનમાં જ છે, ત્યાંજ તેનો મુલ્લા ઈમામ છે, અલખ ઈશ્વરને સમક્ષ રાખીને ત્યાંજ તે સીજદા કરે છે અને સલામ કરે છે. દાદુ પોતાના સમસ્ત શરીરને તસબી (માળા) બનાવીને તેના વડે 'કરીમ'ના નામનો જાપ કરે છે. તેનો કેવળ એક જ રોઝો છે







તે પોતે જાતે પોતાનો 'કલમા' છે. આ રીતે દાદુ અલ્લાહની સમક્ષ એકાગ્ર થઈને પાઠ પહોર ખડો કરે છે અને અર્સની ઉપર 'રહમાન' નિવાસ્થાને પહોંચી જાય છે.

દાદુ ધાર્મિક સંકુચિતતાથી પર હતો તે હિન્દુ અને મુસલમાનની એકતાનું પ્રતિપાદન કરતો હતો, તેમ તેણે સૂફીઓ પાસેથી પુષ્કળ શિક્ષણ મેળવ્યું હતું એ દાદુના નીચેના પદો ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે તે લખે છે

*સબઘટ એકઈ આત્મા, ક્યાં હિન્દુ મુસલમાન । ઉલહ રામ છુટા ભ્રમ મોરા ।*
*હિન્દુ તરુક ભેદ કછુનાહી, દેખો દર્શન તોરા । બ્રહ્મા વિષ્ણુ, મહેશ કો કૌન પંથ ગુરૂ દેવ ।*
*મહંમદ કીસકે દીનમે જબ રાઈલ કિસરાહ । ઈન કે મુર્શિદ પીર કો, કહીએ અક્ક અલાહ ।*
*યે કીસ કે હે રહે, યે મેરે મનમાંહી । અલખ ઈલાહી જગતગુરૂ, દુજા કોઈ નાહી । દોનો ભાઈ હાથપગ, દોનો ભાઈ કાન । દોનો ભાઈ નેન હે, હિન્દુ મુસલમાન ॥*

અર્થાત દરેક દેહમાં આત્મા એક જ છે, પછી ભલે તે હિનદુ હો કે મુસલમાન યે અલ્લાહ, યે રામ, મારો ભ્રમ ભાંગી ગયો, હિન્દુ અને મુસલમાનમાં કોઈ ભેદ નથી દરેક તું જ નજરે પડે છે. બ્રહમ્મા, વિષ્ણુ અને મહેશનો પંથ કયો છે ? મહંમદનો દીન કયો છે ? જીબરાઈલનો માર્ગ કયો છે ? એક એલ્લાહ તેમનો પીર અને ગુરૂ છે દાદુ પોતાના દિલમાં સમજે છે કે તેઓ બધા કોના ભક્તો છે અલખ ઈલાઈ સમગ્ર દુનિયાનો ગુરૂ છે. તેના સિવાય બીજો કોઈ નથી. હિંદુ અને મુસલમાન બંને ભાઈઓ હાથ અને પગ છે, બંને બે કાન છે, બન્ને ભાઈઓ બે આંખો સમાન છે,

પંડીતો મુલ્લાઓ, જાતિભેદ, મુર્તિપૂજા, તીર્થયાત્રા, હજ, વગેરે સંબંધે જે વિચારો કબીર ધરાવતો હતો તેવા જ વિચારો દાદુના પણ હતાં પૂનજન્મના સિદ્ધાંતને દાદુએ એક માત્ર અલંકારની જેમ ગણ્યો છે. તેણે ગુરૂને વેદ અને કુરાન બંને કરતાં ઉચ્ચ સ્થાન આપ્યું છે.

## મલુકદાસ

અલાહાબાદ પાસેના કડામાં મલુકદાસ નામનો એક બીજો પ્રસિદ્ધ મહાત્મા અકબરના સમયમાં ઈ.સ. ૧૫૭૪માં જન્મયો હતો અને ૧૦૮ વર્ષની ઉંમરે ઈ.સ. ૧૬૮૨માં ઔરગંજેબના સમયમાં મૃત્યુ પામ્યો. તેના મઠો નેપાળ અને કાબુલમાં પણ હતાં. મૂર્તિપૂજા, તીર્થયાત્રા તથા બીજા કર્મકાડોના સંબંધના તેના વિચારો પણ કબીર અને દાદુના જેવા હતાં. અન્યની સેવા, બધા ધર્મોની એકતા, હિન્દુ-મુસલમાનોનો પરસ્પરનો પ્રેમ વગેરે બાબતો ઉપરના તેના વિચારો તે સમયના બીજા મહાત્માઓની જેવા જ હતાં. તે લખે છે :-

*માલા કહાં ઔ કહાં તસબીહ, અબ ચેત ઈનહી કર ટેક ન ટેકૈ.*
*કાફીર કૌન મલેચ્છ કહાવત, સંધ્યા નિવાજ સમય કરી દેખૈ*
*હૈ જમરાજ કહાં જબરીલ હૈ, કાજી હૈ આપ હિસાબ કે લેખૈ.*
*પાપ ઔર પૂન્ય જમા કર બઝત, દેખ હિસાબ કહાં ધરી ફકૈ.*
*દાસ મલુક કહાં ભરમૌ તુમ, રામ રહિત કહાવત એક*



અર્થાત કયા માળા અન તસબી ! જાગો અને એને વિશ્વાસે ન રહો. કોણ કોફિર કોણ મલેચ્છ ? સંધ્યા પણ તે જ અને નમાજ પણ તે જ. યમ ક્યાં છે અને જીબરાઈલ ક્યાં છે ? ખુદા પોતે જ કાજી છે, બીજો કોઈ હિસાબ રાખતું નથી. તે બધાના પાપ પુન્ય સમજે છે. અને હિસાબ રાખે છે. મલુકદાસ ! તુ કેમ ભૂલમાં પડ્યો છે ? રામ અને રહીમ એકના જ નામ છે.

## સતનામી સંપ્રદાય

સતનામી સંપ્રદાયનો સ્થાપક વીર ભાણ દાદુનો સમકાલીન હતો. સતનામી પોતાને સાધુ પણ કહેવડાવે છે. વીર ભાણે માત્ર એક જ ઈશ્વર છે. એવો ઉપદેશ આપ્યો, અને એ ઈશ્વરનું નામ સત્તનામ આપ્યું. સત્તનામીઓ જાતી ભેદ કે સ્પૃશ્યા-સ્પૃશ્યતામાં માનતા નથી. તેઓ એક બીજાની સાથે છૂટથી ખાય પીએ છે, અને અંદર અંદર જ લગ્ન કરે છે. સત્તનામીઓમાં છૂટાછેડાની મંજૂરી છે, તેઓ મૂર્તિપૂજાની વિરૂદ્ધ છે. ધ્યાન, સદાચાર, અને માનવમાત્રની સમતા ઉપર ભાર મૂકે છે તથા માસ મદિરાને નિશિદ્ધ માને છે. ઈશ્વરદાસ નાગરે ઔરગજેબના સમયમાં તેની પાસે ફરીયાદ કરી હતી કે સત્તનામી લોકો હિન્દુ અને મુસલમાનમાં ભેદભાવ ગણતા નથી. સત્તનામીઓના 'આદિ ઉપદેશ' માં 'બાર હુકમ' કરવામાં આવ્યા છે, જેનો સાર નીચે પ્રમાણે છે :-

(૧) કેવળ એક જ ઇશ્વરને માનો. માટી, લાકડું, પત્થર કે એવી જ બીજી કોઇ ચીજની બનેલી વસ્તુની પૂજા ન કરો.

(૨) નમ્રતાથી રહો.

(૩) કદી જાઠું ન બોલો; કદી કોઇની નિંદા ન કરો, કદી ચોરી ન કરો, બીજાની ચીજ તરફ કદી લાલસાથી જાુઓ નહિં.

(૪) કદી ખરાબ વાતો સાંભળો નહિ, માલિકનાં ભજનો સિવાય બીજાું કશુ ગાઓ નહિ.

(૫) ઇશ્વર ઉપર ભરોસો રાખો.

(૬) જાતિભેદમાં ન માનો, કોઇની સાથે ચર્ચા ન કરો.

(૭) સ્વચ્છ કપડાં પહેરો, કોઇ જાતનું તિલક ન કરો, તેમ જ માળા પણ ન પહેરો.

(૮) તમાકું અને બીજા માદક પદાર્થોથી દૂર રહો, કોઇ મૂર્તિની સમક્ષ માથું ન નમાવો.

(૯) કોઇનો જીવ ન લ્યો, કોઇને દુઃખ ન દો.

(૧૦) એકપત્નીવ્રત અને એકપતિવ્રત પાળો.

(૧૧) સાધુઓનો સત્સંગ જ તીર્થ છે.

(૧૨) કોઇ પ્રકારનો અંધવિશ્વાસ, શુકન, ગ્રહો વગેરેને ન માનો.

આ સિધ્ધાંતોમાં એ સમયના ઇસ્લામની સ્પષ્ટ અસર દેખાય છે.

# દારાશિકોહનો ગુરૂ બાબલાલ

ઔરંગઝેબના ભાઈ દારાશિકોહનો ગુરૂ બાબાલાલ પણ આવા જ વિચારો ધરાવતો હતો. 'નાદિર-ઉન-નિકાત' નામના ફારસી પુસ્તકમાં દારાશિકોહ અને બાબાલાલની એક વાતચીત આપવામાં આવી છે. બાબલાલે પોતાના સિધ્ધાંતોના સમર્થનમાં સ્થળે સ્થળે ફારસી કવિ હાફીઝનાં પ્રમાણે ટાક્યાં છે.

## પ્રસ્તાવના

### નારાયણી સંપ્રદાય

આ પ્રમાણે બીજા પણ કેટલાય સંપ્રદાયોએ હિંદુ અને મુસલમાનોને એક કરવાના પ્રયત્નો કર્યા હતા. નારાયણી નામના એક સંપ્રદાયમાં હિંદુ તથા મુસલમાન બંનેને લેવામાં આવતા હતા. આ લોકો પૂર્વાભિમુખ થઇને દિવસમાં પાંચ વાર ઇશ્વર પ્રાર્થના કરતા હતા. તેમના ઇશ્વરનાં નામોમાં એક નામ અલ્લાહ પણ હતું. તેઓ પોતાનાં શબોને દાટતા હતા.

### અન્ય સંતો

ઔરંગઝેબના અંતકાળમાં પ્રાણનાથ અને ધરણીદાસનાં નામો પણ પ્રસિધ્ધિ પામ્યાં હતાં. 'કુલઝૂમ સરૂપ' નામના પોતાના ગુજરાતી પુસ્તકમાં પ્રાણનાથે વેદો અને કુરાનના આધારો ટાંકીને બંને ધર્મોમાં રહેલી સમાનતા બતાવવાનો પ્રયાસ કર્યો છે. જાતિભેદ, મૂર્તિપૂજા અને બ્રાહ્મણોના પ્રભુત્વનો પ્રાણનાથે સખત વિરોધ કર્યો હતો. હિંદુ તથા મુસલમાન બંને ધર્મના લોકો તેના અનુયાયીઓ હતા. અને દરેક નવા દીક્ષિતને હિંદુ તથા મુસલમાન બંનેની સાથે બેસીને ભોજન લેવું પડતું. આજ તેમની દીક્ષા હતી. 'કયામત નામા' નામનું પ્રાણનાથનું પ્રાણનાથનું એક ખાસ પુસ્તક છે. આમાં તેણે ચોખ્ખું લખ્યું છે કો : 'તમારા બધાનો, ભલે તમે હિંદુ હો યા મુસલમાન, એક જ વિશ્વાસ હોવો જોઇએ.' આ પુસ્તકમાં તેણે હિંદુ, મુસલમાન, યહુદી, ઇસાઇ બધા ધર્મોના પીર, પૈગમ્બર અને મહાત્માઓનામ જીવનચકિત્રો આપ્યાં છે અને દરેકમાં રહેલી મૌલિક સમાનતા બતાવી આપી છેય ઇશ્વરને માટે તેણે અલ્લાહ અને ખુદા બંને નામોનો ઉપયોગ કર્યો છે.

જગજીવનદાસ, બુલ્લા સાહેબ, કેશવ, ચરણદાસ, સહજો, દયાબાઇ, ગરીબદાસ, શિવનારાયણ રામસ્નેહી વગેરે સંતોના ઉપદેશોમાં પણ આ વસ્તુ જોવામાં આવે છે. જગજીવનદાસના શિષ્યોમાં બ્રાહ્મણ, ઠાકુર, ચમાર અને મુસલમાન બધી જાતિઓના લોકો હતા. બુલ્લા સાહેબના ઉપદેશોમાં ફારસી ભાષાના શબ્દો તથા સુફી પરીભાષાનો છુટથી ઉપયોગ કરેલો જોઇ શકાય છે. બુલ્લા સાહેબ અને કેશવ બન્ને દિલ્હીના મુસલમાન ફકીર યારી સાહેબના શિષ્યો હતા. એ દિવસોમાં હિંદુ ફકીરોના અસંખ્ય મુસલમાન શિષ્યો તથા મુસલમાન ફકીરોના અસંખ્ય હિંદુ શિષ્યો જોવા મળતા. સહજો અને દયાબાઇ બન્ને સ્ત્રીઓ હતી અને ચરણદાસની શિષ્યાઓ હતી. ચરણદાસે મૂર્તિપૂજાનો વિરોધ કયો, ગુરૂનો મહિમા

ગાયો અને ભક્તિનો ઉપદેશ કર્યો. ગરીબદાસ કબીરનો અનુયાયી હતો, તેના પદોમાં પણ ફારસી શબ્દો અને સૂફી પરિભાષા ભરપુર જોવામાં આવે છે. રામ સ્નેહી સંપ્રદાયનો સંસ્થાપક રામચરણ મૂર્તિ પૂજાનો વિરોધી. આ લોકો પણ દિવસમાં પાંચ વાર પ્રાર્થના કરતા હતા, અને પોતાના સંપ્રદાયમાં હરેક જાતિના અને હરેક ધર્મના લોકોને અંદર દાખલ થવાની છૂટ હતી. જો કોઇ શિવનારાયણી પંથનો મનુષ્ય મરતો તો તેની મરતા વખતની ઇચ્છાનુસાર તેના શબને દફનાવવામાં આવતું, અગ્નિદાહ દેવામાં આવતો અથવા તો નદીમાં વહેતુ મુકી દેવામાં આવતું હતું. મુગલસમ્રાટ મહમદશાહ સ્વામી નારાયણ સિંહનો શિષ્ય હતો. મહમદશાહનો આશ્રય મળવાથી આ સંપ્રદાયની થોડા દિવસ તો બોલબાલ રહી. જોકે છેલ્લા બસો વર્ષોમાં ઉપરોક્ત અનેક સંપ્રદાયોના સ્વરૂપમાં આકાશ પાતળ જેટલો ફેર પડી ગયો છે, અને કેટલાકમાં તો તેમના અનુયાયીઓનું વર્તન અને વ્યવહાર તેમના સંસ્થાપકોના વર્તન અને વ્યવહાર કરતાં બરાબર વિપરીત જોવામાં આવે છે. છતાં પણ સમ્રાટ મહમદશાહનો હાથનો લખેલ પરવાનો બલિયા જિલ્લમાં આવેલ શિવાનારાયણીઓના મુખ્ય મઠમાં હડી મોજૂદ છે.

અઢારમી સદીમાં સહજાનંદ, દુલનદાસ, ગુલાલ, ભીકા અને પલટુદાસના નામો ખૂબ જાણીતા છે.

જગજીવનના શિષ્ય દુલનદાસે પોતાના પદોમાં મનસુર, શમ્સ તબરેઝ, નિઝામુદીન હાફીઝ, બુઅલ્લીકલંદર અને ફરીદની ખૂબ પ્રસંશા કરી છે. અને ઇશ્વરને 'અલ્લાહ લા મકા' બતાવ્યો છે. ગુલાલ, ભીક્કા અને પલટુદાસના કેટલાક પદો કાવ્ય, ભાવ અને ભક્તિરસ ત્રણે દ્રષ્ટિએ અત્યંત ઉચ્ચ કોટિના છે આ બધામાં સુફી પરિભાષામાં પુષ્કળ નજરે પડે છે. આ લોકોએ ખુદાને મોટે ભાગે 'હક્ક' તરીકે સંબોધ્યો છે. પલટુદાસનું એક પદ આ પ્રમાણે છે.

*પૂરબમે રામ હૈ પશ્ચિમ ખુદાય હૈ, ઉત્તર ઔ દખ્ખિન કહો કૌન રહતા.*
*સાહિબ વહ કહાઁ હૈં, કહા ફિર નહીં હૈં,હિન્દુ ઔર તુરુક તોફાન કરતા**
*હિન્દુ ઔર તુરુક મિલિ પરે હૈં ખૈંચિમેં, આપની બર્ગ દોઉ દીન બહતા*
*દાસ પલટુ કહૈ સાહિબ સબમેં રહૈ, જદા ના તનિક મૈં સાચ કહતા **

અર્થાત તેઓ કહે છે કે રામ પૂર્વમાં છે અને ખુદા પશ્ચિમમાં છે, તો પછી ઉત્ર અને દક્ષિણમાં કોણ રહે છે? ખુદા ક્યાં છે અને ક્યાં નથી ? હિંદુ અને મુસલમાન તોફાન કેમ ઉભું કરે છે? હિંદુ અને મુસલમાન લડે છે અને બંને ધર્મો એકબીજીના વિરુધ્ધ થઇ જાય છે. દાસપલટુ કહે છેકે ખુદા બધામાં છે, તે હરગિજ વહેંચાયેલો નથી. એજ સાચી વાત છે.

## બંગાળમાં આ ધાર્મિક મંથનની અસર

દે રીતે ઉત્તર ભારતમાં હિંદુ અને મુસલમાનનો ધાર્મિક મેળ સાધવાનો પ્રયત્નો ચાલુ હતા, તેરીતે બંગાળ અને મહારાષ્ટ્રમાં તેની અસર પહોંચવા લાગી હતી. બારમી સદીના બંગાળમાં હિંદુઓ મુસલમાનોની દરગાહોમાં મિઠાઇ વહેંચે અને કુરાન વાંચે અને મુસલમાનોના તહેવાર ઉજવે એ એક સામાન્ય બાબત થઇ પડી હતી. તેવી જ રીતે

મુસલમાનો પણ હિંદુઓની ક્રિયાઓ તરફ ક્રિયાત્મક આદર બતાવે તે પણ એટલી જ સામાન્ય બીના થઇ પડી હતી. આ જાતના એક થવાના એક થવાના પ્રયાસોમાંથી બંગાળામાં એક નવા દેવની પૂજા શરૂ થઇ, જે દેવને 'સત્યપીર' કહેતા. હિંદુ અને મુસલમાન બન્ને આ સત્યપીરની પૂજા કરતા. કહેવાય છે કે ગૌડ (બંગાળા) નો બાદશાહ હુસેનશાહ આ સત્યપીર સંપ્રદાયનો સંસ્થાપક હતા. સત્યપીરની આ પૂજાએ સમ્રાટ અકબરના 'દિનેઇલાહી' નું પ્રાથમિક સ્વરૂપ હતું.

## ચૈતન્યના સમય પૂર્વેનું બંગાળા

### ૧૫મી સદીના અંતમાં બંગાળામાં મહાપ્રભુ ચૈતન્યનો જન્મ થયો.

દિનેશચંદ્રસેને બંગાળી ભાષા અને બંગાળી સહિત્યના ઇતિહાસનો એક અત્યાંત મહત્વનો ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથમાં તે લખે છે કે ચૈતન્યના જન્મ પૂર્વે 'બ્રહ્મણોનું પ્રભુત્વ બહુ કષ્ટદાયક હદે પહોંચ્યુ હતું, કુલિનતાની કડકાઇની સાથોસાથ જાતિ ભેદ વધારેને વધારે સખત થતો ગયો. બ્રહ્મણો માત્ર ઉપર ઉપરના દેખાવમાં પોતાના ધર્મના ઉચ્ચ આદર્શોના પ્રતિપાદનનો ડોળ કરતા હતા, પરંતુ જાતિ બંધનના લીધે મનુષ્ય મનુષ્ય વચ્ચેનું અંતર વધતું જતુ હતુ.

નીચી જાતિના લોકો ઉચ્ચ જાતિના લોકોના સ્વેચ્છાચાર તળે પીડાય થઇ રહ્યા હતા. આ ઉચ્ચ જાતિના લોકોએ નીચી જાતિના લોકો માટે વિદ્યાના દ્વાર સદંતર બંધ કરી દીધા હતા. ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરવાની પણ આ નીચી જાતિના લોકોને મનાઇ કરવામાં આવી હતી. અને નવા પૌરાણિક ધર્મનો બ્રાહ્મણોએ ઇજારો રાખી લીધો હતો. જાણે કે તે કોઇ બજારૂ ચીજ ના હોય '

ચૈતન્ય અને ભક્તિમાર્ગ

ઇસ્લામના સરળ ધાર્મિક સિધ્ધાંતોએ તથા માનવ માત્ર પ્રત્યે સમતાના આદર્શે એ સમયના બંગાળી સમાજમાં ખળભળાટ મચાવી દીધો હતો. ચૈતન્યે આ પરિસ્થિતિનો ગંભીરતાપૂર્વક વિચાર કર્યો. તે ઘરબાર છોડીને દેશાટન કરવા લાગ્યો. અનેક સાધુઓ તથા ફકીરોના તે સમાગમમાં આવ્યો. ચૈતન્યના જીવનચરિત્રનો કર્તા કૃષ્ણદાસ લખે છે કે વૃન્દાવનમાં એક મુસલમાન પીરનો ચૈતન્યને ભેટો થયો, અને પીરે પોતાના ધાર્મિક પુસ્તકના આધારે ચૈતન્યને એક ઇશ્વરની પૂજાનો ઉપદેશ આપ્યો. જદુભટ્ટાચાર્ય લખે છે. 'ચૈતન્યના જીવનની અનેક ઘટનાઓ એવી હાથ આવે છે, જે ઉપરથી તે યવનો પ્રત્યે ઘણો પ્રેમ રાખતો હતો તે સાબિત થાય છે'. મુસલમાનોના વિચારોએ ચૈતન્યના આદેશો ઉપર ઘણી ઉંડી છાપ પાડી છે, એ નિઃસંશય છે.

ચૈતન્યે ગુરૂસેવા અને ભક્તિનો ઉપદેશ આપ્યો. તેણે જાતિભેદનો સખત રીતે વિરોધ કર્યો. બ્રાહ્મણોના બધાં કર્મકાંડોને તેણે ત્યાજ્ય ગણ્યા. ચૈતન્યના શિષ્યોમાં હિંદુ તથા મુસલમાન તથા ઉચ્ચ જાતિના લોકો તથા નીચી જાતિના લોકો બધાં જ ભણેલા હતા. તેના મુખ્ય શિષ્યોમાંના રૂપ સનાતન અને હરિદાસ ત્રણ મુસલમાનો હતા.

ચૈતન્યના સંપ્રદાયની એક શાખાનું નામ કાર્તભજ હતું. તેનો સંસ્થાપક કાર્ત બાબા એક મુસલમાન ફકીરની ભવિષ્યવાણી અનુસાર જન્મ્યો હતો, અને એ ફકીરે જ તેનું પાલન પોષણ કર્યુ હતું. કાર્ત બાબાના બાવીસ મુખ્ય શિષ્યો 'બાઇસ ફકીર' ના નામે પ્રખ્યાત થયા. કાર્તબાબાના ઉત્તરાધિકારીનું નામ રામદુલાલ હતું. તે આ બાવીસ શિષ્યો માંનો એક હતો. તેના સંબંધમાં કહેવાય છે કે ઉપરોક્ત મુસલમાન ફકીરના આત્માએ જન્મ લીધો હતો. આ સંપ્રદાયના આચાર્યમાં અને હિન્દુ હતા અન તેમજ અનેક મુસલમાનો પણ હતા. આ લોકો કેવળ એક ઈશ્વરને માનતા હતા. ગુરૂને ઈશ્વરી અવતાર ગણતા હતા. દિવસમાં પાંચ વાર ગુરૂમંત્રનો જપ કરતા હતા, પર હીસ્ટોરી ઓફ બંગાલી લેન્ગવેજ એન્ડ લીટરેચર બાય દીનેશચંદ્રસેન

જાદુ ભટ્ટાચાર્ય હિન્દુ કેસેટ એન્ડ સેટસ, પી. ૪૬૪

માસમદીરાથી દુર રહેતા હતા, શુક્રવારને પવિત્ર દિવસ ગણતા હતા અને તેથી તે દિવસ તેઓ ધ્યર્મ ચર્ચામાં ગાળતા હતા, જાતિભેદ, ઉંચનીચ અને હિંદુ મુસલમાન કે ઈસાઇમાં તેઓ કશો ભેદ ગણતા નહીં, વર્ષમાં ઓછામાં ઓછા એક બે વાર તો આ સંપ્રદાયના લોકો એકઠા થઇને સહભોજન કરતાં હતાં વગેરે.

## મહારાષ્ટ્રમાં પણ નવો ભક્તિમાર્ગ

ઉત્તરભારતની પેઠે મહારાષ્ટ્રના હિંદુ મહાત્માઓ પણ હિંદુ અને મસલમાન ધમોને અક કરવાનો પ્રયત્ન કર્યો હતો. પ્રસિધ્ધ મહારાષ્ટ્રીય વિદ્વાન મહાદેવ ગોવિંદ રાનડે લખે છે

'ઈસ્લામના કઠોર એકેશ્વરવાદે કબીર નાનક વગેરે સંતોના દીલ ઉપર સજ્જડ છાપ પાડી હતી. હિંદુ ત્રિમૂર્તિ દત્તાત્રયના ઉપાસકો મોટે ભાગે પોતાના દેવની મૂર્તિને મુસલમાન ફકીરો જેવાં કપડાં પહેરાવતા હતા. આ જ પ્રભાવ મહારાષ્ટ્રની જનતાના મન ઉપર વધારે જોરથી છાપ પાડી રહ્યો હતો. ત્યાં બ્રાહ્મણ તથા અબ્રાહ્મણ બંને પ્રકારના પ્રચારકો લોકોને ઉપદેશ આપતા હતા કે રામ અને રહીમને એક ગણો, કર્મકાંડ અને જાતિભેદનાં બંધનો તોડો. ઈશ્વરમાં શ્રધ્ધા રાખો, મનુષ્ય માત્ર તરફ પ્રેમ રાખો, અને આ બધી બાબતોનો એક સમાન ધર્મ બનાવો.'

### સંત નામદેવ

જાતિભેદ, કર્મકાંડ અને ધાર્મિક સંકુચિતતાના બંધનો તોડીને સ્વતંત્રતા, પ્રેમ અને ભક્તિનો ઉપદેશ આપનાર મહાર્ષ્ટ્રનો પહેલો સંત નામદેવ હતો. રાનડે લખે છે કે નામદેવ તથા બીજા સંતોના ઉપદેશોનું પરિણામ આ જાતનુ આવ્યુ - મરાઠી ભાષાના સાહિત્યની ઉન્નતિ થઇ, જાતિ ભેદના બંધનો શિથિલ થયાં, સ્ત્રીઓને ઉંચુ પદ મળ્યું, ઉદારતા અને દયાળુપણાનો પ્રચાર થયો, ઈસ્લામ તથા હિંદુ મતોનો અમુક અંશે સુમેળ સધાયો, કર્મકાંડ તિર્થયાત્રાનું મહત્વ ઘટ્યું, પ્રેમનું મહત્વ વધ્યું, અનેક દેવદેવીઓની પજા ઓછી થઇ. અને વિચાર તથા બંને ક્ષેત્રમાં રાષ્ટ્રની ક્ષમતા વધી.





## ખેચર-મૂર્તિ પૂજાનો વિરોધી

નામદેવના ગુરૂ ખેચરે નામદેવને જે ઉપદેશ આપ્યો તેનાથી સ્પષ્ટ સમજાય છે કે ખેચર મૂર્તિપૂજાનો સખ્ખત વિરોધી હતો. તેણે કહ્યું કે,

' પત્થરનો દેવ જો કદી બોલતા પણ નથી, તો તે આપણા ઐહિક જીવનના દુઃખો દુર કેમ કરી શકે ? પત્થરની મૂર્તિને જ લોકો ઇશ્વર માની બેઠા છે પરંતુ સાચો ઇશ્વર તો જુદો જ છે. જો પત્થરનો દેવ આપણી ઇચ્છાઓ પૂરી કરી શકતો હોય તો પછી તેને પાડીનાખવાથી તે તૂટી કેમ જાય છે ? જે લોકો પત્થરના બનેલા દેવની પૂજા કરે છે તેઓ પોતાની મુર્ખાઇને લીધે બધું જ ખોઇ બેસે છે. પત્થરનો દેવ ભક્તો સાથે વાતચીત કરે છે એમ જેઓ કહે છે તેમજ તેઓ એમ સાંભળે છે, તે બંને મુર્ખ છે વગેરે.'

નામદેવના અસંખ્ય શિષ્યો અને અનુયાયીઓમાં પુરુષ અને સ્ત્રી, હિંદુ તેમજ મુસલમાન, બ્રહ્મણ અને મરાઠા, કણબી, દરજી અને કુંભાર હતા. એટલું જ નહી પણ અંત્યજ મહાર અને ધર્મનિષ્ઠ વેશ્યાનો પણ તેમાં સમાવેશ થતો હતો.

## મહાર ભક્ત ચોખામેળા

નામદેવનો એક મહાર શિષ્ય ચોખામેળા જયારે પંઢરપુરના મંદિરમાં પ્રવેશ કરવા લાગ્યો ત્યારે બ્રાહ્મણ પુજારીએ તેને અટકાવ્યો. ચોખામેળાએ આ વખતે તેને જવાબ આપ્યો

'ઉચ્ચ જાતિમાં જન્મ લેવાથી શો લાભ ? ભલે મનુષ્ય નીચ જાતિમાં જન્મ્યો હોય પણ જો તેનું દિલ સાફ હશે, જો તે ઇશ્વર ઉપર પ્રેમ રાખતો હશે, જો બધાં પ્રાણીઓને પોતાની સમાન ગણતો હશે અને જો તે સત્ય બોલતો હશે તો તેની જાતિ પવિત્ર જ છે અને ઇશ્વર તેના ઉપર પ્રસન્ન છે. જે મનુષ્ય ખરા દિલથી ઇશ્વર ઉપર શ્રધ્ધા રાખે છે અને મનુષ્ય ઉપર પ્રેમ કરે છે તેને કદી જાતિનું પૂછશો નહી. ઇશ્વર પોતાના સંતાનો પાસેથી પ્રેમ અને ભક્તિની આશા રાખે છે. તે તેમની જાતિની પરવા કરતો નથી.

## બહિરં ભટ્ટ

બહિરં ભટ્ટ સત્યની શોધ કરતા કરતા બે વાર હિંદુમાંથી મુસલમાન તથા મુસલમાનમાંથી હિંદુ થયા હતો. આખરે તેણે કહ્યું 'હુ નથી હિંદુ તેમ નથી મુસલમાન'.

દક્ષિણમાં શેખ મહમદ નામનો મોટો ભક્ત થઇ ગયો છે તેના અનુયાયીઓ રમજાનના રોજા પણ પાળે છે. અને એકાદશી વ્રત પણ કરે છે, મક્કાની હજ પણ કરે છે અને પંઢરપુરના મંદિરની યાત્રા પણ કરે છે.

## સંત તુકારામ

સંત તુકારામ મહારાષ્ટ્રમાં સહુ કરતાં વધારે સર્વમાન્ય થયેલો ભક્ત છે. કબીરની માફક જ તુકારામ પણ જાતિભેદ, મૂર્તિપૂજા, યજ્ઞ હવન અને બીજાં એવાં કર્મકાંડોનો કટ્ટર વિરોધી હતો અને એક માત્ર હરિભક્તિનો પ્રચારક હતો. દરેક પ્રાણીમાં તે હરિનાં દર્શન કરતો. હિંદુ અને મુસલમાનને એક કરવાનો તેનો પ્રયત્ન તેના એક પદ ઉપરથી સ્પષ્ટ થાય



છે. તેનું ભાષાંતર આ પ્રમાણે છે,

'હે વત્સ! અલ્લાહ જે ઇચ્છે છે એજ થાય છે. તે બધાનો બનાવવાર અને બધાનો બાદશાહ છે. પશુ અને મિત્ર, બગીચા અને સંપત્તિ બધુ ચાલ્યું જશે. હે બાબ ! મારુ ચિત્ત તો મારા સાહેબમાં ચોંટ્યુ છે. તે જ મારો બનાવનાર છે. હૂં મનનાં ઘોડા ઉપર સવારી કરું છું. અને આત્મા સવારી કરે છે. એ બાબા ! અલ્લાહનું વર્ણન કરો, બધા તેના જ રૂપો છે. તુકા કહે છે, જે માણસ વાત સમજે તે જ દરવેશ છે.

મોટા નામોમાં સૌથી પહેલું નામ અલ્લાહ છે, તેને સદા બેવડયા કરો (જપ્યા કરો), ભૂલો નહીં. ખરેખર અલ્લાહ એક જ છે, ખરેખર નબી એક છે, ત્યાં તુ પણ એક છો, ત્યાં તુ પણ એક છો, ત્યાં તુ પણ એક છો, ત્યાં હું પણ નથી અને ત્યાં તુ પણ નથી.

(ભારતમાં અંગ્રેજીરાજ્ય ઈતિહાસ - પેજ નં. ૮૨ થી ૯૮ લેખક : ચતુર્ભુજ જસાણી ગોંદીયા, સી.પી.)

## સાર્વજનિક માનવ ધર્મનો પાયો

હિન્દુ ધર્મ, બુદ્ધ ધર્મ અને ઈસ્લામ ધર્મના મેળથી તે કાળે ભારતના ઉત્તરથી દક્ષિણ છેડા સુધી અને પૂર્વથી પશ્ચિમ છેડા સુધી એક સુંદર સાર્વજનિક માનવ ધર્મનો પાયો નંખાતો હતો, અને આ ધર્મનો મૂળ મંત્ર એકતા અને પ્રેમ હતો.

પહેલા ઈમામ હજરતઅલી, બીજા ઈમામહસન,ત્રીજા ઈમામ હુસેન, કરબલાની કતલગાહમાંથી બચેલા ઈમામહુશેનના શાહજાદા ઈમામ 'ઝયેનલાબ્દીન' એ ચોથા ઈમામ એમણે પોતાની ઉમ્મર કરબલાની દુખદાયક યાદઅને ખુદાની બંદગીમાં કાઢી હતી. એમનો જન્મ સન ૩૮ હીજરી અને વફાતનો સન ૯૫ હીજરી એમનું મકાન મદીનામાં છે તે પછી પાંચમાં ઈમામ એમના શાહજાદા ઈમામ મહમંદ બાકર તેમનો જન્મ સને ૫૮ હીજરી અને વફાત સન ૧૧૪ હીજરી મકાન મદીનામાં.

ઈમામ મહંમદ બાકરની પછી છઠ્ઠા ઈમામ તેમના શાહજાદા જાફસાદક સને ૮૩ હીજરીમાં જન્મ્યા હતાં અને તેમની વફાત સન ૧૪૮ હીજરીમાં થઈ હતી. ઈસ્લામમાં સુન્ની અને સીયા એવા બે તડ એના વખતમાં પૂરતી રીતે પ્રસિદ્ધિને પામ્યા હતાં. હનફી, માલકી, સાફી અને હંબલી એમ ચાર ઈમામાએ ચાર ફીરકા કહેવડાવ્યા તે સુન્ની કહેવાયા, અને હજરત ઈમામ જાફરસાદકનો એક જાફરી ફિરકો થયો તેને સિયા કહે છે.

ઈમામ જાફર સાદકનો દિકરો મુસાકાસમ સાતમો ઈમામ તેમનો જન્મ સન ૧૨૮ હીજરી અને વફાતનો સન ૧૮૨ હીજરી એમનું મકાન કઝમીન છે તેમના પુત્ર ઈમામ મુસેરઝા આઠમાં ઈમામ તેમનો જન્મ સન ૧૪૮ હીજરી અને વફાતનો સન ૨૦૩ હીજરી એમનો રોજો ખોરાશનના 'મસેદ' નામના ગામમાં છે.

ઈમામ મૂસેરજાના દીકરા મહંમદતકી નવમા ઈમામ તેમને જન્મ સન ૧૯૫ હીજરી અને વફાતનો સન ૨૫૪ હીજરી આખર સ્થાન કાઝમીનમાં છે. અલીનકી દશમા ઈમામ એમના તવદલનો સન ૧૧૨ અને વફાતનો સન ૨૫૪ એમનું મકાન રૂમના સાગરા ગામમાં

છે તેમના દિકરા હસન અશકરી ૧૧માં ઈમામ એમનો તવદલનો સન૨૦૭ અને વફાતનો સન ૨૩૨ એમું મકાન રૂમના સામરા ગામમાં છે.

ઈમામ હુસન અશકરીના દીકરા ઈમામમેહંદી બારમા ઈમામ અને છેલ્લા ઈમામ એમના તલદલનો સન ૨૫૫ અને વફાતનો સન ૨૬૬ એમનું મકાન રૂમના રામરાગામમાં છે. એમને માટે એવી માન્યતા છે કે કુવાની અંદર ગાયેબ થયેલ છે. તે સવારી કરશે ત્યારે કયામત થશે.

## ગીતા વચન

*અવ્યક્તા દીનિ ભૂતાનિ, વ્યક્ત-મધ્યાનિભારતઃ અવ્યકત નિધનાત્મેવ તત્રકા પરી દેવના*

એનો અર્થ એવો થાય છે કે આદિ મૂળ જેના અવ્યકતમાં એટોલે ન દેખાતા મધ્યે પ્રગટ દીસનારાં ને અંતે પાછા અવ્યક્તમાં અદીઠ થનાર એવા પ્રાણીઓ છે ત્યાં તેઓને વિશે શોક વળી શો ?

હદીસમાં ફરમાવ્યું છે કે 'મિન્ અરફ નફસહુ ફકદ અરફ રબહુ' એનો એર્થ એવો છે કે જેણે પોતાને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો. હું કોણ છું, એવો પોતાને સવાલ કરી વિવેકથી વિચાર કરવો અને તેમ કરતાં જણાશે કે પાંચભુતાત્મક પ્રપંચ નાશવંત ત્યારે બાકી શું ? બાકી એજ અલ્લા.

મહા જ્ઞાની મનસૂરે ખલીફ હારૂન અલ રશીદ આગળ 'અનલહક્ક' એ વાક્ય કહ્યું હતું 'અનલહક્ક' એટલે 'હું ખુદા' તેથી મનસૂરને સૂળી મળી પણ તેણે કંઈ ખોટું કહ્યું ન હતું હું ખુદા એટલે મનસૂર ખુદા એવો તેનો બોલવાનો ભાવ ન હતો પણ મનસૂર ભાવ બાદ કરતાં બાકી જે રહે તે ખુદા એમ તેના કહેવાનો ભાવ હતો. જેમ 'અહમ બ્રહ્મસ્મિ' એ વેદનું મહાવાક્ય છે. એનો અર્થ એવો છે કે 'હું બ્રહ્મ છું એટલે ખુદા છું '

જ્ઞાન નિષ્ઠ મહાત્મા હજરતઅલી સાહેબના કલામોનું એ પુસ્તક છે તેમાંથી થોડા કલામોનું તારણ તેમનો જ્ઞાનમત બતાવવાને માટે અહીં ટાંકુ છું. કલામના પાઠોનાં જે અંક છે તે દરેક પાઠ આગળ બતાવું છું.

*૩૨૪ સાચા દીન સો નબી ચલાયા, શરાહ શલાયા સીધી રાહ્લી હિમ્મત સે સબ દિનોપર ફત્તેહ પાયા, ફજલ્લેલાહ નૂર ઈલાહી અવલ થા સો આખર જગમે પાયા જહુર ઈસદીનકે તાબે હોવે ઉસ પર રોશન હોવે રબ કા નૂર*

*૨૪૯ જિસ બહેસ્તમેં મોત ના આવે સોઈ તખ્ત ખુદા કા જાન, ખુદા સો સબ ઢોર મે બસતાં ખાલી નહીં કોઈ ઉસબીન મકાન*

સચેદીન નાનજીયાણી ખોજા વૃતાંત. રેવન્યુ કમીશ્નર કચ્છ.

## ઈસમાચલી પંથમાંથી નિઝારી મતનો જન્મ

મુસતનસરે પહેલાંવહેલાં પોતાના મોટા દિકરા મુસ્તુફા અલ્દીન અલ્લા નીઝારને વારસ કર્યો હતો. પણપછી તેનાથી નાખુશ થઈ બીજા દીકરા મુસ્તાઅલીબઅલ્લાને તેની જગ્યા આપી. જ્યારે મુસ્તનસરે દેહ છોડી ત્યારે ઈસમાઈલીઓમાં બેતડાં પડ્યાં એક બાજુએ મુસ્તઅલીની બેત કરી અન`બીજીબીજુ વાળાઓ પહેલાની વસીયત ઉપર એતબાર લાવી નીઝારના નામની દાવત કરતાં હતાં. હસનબીન સભા હમીરી આ બીજા ફિરકાની પક્ષમાં હતો તથા કોયસ્તાન વાળા પણ નિઝારને તાબે થયા.

મુસ્તઅલીએ ગાદીએ બેસ્તાજ નિઝારને મારી નાંખવાનો મનસૂબો કર્યો જેથી નિઝાર સિકંદરીઆ તરફ નાસી ગયો ત્યાંનો વાલી એના બાપનો ગુલામ તેણે નિઝારની તાબેદારી સ્વીકારી માટે મુસ્તઅલીએ એ ઉપર મોટી ફોજ મોકલી તેને ઠાર કીધો તથા નિઝારને તેના બે દિકરા સમેત પકડી મંગાવી કાયરામાં કેદ કીધો જ્યાં તે ગુજરી ગયો. મુસ્તઅલીની હુકૂમતને સાત વર્ષ વિત્યાં ત્યારે નિઝારના મિત્રોમાંથી કોઈએ તેને છરીના ઝખ્મોથી મારી નાખ્યો એની ઉંમર ૨૮ વર્ષની હતી.

(ખોજા વૃતાંત, પેજ નં. ૪૬-૪૭)

## મહેંદીપુરાણ

આદ નિરંજન જુગો જુગ સરીયા, બ્રહ્મા વિષ્ણુ દોય મુખ ધરીયા
ઈંડજ સીંચી બ્રહ્માંડ રચાયા, સૌએ સમરૂં ત્રિભોવન રાયા,એમ ગુરૂ
બોલ્યા અગમ વાણી જુઓ વિચારો સંતો ખરી નિશાની. ટેક ૧.
સ્વર્ગ,મૃત્યુ પાતાળ બોલાયા, ચંદ્ર સુરજ, દોનું દીપક જલાયા
સુરીજન, મુનીજન, હુઆ અજવાળા, એણી રીતે બાવો નિષ્કંલકી આયા જુઓ ૨.
મુની રાજા પ્રહલાદ હરિશચંદ્ર બોલાયા, સહસ્ત્ર લંબને સહસ્ત્ર ઘોડા સહસ્ત્ર સેન ચડે સજોડાજુઓ ૩.
નવ દાનવ છેદી બાવો દસમે અવતર્યા, તઆરંભ ચક્ર,ધણીરો સેન ચલાયા
સહસ્ત્ર નેત્ર આરંભ ફરશે, નેજે નેજે ધણી બાવારી નિઝારી હોસે જુઓ ૪
અલમોત પાટણ વાંજત્ર ગામ હરી અવતરશે નિષ્કલંકી નામ
રેણ વિઆણી ભાણ પ્રકાશ્યા, કંલક ટાળી, બાવો, નિષ્કલંક હોસે જુઓ ૫
શહેર દિલી માહેજોગણી હોસે, દુંતા, પંચાળી, દોય અવતરશે
ત્યાં સેનમાં ડાક ડમરૂં વાગશે, ચોસઠ જોગણી મેરે મળશે જુઓ ૬
અસૂર આગળ દોએ દૈત ઉપાયા, વાચા દઈ વેર વસાયા કંથડ નામે
ન કાયમ રાય વેદા વેદ દલ મેળાએ : જુઓ ૭
ઊંટ લાખ સિદ્ધ સુરીનર મળશે, મેરૂં શિખર ગઢ સ્થાનક થાશે.
ગોડીઆ રમણ સંગ્રામે રમશે, તોરણ ખેત્ર મુલતાન મેળે મળશે. જુઓ ૮
ઊંટ લાખ જન ભૂતાવળ હોસે, વીસ લાખ માહે વાજંત્ર હોસે
નવ ક્રોડી નાગ મેળે મળશે, પીર રાજાને ભાણે મળશે જુઓ ૯ .





મેઘ ગંધર્વ તખ્તક્ષણ મેળે મળશે કરોડ છત્રીસ અઢાર ભાળ ગઢ ગેમર મળશે
બાર લાખ ગઢ પેરે ઢળી ઢળીપડસે ઉડ લાંખ જોજન ઓતારા હોસે,
સવા ગજ ધરતી લીંધ ચઢશે ઊંટ લાખ સહસ્ત્ર સંખ
ગળગઢશે સીંગી દ્રણ કાયમ હોશે — જુઓ ૧૦
એવા દળ આવે રહેમાની વિછલ કીતડ પેલા પાણી વાજંત્ર વાજે
મંહે અનઘડ વાણી અવર વાજંત્રનો પાર ન જાણી — જુઓ ૧૧
એવા દળ આવે અપાર ધરણ ગનન હોય ધમ ધોકાર વાંજત્ર વાજે
વેણ રસ વાજે, હણમત ભીમ ત્યાં મહા જોદ્ધા ગાજે — જુઓ ૧૨
ખંડ કાશ્મીર યુધિષ્ઠર હોસે, નવ ક્રોડ રાજા ધર્મપુત્ર ચઢસે,
કોયલા ખડક સહેસ્ત્રાદી ચઢશે તોરણ ખેત્ર મુલતાન મેળે મળશે. — જુઓ ૧૩
ઉચ્ચ મુલતાને અરજણ હોસે, બાવન લાખ ધનુષ્યધારી ચડસે
કોયલા ખડક સહેસ્ત્ર દીપ ચઢશે, તોરણ ખેત્ર મુલતાન મેળે મળશે. — જુઓ ૧૪
નગર વિજાવળ નિકળો હોસે, છત્રી લાખથ કુંતા દળ ચઝશે.
કોયલા ખડક સહેસ્ત્ર દીપ જળશે તોરણ ખેત્ર મુલતાન મેળે મળશે — જુઓ ૧૫.
કુમારી પાટણ પંડત સહેદેવ હોસે, બત્રીસલાખ પોથા દળ ચઝશે,
કોયલા ખડક સહસ્ત્ર દીપ ચઢશે, તેરણ ખેત્ર મુલતાન મેળ મળશે — જુઓ ૧૬.
નારયણને નર બોલાયા કુવર કુંતાના પાંચે આયાએ વરામણ
મનાવી લેજે તો અભેવન સિર છત્ર ધરજે — જુઓ ૧૭
યુધિષ્ઠીર સિર ટોપી સર, કલમ વિવેક ત્રિકમ ત્યાં જગમગ હોય
ત્રિલોચન ત્યાં તરગસ તાણ, મારે કાંળીંગાને ઉંધમુખ બાણ — જુઓ ૧૮
દેવ દેવી સવાસ ઉપજશે, સૌ એ મુખે બ્રહ્મા વેદ વાંચશે, રાજ જગતી
રૂખીઆને હોસે, નદી દાન ધર્મ ચલાવશે — જુઓ ૧૯
ખેત્ર ઉજેણી ભર કાળીંગો મરશે ત્યાં સહસ્ત્ર અઠ્યાસીના રૂંઢ રડશે
હાથે દડૂલો રમત કરશે રમતા રમતા રગત ભક્ષસે — જુઓ ૨૦
સિદ્ધ સાગર તખત બેસસે દો મળી દસે દીશ જોશે, બેસી
સિહાંસને વર લેશે દૈત-દાવન વચ્ચે નારદ ફરશે — જુઓ ૨૧
ત્યાં ભોમકુવારી નિષ્કલંકી નામ નવા નાથરો ત્યાં વિસરામ
હળ હલકારા, હરારા હોસે, મારી મ્લેચ્છ પ્રભુ રાજ કરશે — જુઓ ૨૨
કહે કેશવ જાત્રુ પશ્ચિમથી આવે સુરજ બોલાવે બાવો ત્રિભોવન આવે
વિનવે દેવાયતનવગુણ વાણી નવખંડમાં બાવા તમારી આસ — જુઓ ૨૩

## રામદેવ પીર.

આ પીરના જુદા શિષ્યો છે. પણ તેનો મત પહેલાં કહેલા મતનો વારસો છે. રામદે પીર તુંવર જાતનો રજપુત હતો એની માનું નામ ''મેણલી'' અને બાપનું નામ 'અજમલ' હતું એની સમાધ પોકર્ણના કોરભંડા ગામમાં છે (થળમાં) એની યાત્રા ભાદરવા સુદ ૧૧ની







મેરાય છે તેમાં તેના શિષ્યોનો જમાવ થાય છે. એના શિષ્યો રજપુત, લોહાણા, ઓસવાળ અને મારવાડ મેઘવાળ વિગેરે છે. તેઓ એને ઈશ્વરનો અવતાર ગણે છે એ પીરનો વંશ નથી, પણ એના ભાઈ વીરમંદેનો વંશ છે તે રામદે પોત્રા કહેવાય છે. તેઓ કચ્છનાં ફરાદી અને ખાનાએ નામનાં ગામડામાં છે તથા પછમ અને થળમાં પણ છે, તેમને રામદપીરના શિષ્યો કાંઈ દાન આપે છે. આ લોકો પણ હજરતઅલીને ઈશ્વરનો અવતાર ગણે છે. તેમના દશ અવતારના ભજનમાં તે પ્રમાણે લખ્યું છે તે ભજન અહીં લખવા દુરસ્ત ધારૂં છે.

પ્રથમ તે સુન, સુન તે નમન, પહેલા નરારંભ, નરારંભ તે આદ, આદ તે અનાદ, અનાદ તે અહંકાર, અહંકાર તે સેન, સેન તે ફેન, ફેન તે કરીઅપ, કરીઅપ તે કંદ્રપ, કંદ્રપ જગમાં જળ ઉપાયા, જળમાં કમળ, કમળમાં બ્રહ્મા, બ્રહ્મારો અતીત સેન, અતીતસેનરો મચ્છાવતાર, મચ્છરો માન માનરો જરમાન, જરમાનરો પુરૂવરખ, પુરૂવરખરો કોરભ અવતાર, કોરભરો એલ, એલરો ડેલ, ડેલરો વારાહ, વારાહરો દોતમ, દોતમરો ગોતમ, ગોતમરો હરીકસ, વહીકસરો નારસંઘ, નારસંઘરો એખંગ એખંગરો બેખંગ, બેખંગરો સસભ્રાખ, સસભ્રાખરો કંસવન ધન, કસંવરધનરો વામન, વામનરો માનધાતા, માનધાતારો કરીઅપ, કરીઅપરો છંભાછપ, છંભાછપરો પ્રભાત, પ્રભાતરો ત્રશીંધ, ત્રશીંધરો હરચંદ, હરચંદરો રોહીદાસ, રોહીદાસરો જમદગધ, જમદગધરો, ફરસરામ, ફરસરામરો શ્રીધર, શ્રીધરરા મંગડ. ભંગડરો ભાગીરથ ભાગીરથરો દુદેવ, દુદેવરો અજેપાળ, અજેપાળરો રૂધ રૂધરો દશરથ, દશરથો રામાવતાર, રામરો લવ, લવરો પરીખત, પરીખતરો ઈઆસેન ઈઆસેનરો બીઆસેન, બીઆસેનરો વાસદેવ, વાસદેવરો કાનદેવ, કાનદેવરો પ્રભુપત, પ્રભુપતરો, અનરદ અનરદરો વનરદ, વનરદરો વછરાજા, વછરાજારો બુધાવતાર, બુધરો નૂરસતાગર રુરરો અમીવિખ, અમીવિખરો આલીશેર (હજરતઅલી) આ લીસેરરો આદમ, આદમ, મોરો નામ ધરાવસે.

## પીર ઈમામુદીન

પીર કબીરદીનના અંતકાળ વખત પીર ઈમામુદીન હાજર ન હતા, પણ જ્યારે ઝનાજો તૈયાર કર્યો ત્યારે આવી પહોંચ્યા. ઈમામુદીનને ઝનાજો અટકાવ્યો અને પોતાના વારસાનો હિસ્સો માગ્યો. લોકોએ તેની હાંસી કરી, પણ તેણે તો પોતાની વિનંતી જારી રાખી અંતે ઝનાજામાંથી હાથ નીકળ્યો અને પીર ઈમામુદીનને સાકર અને તસબી મળી.

અમદાવાદના કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ ઈ.સ. ૧૮૭૧ના ડિસેમ્બરના બુદ્ધિપ્રકાશમાં પીરાણાની કથા લખી છે તે જાણવાજોગ જાણી આમાં ઉતારૂં છું.

'પીરાણાની જગ્યા અમદાવાથી ગાઉ પાંચ દક્ષિણમાં મોજેગરમથા પાસે છે તે ગામમાં ૭-૮ રોજા છે તેમાં કબરો છે. જગ્યા જોવાલાયક છે. કેટલાએક સાહેબ લોકોએ તેનીછબી પાડી લીધીછે. પીરાણાનોપંથ કહેવાય છે. તેની હકીકત જાણવા લાયક છે એવું જાણીને પ્રસિદ્ધ કરી છે તેમાં મુખ્ય રોઝો ઈમામશાહનો છે. તેના માલેક તેના મુઝાવર કાક. નથુ સામજી હાલ છે તે જાતે લેઉવા કણબી છે તેની ઉમ્ર બોતેર વર્ષની છે તેની ગાદીએ જે બેસે અથવા સંસાર તઝી તે તેમના ધર્મનો સાધુ જેથાય તે કાકા કહેવાય છે.







પીરાણાનીજગ્યામાં તેમનાનોકર તથા કાક મળીને પચાસ માણસોરહે છે તે રોજાને લગતો વસ્તી પંચોતેર ઘેંનીછે. વર્ષ દહાડે સેવક લોકો તરફથી પેશવર. આશરે દસહજાર રૂપિયાનો છે ત્યાં રાંધેલું તથા કાચા અનાજનું સદાવૃત્ત હિંદુ અને મુસલમાનની ખારીને અપાય છે.

## 'તે ધર્મ ચલાવનાર ઈમામશાહની હકીકત'

'વિક્રમ સંવત ૧૫૧૦ તેસાલમાં ઈરાનથી ઈમામશાહ નામે સૈયદ ગુજરાતમાં આવ્યા. તેણે ગરમથા ગામની ભાગાળે ટેકરા ઉપર મુકામ કર્યો. એવામાંબે વર્ષથી વરસાદ વરસેલો નહીં તેથી ગામના પાટીદારોએ ઈમામશાહને મહાપુરૂષ જાણી તેમની પાસે જવા વિનંતી કરીને વરસાદ માગ્યો. ત્યારે ઈમામશાહે કહ્યું કે "અબી વરસાદ આયેગા". પછી તરત વરસાદ થયો તેથી પાટીદાઓએ તેમને ગુરૂ કર્યા."

"પછી ઈમામશાહ પાટીદારોને કહ્યું કે ગામથીદૂર મારે વાસ્તે એક જગા બંધાવી આપો ને તે આ ગામથી પશ્ચિમ દિશાએ હું તીર ફેંકુ તે જ્યાં જઈપડે તે ઠકાણે બંધાવી આપો.પછી તે ઠેકાણે ઝુંપડી બંધાવી આપી. એવામાં અમદાવાદના બાદશાહે શિકાર કરવા વાસ્તે (મહમદ બેગડો હશે) ત્યાં આવીને મુકામ કર્યો તેણે ઈમામશાહની પરીક્ષા લેવા સારૂં દૂધમાં ઝેર નાખીને પાયું. તો પણ ઈમામશાહને કંઈ પણ ઈજા થઈ નહીં વળી બાદશાહે બિલાડીનું માસ રાંધીને તેની આગળ મુક્યું ત્યારે ઈમામશાહે કહ્યું કે 'ઓ બચાં કાયકોં મરી પડે હયે ' તેથી બિલાડી જીવતી થઈને તેમની પાસે ગઈ. વળી બાદશાહે માસની રકાબી મોકલવાની કહ્યું કે આમા ગુલાબનાં ફૂલ તમારે વાસ્તે મોક્લાયંછે. એમ કહીને મેજ ઉપર રકાબી મુકી. પછી ઈમામશાહે રૂમાલ ઉઘાડ્યો એટલે તેમાં ખરેખર ફૂલ થઈ ગયાં ને સૌને વહેંચી દીધી."

"પછી બાદશાહ ઈમામશાહને પોતાના તરબારમાં અમદાવાદ લઈ ગયા તે કેટલાક દહાડા અમદાવાદમાં ને કેટલાક દહાડા પોતાની જગ્યામાં આવીને રહેતા હતા. તે બાદશાહને એક દીકરી હતી તે નરમહંમદશાહ ઉપર મોહિત થઈ તેથી બાદશાહે તેમની સાથે પરણાવી.

તેનો મહેલ અમદાવાદમાં હતો. તે બાઈને પેટે ચાર દીકરા થયા તેઓના વંશના સૈયદો પીરાણાની વસ્તીમાં રહે છે. તે વંશના હાલ આશરે ૧૩૦ પુરૂષો છે. તેઓનું ગુજરાન હાલ પીરાણાની પેદાયશમાંથી ચાલે છે. તેઓમાંનો કોઈ પીરાણાની ગાદી ઉપર ગણાતો નથી. પણ તેઓને ગોરના જેટલું માન પીરાણાના ધર્મના લોકો આપે છે."

'જ્યારે ઈમામશાહ ઘરડાં થયા ત્યારે તેણે પોતાની કબરને વાસ્તે પીરાણામાં રોઝો બંધાવવા માંડયો તે ઉપર આશરે દોઢ લાખ રૂપિયા ખર્ચ્યા તે રોઝાથી દક્ષિણ તરફ ચાળીસ કદમ છેટે 'નગીના ગોમટી' નામે પોતાની બેઠક છે ત્યાં ગાદી ઉપર બેસીને રોજ સાંજે ગાદી નીચેથી નાણું કાઢી કાઢીને મજૂરોને ચૂકવી આપતાં હતાતેથી મજૂર કોળીએ જાણ્યું કે આ ગાદી હેંઠ ખજાનો છે તેથી તેમણે રાત્રીએ આવીને તે ઠેકાણે ચોરી કરવા સારૂં ખોદ્યું. પણ કંઈ મળ્યું નહિ. બીજે દાહડે સાંજેમજૂરી ચૂકવી આપતાં ઈમામશાહે કોળીને કહ્યું કે તમેરાતે જે ગાદી હેઠે ખોદવાની મજુરી કરી તેના આ પૈસા લ્યો. એમ કહીને પૈસા આપ્યા".



'જ્યારે રોઝો તૈયાર થયો ત્યારે તેમની સેવામાં મુખ્ય સેવકો પાંચ હતા. તેમના નામ હાજરબેગ, મુસલમાન, ભાભારામ ગાડીવાન, કણબી લેઉવા, નાઈઆ કાકા કોળી, શાણા કાકા લેઉવા કણબી અને કીકીબાઈ ભાભારામની બહેન તે પાંચ જણાએ કહ્યું કે આપે હવે સ્વર્ગમાં જવાની તૈયારીમાં છો અને આપની સેવા આજ સુધી કરી તેના બદલામાં શું ફરમાવો છે.

''ઈમામશાહે હાજરબેગને કહું કે જ્યારે મારો દેહ પડશે ત્યારે તારો દેહ પડશેને તારી લાશને મારા રોજાથી વીસ કદમ દૂર દફનાવવામાં આવશે અને ઉનાળામાં ગમે તેવા તડકો પડે તો પણ તારી કબર અગાશીએ છતાં તાપ લાગશે નહિં. તે ઠંડી રહેશે અને મારા સેવકો તારી કબરને ફૂલ ચડાવ્યા પછી મારી કબરને ચડાવશે તેમ આજ થાય છે.''

''ભાભારામને કહ્યું કે ચરોતરમાં પેટલાદ પ્રગણામાંદેવા ગામ છે ત્યાં જઈને તમે મુકામકરો અને કીકીબાઈને કહ્યું કે, તમે પણ દેવા ગામથી એક ગાઉ ઉપર ગામ વસાવીને રહો. તમારી બંનેની માનતા મારા જેવીજ ત્યાં ચાલશે. પછી તેઓ ત્યાં ગયા. ચીચીબાઈએ ગામ વસાવ્યું તેનું નામ કીકીબાઈની રોણ કહેવાય છે. તે બંને ગામોમાં તેઓના રોઝા છે.ત્યાં સદાવૃત અપાય છે. અને ત્યાંની પેદાયશના અને જગ્યાના માલેક તેમના વંશના છે તેઓ ''કાકા'' ઉપનામથી કહેવાય છે.''

''નાઈઆ કાકાને ઈમામશાહે કહ્યું કે, તમે રેવાકાંઠે કાનમ પ્રગણામાં કુકશ ગામમાં ત્યાં જઈને રહો. ત્યાં તમારી માનતા ચાલશે, શાણાકાકાને પીરાણાની ગાદી ઉપર રહેવાનું કહ્યું તેથી તેઓ ત્યાંજ રહ્યા. ગાદી ઉપર રેહવાનું કહ્યું. ગાદી ઉપર બેસે તે સંસારનો ત્યાગ કરે છે ભગવા લુગડા પહેરે છે અને દાઢી રાખે છે. માથે ધોળી પાઘડી બાંધે છે. અંગરખું ધોળુ, પહેરવાનું ધોતીયુંતથા ચાદર ભગવી કરે છે, કાછડી વાળે છે.''

જ્યારે તે દેહ મુકે ત્યારે તેમના હજૂરના ત્યાગી સેવકોમાંથી તેની ન્યાતનો જે હુશિયાર જણાય તેને સર્વ સેવકો મળીને ગાદીએ બેસાડે છે અને તે કાકો કહેવાય. જે કાકાઓની એકવીસમી પેઢી હાલ છે. પેઢી એટલે શિષ્ય-પરંપરા ગાદીના વારસ.''

''ઈમામશાહે દેહ મુક્યો ત્યારે તેની કબર તે રોઝામાં કરી રોઝા મહીના પછી છઠી તારીખે તેમના ઓરસનો દહાડો આવે છે. તે દહાડે હિંદુ તથા મુસલમાનોનો મેળો ભરાય છે. તે સિવાય બાર મહિનાની બાર બીજો, ગોકુળઆઠમ, ધરો આઠમ, ભાદરવા સુદ ૧૧ને દાહડે પણ ત્યાં મેળો ભરાય છે ત્યાં જીવહિંસા થતી નથી.''

''તેમના સેવકો મુખ્ય લેઉવા તથા કડવાકણબીઓ છે કાછીઓ, સોની,બ્રાહ્મણ અનેવાણીઆ પણ છે. કોઈ મુસલમાન પીરાણાનો સેવક નથી. મુમના મુસલમાન છે તેઓ પીરાણાનો બીજી રોજો નુરશાહનો છે તેને માને છે. તેમની ગાદીએ મુમનાની ન્યાતનો કાકો છે તે મુમના,હિંદુઓમાંથી વટલીને થએલા કહેવાય છે. તેઓ મુસલમાનો સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખે છે. લગ્ન ક્રિયા પણ મુસલમાનની પેઠે જ કરે છે.

''ત્રીજી સુરભાઈની જગ્યા છે તે રોજો નથી તેમાં ગાદી છે તેને રબારી લોકો માને

છે. ચોથો બાલા મહમદશાહનો રોજો છે. અને શેખ મુસલમાન જાતના લોકો માને છે. એ ત્રીજી જગ્યાના માલિક બાજીભાઈ સૂરજીભાઈ છે. તે જાતે શેખ કહેવાય છે ને તે રબારી છે શેખ જાતિ હિંદુ મુસલમાનથી જુદી છે. ચોથી જગ્યાના માલિક પણ બીજા શેખેછે. એ ચારે ગાદી વાળા કાકા કહેવાય છે.

પાંચમી જગ્યા બાકરઅલીએ સંવત ૧૮૮૮માં બનાવી છે. તે રોજો છે. તેમાં બાકરઅલીની કબર છે. તેની વાત એમ છે કે તેના મૂળ પૂરુષ અકલમીયાં દિલ્લીમાં રહેતા હતાં તે જાતના સિંધી હતા. પણ સૈયદ બનીને પીરાણાની ઈમામશાહની જગ્યાના ધણીપણાનો બાદશાહનો પરવાનો લઈને અમે ઈમામશાહની ઓલાદના સૈયદ છીએ. એવું કહીને તે આવ્યા. તે સમય કાકા લોકો તથા ઈમામશાહની ઓલાદના ખરા લોકો દેશમાં ફરવા ગયેલા તેથી આકલમીયાંએ જગ્યા કબજે કરીને એક બે વર્ષ વહીવટ કર્યો.

પછી કાકાલોકો અને સૈયદો આવ્યા તેઓએ અમદાવાદના મરાઠા સુબા આગળ ફરીયાદ કરી તે સૂબાએ વાદી-પ્રતિવાદીઓને પુના મોકલી દીધા ત્યાં ખરા સૈયદોએ દિલ્લીથી મેજર મંગાવીને સાબીત કરી આપ્યું કે આકલમીયાં સિંધી વંશના છે સૈયદ વંશના નથી. તેથી પુનાની સરકારે આકલમીંયા કનેથી પચીસ હજાર રૂપિયાનો મચરકો લખાવી લીધો અને જગ્યા કાકાને તથા ખરા સૈયદોને સોંપી પછી આકલમીંયાના વંશના અમદાવાદ તથા ખંભાતમાં રહ્યાં. આકલમીંયાના ફાજલ તેના સરીફ, તેના બડામીંયા તેના પુત્ર, બાકરઅલી થયા. તેના દત્તપુત્ર હુસેનમીયાં હાલ હયાત છે. તેઓને પિરાણાંમાં જુદી જગ્યા બાંધવાની ઘણી આતુરતા હતી. પણ જગ્યા મળતી ન હતી. એવામાં અમદાવાદનો એક તરગાળો કે જેની ચોથી પેઢીએ હાલ મોતી નાયક છે તે તરગાળે બે-ત્રણ વર્ષ સુધી મોજે ગીરમથામાં ભવાઈ કરીને કોઈ પાસેથી એક પૈસો લીધો નહીં પણ ત્યાંના પાટીદારોએ કંઈ આપવાનું કહ્યું ત્યારે નાયકે કહ્યું કે મને તો એક ખેતર પસાયતું આપો તોલઉં પણ કરપેટીઉ નામે ખેતર જેમાં કબરો ઘલાતી હતી તે ખેતર નાયકને આપ્યું. તે ખેતર તેની પાસેથી સરીફમીંયાએ રોજો બંધાવવા સારું વેચાતું લીધું પણ પેશ્વા સરકારનો હુકમ એવો હતો કે તેઓએ ત્યાં જવું નહીં અને ત્યાં જગ્યા બાંધવી નહી. તેથી તેઓ રોજો બંધાવી શક્યા ન હતાં. પછી અંગ્રેજ સરકારનો અમલ થયા બાદ સંવત ૧૮૧૮માં તે ખેતરમાં બાકરઅલીને દફનાવીને તે ઉપર રોજો બાંધ્યો. તેમના પણ કેટલાક સેવક છે ને પાંચ હજાર રૂપિયાની પેદાઈશ છે. અને તે સેવકોના પૈસાથી જ તે રોઝો બંધાયો હતો. તેણે હવેલીઓ વગેરે ચણાવીને રૂપિયા ૮000નું કરજ કર્યુ હતું. માટે સેવકોએ તે જગ્યા કબજે કરીને દેવું પતાવ્યું. અને હુસેનમીયાંને દરસાલ આશરે રૂ. પાંચસોની જીવાઈ બાંધી આપી. અને જગ્યા ઉપર એક કણબી કાકો બેસાડ્યો. એ વાત આજથી આશરે પચ્ચીસ વર્ષ ઉપર બની હતી.

પીરાણામાં ઉપર પ્રમાણે પાંચ ગાદીઓ છે અને તે ઓના સેવકો જુદા છે તે નીચે લખેલા નામથી ઓળખાય છે.

(૧) ઈમામશાહની ગાદીને માનનારા "ઈમામશાહી"





(૨) સુરાભાઈની ગાદીને માનનરા "પાંચીયા"

(૩) બાલા મહંમદશાહની ગાદીને માનનારા "સાતીઆશેખ"

કાકાભાઈ કારભારીઓ થઈને માલેક થયા. તેમાં પાચં કારભારીઓએ કામ ઉઠાવી લીધું તે "પાંચીઆ" અને આઠે લીધું તે 'આઠીઆ" ઈત્યાદી.

(૪) બાકરઅલીની ગાદીને માને છે તેઓ "આઠીઆ" કહેવાય છે.

(૫) નૂરશાહનો રોજો છે. તે અમદાવાદના નુરશાહી મુમના માને છે તેનું પીરાણામાં કારખાનું નથી. ફક્ત કાકા શીરા મુરાદ સહકુટુંબ પીરાણામાં રહે છે. તે ખેતનો ધંધો કરે છે. અને રોઝામાં દીવાબત્તી કરે છે. દીવાબત્તીનું ખર્ચ નૂરશાહીમુમના આપે છે.

(૧) ઈમામશાહના સેવકો સુરતમાં તથા સુરત જિલ્લાના ખાનદેશમાં, બુરાનપુર, વગેરેમાં કચ્છમાં ભાવનગર, વડોદરા, ખંભાત, ચરોતર, તથા અમદાવાદમાં છે.

(૨) સુરાભાઈની ગાદીના સેવકો પાટણ પ્રગણામાં બલેશણગામમાં રબારી છે. અને સિંહોરમાં સોની છે. કચ્છ-માંડવીમાં સોની તથા કંસારા લોકો છે તથા મુંબઈમાં પણ સોની છે.

(૩) બાલા મહંમદશાહના સેવકો વસો તથા પેટલાદ, ખંભાત, નડીઆત અને બોરસદમાં તથા અમદાવાદમાં શેખ લોકો છે.

(૪) બાકરઅલીના સેવકો સુરત, વડોદરા, અમદાવાદ, મહીકાંઠા, અને કાઠીયાવાડમાં કાછિઆ, કણબી, કોળી, સોની તથા સુથાર લોકો છે.

સૌથી વધારે સેવકો ઈમામશાહના છે. મોટા મોટા ગામોમાં તેમના ધર્મની જગ્યાઓ છે. કાકા લોકો ત્યાં ફરવા જઈને ઉતારો કરે છે. દરરોજ તે ગામના સેવકો ભેગા થઈ ઈમામશાહની પ્રાર્થના કરે છે. તે જગ્યાનું નામ "ખાનુ" અથવા "પોશાળ" કહેવાય છે. અમદાવાદમાં જમાલપુરમાં કાછીઆશેરી આગળ હળદળિ?ની પોળમાં ઈમામસહાનું ખાનું છે. અમદાવાદમાં ઈમામશાહના સેવકો બસો આશરે છે.

હી. સન ૭૪૦માં ઈમામશાહનો જન્મ ઈરાનમાં થયો.પછી મક્કે થઈને પ્રથમ કોચરબપાલડીમાં આવ્યા. પછી ગીરમઠે આવ્યાં તે હીજરી સન ૮૧૫ રમજાન મહિનાની તારીખ પચ્ચીસમીએ પડદે થયા એટલે ગુજરયા" (પેલાં બતાવેલાં વર્ષો અને આ વર્ષોમાં અંતર આવે છે.)

## ઈમામશાહનો ચમત્કાર

ઈમામશાહની હયાતીમાં એક સમય ગુજરાતના હિંદુઓનો સંઘ કાશીએ જવા સારૂ મળીને ગીરમઠે મુકામ કર્યો. તેમના લોકો ઈમામશાહના દર્શન કરવા ગયા, ઈમામશાહે પુછ્યું કે તમે સૌ ક્યાં જાઓ છો. તેઓએ કહ્યું કે, અમે કાશીની યાત્રાએ જઈએ છીએ. ઈમામશાહે કહ્યું કે તમારું મનસાબીતહશે તો તમને કાશીની યાત્રા અહીંજ થશે. પછી







રાત્રિએ સૂઈ રહ્યાં અને સવારે ઉઠે ત્યાં કાશી દીઠી, ગંગામાં સૌ નાહ્યા. અને દેવદર્શન કર્યા અને કાઠીની હુંડી વટાવીને નાણાં લઈ કાશીના બ્રાહ્મણો જમાડ્યા પછી રાત્રીએ સૂઈ રહ્યા અને બીજે દહાડે સવારમાં ઉઠ્યા ત્યારે ફક્ત પીરાણાની જગ્યા દીઠી.

પછી ઈમામશાહને ગુરૂ કર્યા અને રજા માંગી ત્યારે ઈમામશાહે બ્રાહ્મણને કહ્યું કે તમે આ જનોઈઓ કાઢી નાખો અને અમારા નામની નવી જનોઈઓ પહેરો. પછી એમ કર્યું તેથી ત્યાં સવામણ જનોઈઓ ઉતરી હતી.

ઈમામશાહ હક્ક થયા પછી જ્યારે અક્કલમીંયાએ આવીને જગ્યા દબાવી ત્યારે ઈમામશાહના દીકરા અશરફશાહ દિલ્લી ફરીયાદ કરવા ગયાં એ અશરફશાહનો રોજો ધોળકામાં લાકડાકુઈ આગળ છે. બાદશાહે કહ્યું કે આકલમીંયા કહે છે કે અમે ઈમામશાહની ઔલાદના છીએ અને તમે પણ એમ કહો છો. માટે તમારી કાંઈ પીરાઈ બતાવો. તો અમે માનીએ. વળી કહ્યું કે લોઢાનો તવો તપાવીએ તે ઉપર રહીને જો નમાજ પઢો તો તમને તે જગ્યાની સણંદ આપીએ. એ વાત તેમણે કબૂલ કરીને જુમે રાતનો ઠરાવ રાખ્યો. પછી બાદશાહ સાથે નમાજ પઠવા ગયા તે જ વખતે પોતે નમ્યા એટલે મસ્જીદના બે ટોડા નમ્યા અને પોતે ઉભા થયા એટલે ટોડા પણ પાછા ટટ્ટાર થયા. તે જોઈએને બાદશાહ અચરજ પામ્યા અને પીરાણાની ૪૫ વિઘા જમીનનો પરવાનો કરી આપ્યો. તથા તે જગ્યાની માલીકી લખાવી આપી

હાલ ઈમામશાહની માનતા ચાલે છે લોઢાની બેડી તુટે છે, મતલબ કે કોઈને માથે તહોમત આવી હોય તે ધણી લોઢાના વાળાની બેડીઓ પહેરીને કબર આગળ જાય એટલે તે જો સાચો હોય તો બેડી એકદમ તુટી પડે છે. તેથી લોકોને ભરસો આવે છે. તે માણસ નીઅપરાધી છે.

## ધર્મ વિષે

કોઈ કાકા ફારસી ભણતા નથી. નમાજ પઢતા નથી, પણ કાકાના મુડદાને દાટે છે તેઉપર કબર કરે છે ઈમામશાહે શિક્ષાપત્રી ગુજરાતી ગદ્યમાં લખી છે. "શિવોહં શિવોહં" એમ ભજન કરે છે. ઘણું કરીને વેદાંત મતને માને છે. ઈમામશાહને ફક્ત ગુરૂ માને છે. કેટલાક ભોળા સેવકો ઈમામ શાહનું ભજન કરે છે. "ઈમામ કેવલમ" એવો જાપ પણ કરે છે. બાર મહિનાનીબાર બીજોના ઉપવાસ સૌ સેવકો કરે છે. તથા દર ગુરૂવારે ઉપવાસ પણ કરે છે. રોજા મહિનામાં રોજા કરે છે. મહોરમમાં કંઈ કરતા નથી. સૈયદો કરે છે.

સેવકો સૌ સૌની નાતમાં છે. તે નાત બહાર રહ્યા નથી. મડદું બાળે છે. અને બ્રાહ્મણ પાસે લગ્ન ક્રિયા કરાવે છે. કચ્છના મુમનાઓ મડદું ઠાઠડીમાં બાંધીને લઈ જઈને દાટે છે. અને બ્રાહ્મણોને બોલાવ્યા વગર લગ્ન ક્રિયા એવી રીતે કરે છે કે ઈમામશાહની ગાદી આગળ વરન્યાને લઈજઈને લગ્ન કબૂલ કરાવે છે. એટલે બસ જેમ બીજા હિંદુઓ મુડદાના ફૂલ ગંગાજીએ લઈ જાય છે તેમ પીરાણાનાં હિંદૂ સેવકો કેટલાક મુડદાનાં હાકડા લઈ જઈને પીરાણાની જગ્યામાં દાટી ઉપર નાની તકતી મૂકે છે.



પોતપોતાની નાતના ચાલ ના હિંદુઓના તહેવાર હિંદુ સેવકો કરે છે. ગીતા સુંદરવિલાસ, અખેગીતા વગેરે વાંચે છે. સુન્નત કરાવતા નથી. દાઢી રાખતા નથી. ચોટી રાખે છે. કેટલાય એક તો હિંદુના દેવોને માને છે. કોઈની બાયડી, છોકરા, વૈષ્ણવની કંઠી બાંધે છે.

પીર ઈમામશાહે પોતાના શિષ્યોને પીર સુદરદીન અને કબીરદીનના મત પ્રમાણે બોધ કરેલ છે. પણ તેણે શિષ્યોને સ્વતંત્ર પોતાના કબજામાં રાખવા સારું નિષ્કલંકી અવતાર ઉપર પડદો નાખી દીધો. અને ફરી માતા પંથ મતમાં ભેળસેળ કરી નિષ્કલંકી અવતાર આવવાના ચિહ્ન બતાવ્યાં તેમાં અગત્યની વાત એ હતી કે જ્યારે નિષ્કલંકી અથવા મહેંદી હિંદમાં આવશે ત્યારે પીરાણાનો રોજો સોનો થઈ જશે. અને નિષ્કલંકી જોડે પીર ઈમામદીન તખ્તનશીન થઈ લોકોના ઈન્સાફ કરશે.

**મોમન ચીંતામણીના પાઠ.**

*જ્યારે જંબુદ્વીપ નગરીમાં શાહ દેશે પાય. ત્યારે ગુર ઈમામશાનો રોઝો સોનાનો થાય,*
*ત્યારે ગુર ઈમામશા, બેસે શાહજીને પાસ. ત્યારે સાચા મુનીવરની થાશે બક્ષીસ.*

પીર ઈમામશાહે પોતાના શિષ્યોને એવી પણ સમજ આપી હતી કે, હાલ હું તમારો ગુરૂ છુ અને મહમદશાહ ઈશ્વરનો અવતાર છે.

પીર ઈમામશાહના પુત્ર મહમદશાહ જેને નૂરમહમદશાહ પણ કહે છે. (નર એટલે ઈશ્વર)તેણ કહેલી વાણીમાં "સતવેણી" નામનું જ્ઞાન શ્રેષ્ઠ છે.એ જ્ઞાનમાં વૈરાગ્ય અને જ્ઞાન નિરૂપણ કર્યુ છે.

**પાઠ.**

*જોઈ વલોવે આપકું, નેહકી રવાઈ ડાલ, જુઠી છાશ દૂર કરો, તો મસકા દેખો જાય.*

સતવેણીનાજ્ઞાનમાં અવતારની કોઈ જગ્યાએ પિછાન આપી નથી તેમ દશંદનો પણ બોધ કર્યો નથી, પણ તેથી વિરુદ્ધ પૈસાના લાલચુને માટે ટીકા કરી છે.

*વલી મુસાયક જે કલાવે, દોકડે ધમડે પર જીવ લાવે, સુધા કાફર ઉસકું જાણે, સેતાનરૂપ તમે દેખ પિછાણો.*

આ સતવેણી નૂરમહમદશાહે સિંધના ખોજાઓને ભેટ મોકલી તે તેઓએ આગા ઈસલામશાહના શાહજાદા અબ્દ સલુમનેબતાવી તેમણે નૂરમહમદશાહને ન્યાત બહાર મુકવાનો તાલીકો મોક્યોઃ પણ ઈસલામશાના જુદા મુરીદ હતા તેથી તેને કંઈ અસર થઈ નહીં.

પીરાણાની દરગાહની વારસદારી કચ્છના માનકુવા ગામના લધા કણબીના હાથમાં છે. એનો વડીલ વાલો વેલાણી શીકરામાં રહેતો હતો તે ત્યાંના ગ્રાશીઆની અડચણને લીધે માનકુવામાં રહ્યો. વાલાનો ગોપાલ,તેનો માવજી, માવજીનો હિરો અને હીરાનો લધો એમ તેની વંશાવળી છે.

(ખોજા વૃતાંત પેજ નં. ૧૭૯ થી ૧૮૮)

# (૧) હિંદુ ધર્મ

## સ્વામી વિવેકાનંદ

હિંદુ શબ્દથી આપણને ઓળખવાની આજકાલની રીતપડી ગઈ છે, તેનો કશો અર્થ રહ્યો નથી, કારણ કે આ શબ્દનો અર્થ સિંધુ નધીની પેલે પાર રહેનારા લોકો એટલો જ માત્ર હતો. પ્રાચીન ઈરાનીઓએ આનામને બગાડીને હિંદુ એવો અપભ્રંશ કર્યો. સિંધુ નદીની પેલે પાર રહેનારા બધા લોકોને તેઓ હિંદુ કહેતા. આ શબ્દ આ રીતે આપણી પાસે આવ્યો છે. અને મુસલમાનોના અમલ દરમિયાન આપણે પોતે એ શબ્દોને અપાવી લીધો છે. અલબત્ત, એ શબદવાપરવામાં કશુંય નુકશાન ભલે ન હોય, પણ મેં કહુંય તેમ,તેની સાર્થકતા રહી નથી, કારણ કે એ ધ્યાનમાં રાખવા જેવું છે કે સિંધુની આ બુજએ રહેનારા બધા લોકો પ્રાચીન કાળની પેઠે અત્યારના સમયમાં એક જ ધર્મ પાળતા નથી. ળથીએ શબ્દ એકલા ખરા હિંદુઓને જ નહીં પરંતુ મુસલમાનો, ખ્રિસ્તીઓ, જેનો અને હિંદમાં વસનારા બીજા લોકો પણ આવરી લે છે. માટે હું હિંદુ શબ્દોનો ઉપયોગ નહીં કરું ત્યારે આપણે ક્યો શબ્દ વાપરશું માત્ર જે બીજા શબ્દોનો આપણે ઉપયોગ કરી શકીએ તેમ છીએ તે છે કાં તો વૈદિકો એટલે વેદના અનુયાઓ અથવા તો વધુ સારી રીતે બોલીએ તો વેદાંતીઓ એટલે કે વેદાંત ના અનુયાયીઓ જગતના ઘણાખરા મહાન ધર્મો અમુક પુસ્તકને માને છે. તેઓ માન છે કે એ પુસ્તકો ઈશ્વરની વાણી છે. અગર કોઈ દિવ્ય પુરૂષોની વાણી છે. અને એ તેમના ધર્મના આધાર રૂપ છે. હવે આવા બંધાં પુસ્તકોમાં પશ્ચિમના આધુનિક વિદ્વાનોના મત પ્રમાણે હિંદુઓના વેદો પ્રાચીનમાં પ્રમાચીન છે. એટલા માટે વેદે વીશે થોડીક સમજૂતી જરૂરી છે.

જેમ વેદ કહેવાય છે તે લખાણનો સમૂહ અમુક માણસોની વાણી છે. એવું નથી એનું કાળ કે તારીખ કદી નક્કી થયો નથી. કદી નક્કી થઈ શકે એમ નથી. અને આપણી માન્યતા પ્રમાણે તો વેદો સનાતન છે. હવે એક મુખ્ય મુદ્દો હું તમને યાદ રાખવાનું કહું છું. તે એ છે કે વિશ્વના બીજા બધાં ધર્મો જેગ્રંથોને પ્રમાણ ગણે છે તે અંગે તેમનો એવો દાવો છે કે તે ગ્રંથનાં શબ્દો એક વ્યક્તિ રૂપ ઈશ્વર પાસેથી અતવા વ્યક્તિરૂપ ઘણ દેવતાઓ પાસેથી અથવા ઈશ્વરના ખાસ દૂતો પાસેથી અમુક વ્યક્તિઓને આપવામાં આવેલ છે. જ્યારે હિંદુઓનો દાવો એવો છે કે વેદોનું પ્રમાણ બીજા કોઈ પાસેથી મળેલું નથી. વેદો સ્વયં પ્રમાણ છે. કારણ કે એ સનાનત છે. અને ઈશ્વરનું જ્ઞાન છે. એ વેદો કદી પણ લખાયા નથી. એમની કદી રચાના કરવામાં આવી નતી. અનંતકાળ દરમિયાન એમુનું અસ્તિત્વ રહેતું જ આવ્યો છે. જે પ્રમાણે ઈશ્વરું જ્ઞાન પણ આદિ અને અનંત છે. અને વદોનો અર્થ થાય છે જ્ઞાન, (વિદ્ય એટલે જાણવું) જે જ્ઞાન સમુહને વેદાંત કહેવામાં આવે છે. તેની શોધ કરનારા મહાપુરૂષોને ઋષિ કહેવાય છે. અને ઋષિ એટલે મંત્ર દ્રષ્ટાં એટલે કે વિચારને જોનારા એ વિચાર એમનો પોતાનો હતો એું નહીં. જ્યારે જ્યારે તમારા સાંભળવામાં આવે કે વદના અમુક મત્રો અમુક ઋષિ પાસેથી આવ્યા છે ત્યારે એમ ન ધારતા કે એ ઋષિએ એલખ્યા અથવા પોતાનાં જ મનમાંથી ઉત્પન્ન કર્યા. એ વિચાર મંત્રની ભાવના અગુથી જ





અસ્તિવમાં હતિ. એ ઋષિ તો માત્ર એના દ્રષ્ટાં એટલે કે જોનારા હતાં. એ વિચારતો વિશ્વમાં સનાતનકાળથી અસ્તિવમાં હતો જ આ ઋષિ તેના શોધનારા હતા. ઋષિઓ બધા આધ્યાત્મિક શોધકો હતા.

આ લખાણોનો સમુહ એટલે કે વેદ મુખત્વે કરીને બે વિભાગોમાં વહેંચાયેલા છે. એક કર્મકાંડ અને બીજો જ્ઞાનકાંડ અનુષ્ટાન અંગેનો વિભાગ અને અધ્યાતિમક વિભાગ કર્મકાંડમાં જુદા જુદા યજ્ઞનો છે. પાછળથી એમાંના ઘણાંખરાને પડતા મુકવામાં આવ્યા છે. કારણ કે ચાલુ સંજોગોમાં એ અનુષ્ઠાન કરવા યોગ્ય નથી રહ્યો. પરંતુ બીજા કેટલાક આજ સુધી એક યા બીજે રૂપે ચાલુ રહ્યા છે. કર્મકાંડના મુખ્ય વિચારોમાં માણસની ફરજો વિદ્યાર્થીની ફરજો, ગ્રહસ્થની ફરજો. વિગેરે છે.

(પેજન નં. ૧૪-૧૫)

## (૨)

છેલ્લા છસો કે સાતસો વર્ષથી થઈ રહેલી અધોગતિનો તો વિચાર કરો. જ્યારે પુખ્ત ઉમંરના મામસો સેંકડોની સંખ્યામાં એકઠા મળીને વર્ષોના વર્ષો સુધી એવી ચર્ચાઓ ચલાવ્યા કરે પાણીનો પ્યાલો આપમે જમણે હાથે લઈને પીવો જાઈએ કે ડાબે હાથે હાથ ત્રણ વાર ધોવા જોઈએ કે ચારવાર કોગળા પાંચવાર કરવા જાઈએ. કે છ વાર જ્યારે માણસો આના જેવા અતિ મહત્ત્વના પ્રશ્નો પર ચર્ચાઓ ચલાવવામાં અને તેના ઉપર અતિ વિદ્વતાપૂર્ણ તત્વજ્ઞાનનાં ગ્રંથો રચવામાં જીંદગી આખી કાઢી નાખે ત્યારે તેવા માણસો પાસેથી તમે શેની આશા રાખી શકો. આપણો ધર્મ રસોડામાં જ ગોંધાઈ રહેવાનો ભય ઊભો થયો છે. આપણાંમાંથી ઘણાખરા નથી રહ્યાં વેદાંતીઓ, નથી રહ્યાં પૌરાણીકો, કે નથી રહ્યા તાંત્રિકો આપણે રહ્યા છીએ માત્ર ''અડશોમાં વાળા'' આપણો ધર્મ છે રસોડામાં આપણો ઈશ્વર છે રાંધવાનું હાંડલું અને આપણો ધર્મ છે ''અડશોમાં મને હું પવિત્ર છું.'' આવું જો બીજા એક સૈકા સુધી ચાલ્યા કરે તો આપણામાંનો દરેક જણ પાગલ ખાનામાં જવાનો મન જ્યારે જિંદગીની ઉચ્ચ સમસ્યાઓને ગ્રહણ કરી શકતુ ન હોય, બધી મૌલિકતા ચાલી ગઈ હોય મન પોતાનું વધુ જોર પોતાની ચપળતા, અને પોતાની વિચાર કરવાની શક્તિ ખોઈ બેટું હોય કેવળ જે મળી આવે તેનાંમાં નાના વર્તુળમાં ફર્યા કરવાનો પ્રયાસ હોય.

(પેજ નં. ૫૬)

## (૩) ભારતીય જીવનમાં વેદાંત

એક એવો શબ્દો છે કે જે આપણી જાતિ અને આપણાં ધર્મની સંજ્ઞા તરીકે સાવ સામાન્ય થઈ પડ્યો છે વેદાંત ધર્મથી હું જે કહેવા માંગુ છુ તેના સંબંધમાં હિંદુ શબ્દને જરા સમજવાની જરૂર છે. પ્રાચીન ઈરાનીઓ સિંધું નદીને હિંદુ શબ્દથી ઓળખતા જ્યાં જ્યાં સંસ્કૃત ભાષામાં 'સ' આવે છે ત્યાં ત્યાં જૂની ફારસી ભાષામાં તેનો ઉચ્ચાર 'હ' થાય એટલે સિંધુનું થયું હિંદુ અને તમને બધાને ખબર છે કે ગ્રીક લોકોને 'હ' નો ઉચ્ચાર કરવો આકરો થઈ પડતો તેથી તેમણે એ શબ્દ સમૂળગો પડતો મૂક્યો એટલે પછી આપણે ઈંડીયન તરીકે



ઓળખાવા લાગ્યા. જૂના કાળમાં તેનો અર્થ ગમે તે થતો હોય પરંતુ અત્યારે આ હિંદુ શબ્દનું સિંધુની પેલેપાર રહેનારા લોકો તરીકેના અર્થનું જોર સાવ ઘટી ગયું છે. કારણ કે સિંધુની આ બાજુએ રહેનારા લોકો હવે કાંઈ એક જધર્મના નથી તેઓમાં ખરા હિંદુઓ મુસલમાનો પારસીઓ ખ્રીસ્તીઓ બૌદ્ધો અને જૈનોનો પણ સમાવેશ થાય છે. હિંદુ શબ્દે તેના શબ્દાર્થની ભાવના પ્રમાણે તો આ બધાનો સમાવેશ કરવો જોઈએ. પરંતુ એ શબ્દને ધર્મની સંજ્ઞા તરીકે લઈએ તો આ બધાને હિંદુ કહેવા એ ઉચિત નહીં ગણાય. એટલે આપણાં ધર્મનું કોઈ સામાન્ય નામ સોધી કાઢવાનું બહુ કઢણ છે. આપણે જોઈએ છીએ કે આપણો ધર્મ ખરૂ કહીએ તો વિવિધ ધર્મોના વિવિધ વિચારોના વિવિધ ક્રિયા કાંડોના અને પ્રકારોના એક શંભુમેળા જેવો છે. અને એ બધાને જો એકત્રિત કરીને જોઈએ તો તેનું સૂચક લગભગ નથી કોઈ નામ કે નથી કોઈ સંપ્રદાય કે નથી કોઈ વ્યવવસ્થિત સંઘ જ્યાં કદાચ આપણા બધા સંપ્રદાયો એકમત થાય તે મુદ્દો માત્ર એ છે કે આપણે બધા એક જ શાસ્ત્રમાં એટલે કે વેદોમાં માનીએ છીએ. એટલું તો ચોક્કસ છે કે વેદોનું સર્વોચ્ચ્ય પ્રમાણ ન સ્વીકારનારા કોઈ પણ માણસને હિંદુ કહેવડાવવાનો હક્ક ન હોઈ શકે. તમે જાણો છો કે બધા વેદોના બે વિભાગ છે. કર્મકાંડ અને જ્ઞાનકાંડ. કર્મકાંડમાં વિવિધ પ્રકારના યજ્ઞો અને ક્રિયાકાંડોનો સમાવેશ થાય છે. તેમાંનો મોટો ભાગ હાલના જમાનામાં નિરૂપયોગી થઈ ગયો છે. જ્ઞાનકાંડમાં વેદોનો અધ્યાત્મિક ઉપદેશ સમાયેલો છે. અને તે ઉપનિષદો અને વેદાંત તરીકે ઓળખાય છે. આપણાં બધા ઉપદેશકો, દાર્શનિકો અને ગ્રંથકારો પછી ભલે તેઓ દ્વૈતવાદી, વિશિષ્ટા દ્વૈતવાદી કે અદ્વૈતવાદી હોય સહુ તેમને સર્વોચ્ચ પ્રમાણ તરીકે ટાંકે છે. પોતાનું દર્શનશાસ્ત્ર કે સંપ્રદાય ગમે તે હોય પણ ભારતમાં દરેક દરેક માણસે પોતાનું પ્રમાણ તો ઉપનિષદોમાં જ શોધવાનું હોય છે. જો એ શોધી ન સકે તો એનો સંપ્રદાય નાસ્તિકમાં ખપે. એટલા માટે અત્યારના સમયમાં આખા દેશમાં દરેક હિંદુને ઓળખાવે એવું નામ કદાચ એક જ વૈદાંતી કે વૈદિક હોઈ શકે. હું એ અર્થમાં જ વેદાંતી ધર્મ અને વેદાંત શબ્દો હંમેશા વાપરૂં છું.

(પેજન નં. ૧૦૮)

## (૪)

આ ઉપનિષદોમાં આપણાં શાસ્ત્રો છે તેઓની વ્યાખ્યાં જુદી જુદી રીતે કરવામાં આવી છે. અને હું તમને અગાઉ કહી ચૂક્યો છું તેમ જ્યારે જ્યારે પાછળના પૌરાણીક સાહિત્ય અને વેદો વચ્ચે મત ભેદ પડે છે. ત્યારે પુરાણો અસ્વીકાર્ય બને છે. પરંતુ સાથે સાથે એ પણ સાચું છે કે વ્યવહારમાં જોતા આપણે સેંકડે ૯૦ ટકા પૌરાણીક છીએ. અને ફક્ત ૧૦ ટકા જ વૈદિક છીએ. અરે એટલા હોઈએ તો પણ ધન્ય ભાગ્ય. વળી આપણે સહુ જોઈએ છીએ કે વિરોધીમાં વિરોધી રિવાજો આપણામાં પ્રચલિત થયા છે. તેવા ધાર્મિક મતો ઘણા આપણાં સમાજમાં ચાલુ થઈ રહ્યા છે. કે જેનું આપણાં હિંદુઓના શાસ્ત્રોમાં ભાગ્ય જ કંઈ પ્રમાણ હોય ત્યારે ઘણા કિસ્સાઓમાં તો આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ. અને જોઈને નવાઈ પામીએ છીએ. કે દેશના એવા કેટલાક રિવાજો છે જેમનું પ્રમાણ નથી વેદોમાં, નથી સ્મૃતિઓમાં, કે નથી કોઈ પુરાણોમાં કેવળ સ્થાનિક રિવાજો રૂપે જ એ





પ્રચલિત છે. અને છતાં દરેક અજ્ઞાની ગ્રામવાસી માને છે કે જો એક શુદ્ર સ્થાનિક રિવાજ નાશ પામે તો પોતે હિંદુ મટી જાય. તેનાં મનમાં વેદાંતી પણું અને આ શુદ્ર સ્થાનિક રિવાજ અતૂટ રીતે સંકળાઈ ગયા છે. શાસ્ત્રોના વાચનથી પણ તેને એસમજવું કઠણ છે. કે પોતે જે કરી રહ્યા છે તેને શાસ્ત્રોનો આધાર નથી. અને એને ત્યાગ કરવાથી પોતાને કાંઈ જ નુકસાન થવાનું નથી. ઉલટો પોતે વધુ સારો માનવી બનશે. ત્યાર પછી એક બીજી મુશ્કેલી છે આ આપણા શાસ્ત્રો ઘણાં જ વિશાળ છે. પેલા મહાન ભાષા શાસ્ત્રના ગ્રંથ, પંતજલીનાં મહાભાષ્યમાં આપણે વાંચીએ છીએ કે સામવેદની એક હજાર શાકાઓ હતી. એ બધી ક્યાં છે કોઈને ખબર નથી.દરેક વેદની બાબતમાં પણ એવું જ છે. એ ગ્રંથોનો મોટ ભાગ તો અદ્રષ્ટ થઈ ગયો છે. માત્ર નાનો ભાગ જ આપણી પાસે રહ્યો છે. અમુક ગોત્રોએ એ શાખાઓને પોતાની પાસે સાચવી રાખેલો પાછળથી પછી કાં તો એ ગોત્રો મરી પરવાર્યા યાતો પરદેશીઓએ જુલમ કરીને તેમને મારી નાખ્યાં અથવા કોઈ પણ રીતે તેમનો લોક થયો. તેમની સાથે વેદની જે શાખાનો તેઓ અધ્યયન કરતા હતાં તે શાખાઓ પણ નાબૂદ થઈ. આ હકીકત આપણે યાદ રાખવી ઘટે. કારણ કે જેઓકંઈ પણ નવું તત્ત્વ સમજાવવા ઈચ્છે છે અથવા કશાક નો બચાવ કરવા ઈચ્છે છે અરે વેદની વિરુદ્ધ શુદ્ધાં ઉપદેશવાં માગે છે. તેઓના હાથમાં આ આખરી આધાર બની બેસે છે. ભારતમાં જ્યાં જ્યાં સ્થાનિક રિવાજ અને શ્રૃતિઓની વચ્ચે ચર્ચા ઉઠે છે અને જ્યારે જ્યારે સ્થાનિક રિવાજ શાસ્ત્રોની વિરુદ્ધ છે એમ બતાવી આપવામાં આવે છે. ત્યારે સામે એવી દલીલ કરવામાં આવે છે કે એમાં વિરુદ્ધ કશું નથી શ્રૃતિની લુપ્ત થયેલી શાખામાં એ રિવાજ હતો અને તેથી જ એ રિવાજ શ્રૃતિ સંમત છે. આપણા શાસ્ત્રોનો પાઠ કરવાની અલગ અલગ રીતો તથા ટીકા કરવાનાં આ બધાં જુદા જુદા પ્રકારો વચ્ચે બધામાં સળંગ પરોવાયેલા સુત્ર શોધી કાઢવાનું કામ ખરેખર અતિશય કઠણ છે. કારણ કે આપણને એકદમ ખાત્રી થઈ જાય છે કે આ બધા વિભાગમાં અને પેટાવિભાગોની અંદર કોઈક સામાન્ય ભુમિકા હોવી જોઈએ જેને આપણે. આપણો ધર્મ કહીએ. છીએ. જેનો અર્થ સમજવાની બાહિર દષ્ટિએ કોઈ આશા દેખાતી નથી. એવા આ શંભુમેળાનો કોઈક સર્વ સામાન્ય આધાર તો હોવો જજોઈએ જેના ઉપર આ બધા નાના ના મંદિરો રચાયેલાં છે. એવી એક સર્વસામાન્ય યોજના એટલે કે એક સમન્વય હોવો જ જોઈએ. એ વીના આટલા લાંબા સમય સુધી એ કોઈ ઊભા ન રહી શક્યા હોત આટલા લાંબા કાળ સૂધી, કોઈ ટકી રહેત નહીં.

(પેજ નં. ૧૧૦-૧૧૧)

## (૫)

*યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતી ભારત, અભ્યુથાનમ અર્ધર્મસ્ય તદાત્માનં સૃજામ્યમ*
*પરિત્રાણાય, સાધુના વિનાશાય ચ દષ્કિતમ ધર્મસંસ્થાપનાય, સંભવામિ યુગે યુગે*

જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ત્યારે સત્ પુરૂષોના રક્ષણ અને અનાચારિના વિનાશ માટે હું સમય સમય પર શરીર ધારણ કરીને અવતાર લઉં છું. ભારતમાં મુખ્ય ભાવના આ છે.



કોઈ કાલ્પનિક ઈશ્વર કરતાં આપની કલ્પનાની કોઈ પણ સૃષ્ટિ કરતાં એટલે કે ઈશ્વરનો જે કોઈ ખ્યાલ આપણ બાંધી શકીએ તે કરતાં આ જીવતા ઈશ્વરો ઉપાસનાને માટે વધુ યોગ્ય પાત્ર છે. તમે કે હું ઈશ્વરનો જે ખ્યાલ બાંધી શકીએ તેના કરતાં શ્રીકૃષ્ણ ઘણાં વધુ મહાન છે. તમે કે હું આપણાં મનમાં ધારી શકીએ તે આદર્શ કરતાં બુદ્ધ વધુ ઉચ્ચ વધુ જીવંત અને વધુ દેવત્ત્વ વાળી ભાવના છે. અને એ કારણસર બીજા બધા કાલ્પનિક દેવતાઓને બાજુએ રાખીને પણ તેઓ માનવજાતિની પૂજાને પાત્ર બને છે.

આપણા ઋષિઓ આ જાણતા હતાં અને તેથી આવી મહાન વિભૂતીઓને આવા અવતારોને પૂજવાની તેમણે સર્વ ભારતીય લોકોને સ્વતંત્રતા આપી હતી. એટલું જ નહીં આ અવતારોમાં સૌથી મહાન અવતાર તો એથીય આગળ જઈને કહ્યો છે જ્યાં ક્યાંય પણ બાહ્ય દૃષ્ટિએ દેખાતી વ્યક્તિમાં અસાધારણ આધ્યાત્મિક શક્તિનો આર્વિભાવ જણાય તો જાણવું કે હું સ્વયં ત્યાં વર્તમાન છું. મારામાંથી એ આર્વિભાવ સામેલ છે. આથી હિંદુને માટે દુનિયાના બધા દેશોના અવતારોને પૂજવાના દરવાજા ખુલ્લા થઈજાયછે. હિંદુ કોઈપણ દેશના કોઈપણ ઋષિને અને કોઈ પણ સંતને પૂજી શકે છે. અને એ હકીકત તરીકે આપણે જાણીએ છીએ કે આપણે ખ્રિસ્તીઓના દેવળોમાં ઘણી વખત જઈને ઉપાસના કઈએ છીએ અને મુસલમાનોની મસ્જિદોમાં પણ ઘણીએ વાર જઈએ છીએ અને એ સારુ છે એમાં ખોટું શું છે ? મેં કહ્યું છે તેમ આપણો ધર્મ તો વિશ્વધર્મ છે બધા આદર્શોને સમાવી શકે એટલો તે સર્વગ્રાહી અને વિશાળ છે. જગતમાં અસ્તિત્વ ધરવતાં તમામ ધાર્મિક આદર્શોને તત્તકાળ એમાં સમાવી શકાય.અને ભવિષ્યના સર્વ આદર્શોને પણ વેદાંત ધર્મના અનંત બાહુઓમાં એ જ પ્રકારે પ્રેમ પૂર્વક સમાવી લેવા માટે આપણે રાહ જોઈ શકીએ.

(પેજ નં. ૧૨૮-૧૨૯)

## (૬)

એ મહાન સીતા, આપની રાષ્ટ્ર દેવતા સીતા હંમેશને માટે ટકી રહેવી જ જોઈએ. આપણાં માનો દરેકે દરેક માણસ એનાથી એટલો બધો પરિચિત છે કે વધુ વિવરણ કરવાની આવશ્યકતા રહેતી નથી. ભલે આપણાં પુરાણો બધા અલોપ થઈ જાય આપણાં વદો શુદ્ધા ભલે અદ્રશ્ય થાય અને આપણી સંસ્કૃત ભાષા પણ સદાને માટે ભલે ગાયબ થઈ જાય પરંતુ જ્યાં સુધી પાંચ પણ હિંદુઓ આ ભૂમિપર જીવતાં હશે. ભલે હલકામાં હલકી બોલી તેઓ બોલતા હશે. ત્યાં સુધી સીતાની કહાની રહેવાની જ છે. મારા આ શબ્દો તમે નોંધી રાખજો.સીતા આપણી પ્રજાના પ્રાણ સાથે સમરસ થઈ ગઈ છે. એક એક હિંદું સ્ત્રી પુરૂષના લોહીમાં એ પ્રવેશી ગઈ છે. આપણે બધા સીતાના બાળકો છીએ. આપણી સ્ત્રીઓને આધુનિક બનાવવાનો કોઈ પણ પ્રયત્ન સ્ત્રીઓને સીતાના આદર્શથી દૂર લઈ જવાનો પ્રયાસ કરવા માંડતાં તરતજ નિષ્ફળ નીવડે છે. એ આપણે રોજ જોઈએ છીએ. ભારતની નારીઓએ સીતાને પગલે ચાલીને આગળ વધવાનું છે. અને વિકાસ સાધવાનો છે. પ્રગતિનો એ એક જ માર્ગ છે.

ત્યાર પછી આવે છે એ મહાત્મા જેની વિવિધ રૂપોમાં ઉપાસના થાય છે. જે પુરૂષો તેમ જ સ્ત્રીઓનો લાડીલો આદર્શ છે. જે નાના બાળકોનો તેમજ પ્રૌઢોનો આદર્શ છે. હું જેનું નામ કહેવા માંગુ છું તે એ છે જેને માત્ર અવતાર કહેવાથી પણ ભાગવતનાં રચનારને સંતોષ ન થયો અને તેથી પણ તેણે કહ્યું "એ તે ચાન્સકલા પુંસઃ કૃષ્ણસ્તુ ભગવાનસ્યમ " બીજા અવતારો તો ઈશ્વરના અંશ કે કળા રૂપ હતાં આ કૃષ્ણ તો સ્વયં પરમેશ્વરપોતે જ છે. અને તેમના ચારિત્રની અનેક વિદ્વદતા જોઈને આશ્ચર્યચકિત થયા પછીં લાગે છે કે તેમને આવા વિશેષણો લગાડવામાં આવે એ જરા નવાઈ ભર્યુ નથી. એ શ્રીકૃષ્ણ એકી સાથે અદ્ભૂતમાં અદ્ભૂત સન્યાસી હતાં. તેમજ અદ્ભૂતમાં અદ્ભૂત ગૃહસ્થાશ્રમી હતાં. એમનામાં અતિઅદ્ભૂત પ્રમાણમાં રજસ એટલે શક્તિ હતી. અને સાથે જ તેઓ અતિ અદ્ભૂત ત્યાગમય જીવન જીવતાં હતાં. જ્યાં સુધી તમે ગીતાનો અભ્યાસ ન કરો ત્યાં સુધી કૃષ્ણને સમજી શકશો નહીં. કારણ કે તે પોતે પોતાના ઉપદેશની મૂર્તિસમાન હતાં. આ અવતારોમાંનો દરેકે દરેક પોતે જેનો ઉપદેશ કરવાં આવ્યાં હતાં તેના જીવંત ઉદાહરણ રૂપ હતાં. ગીતાના ઉપદેશક કૃષ્ણ પોતાના સમગ્ર જીવનમાં એ દિવ્ય ગીતાની પ્રત્યક્ષ મૂર્તિ રૂપ થઈ ને જીવ્યા હતાં. અનાશક્તિના એ મહાન આદર્શ હતાં. એ પોતાના રાજસિંહાસનનો ત્યાગ કરે છે અને પછી એની કદી પરવા પણ કરતાં નથી. ભારતનો એ નેતાં જેના એક શબ્દનાં ઉચ્ચાર સાથે રાજાઓ પોતાની રાજસિંહાસનો પરથી ઉથલીપડતાં એ પોતે કદી પણ રાજા થવાની ઈચ્છા ધરાવતો નથી. એ તો સદાય એનો એ જ ગોપીઓની સાથે ખેલતો કૃષ્ણ છે.

(પેજ નં. ૧૩૩)

## (૭)

એટલા માટે મિત્રો જ્ઞાતિઓએ અંદરો અંદર લડવાનો કંઈ અર્થ નથી. એથી શું ભલુ થવાનું છે. એથી આપણાં વધુ ભાગલા પડશે. આપણે વધુ નબળાથઈશું. આપણે વધુ નીચા પડીશું ખાસ અધિકારો અને ખાસ હકોના દિવસો ગયા છે. ભારતની ભૂમિ પરથી એ કાયમને માટે અદશ્ય થયા છે. ભારત પર બ્રિટીશ સત્તાનો એ એક મોટો આર્શિવાદ છે વિશેષ અધિકારોના વિનાશ રૂપી આર્શિવાદને માટે આપણે મુસલમાનની અમલના પણ ઋણી છીએ એ અમલ બધી રીતે ખરાબ ન હતો. કોઈ પણ બાબત સર્વાશે ખરાબનથી હોતી. તેમ સર્વાશે તે સારી પણ નથી હોતી. ભારત પરનો મુસલમાની વિજય પદ દલિતોને માટે ગરિબોને માટે, મુક્તિ રૂપે આવ્યો. આપણી વસ્તીમાં પાંચમો ભાગ મુસલમાન થઈ ગયો છે. તેનું એ કારણ છે એ બધું કંઈ તલવારે કર્યું નથી. એબધું કામ તલવાર કે આગનું હતું એમ માનવું એતો પાગલપણાની પરાકાષ્ઠા ગણાય. અને જો તમે હજૂ સંભાળ નહીં રાખો તો મદ્રાસની વસ્તીનો પાંચમો ભાગ એરે અર્ધોઅર્ધ ભાગ ખ્રિસ્તી થઈ જશે. મલબાર પ્રદેશમાં મેં જે જોયું તેનાં કરતાં વધું મૂર્ખાઈ ભર્યું બીજું કાંઈ દુનિયામાં હોઈ શકે ખરું ? ત્યાં ગરીબ અસ્પૃશ્યને ઉચ્ચ વર્ણના માણસની જેમ એક જ રસ્તા પરથી ચાલવા દેવામાં નથી આવતો. પણ જેઓ તે વટાવીને પોતાનું નામ બદલીને એકદું અગડં-બગડં અંગ્રેજી નામ ધારણ કરી લે તો કંઈ વાંધો નથી. એકાદ મુસલમાની નામ રાખી લે તોપણ ચાલે. આ પરથી મલબારીઓ બધા

પાગલ છે અને તેમના ઘર બધાં પાગલખાના છે એ સિવાય બીજું કયું અનુમાન તારીવી શકાય. જ્યાં સુધી એ લોકો સમજીને પોતાની રીતભાત સુધારે નહીં ત્યાં સુધી ભારતનાં બધા લોકોએ તેમની મશ્કરી કરવી નહીં. લ્યાનત હો તેમના ઉપર કે આવા દૃષ્ટ અને રાશ્રસી રિવાજો તેઓ ચાલવા દે છે. તેમના પોતાના ઘણાય એવા બાળકોને ભૂખે મરી જવા દે છે. પરંતુ જેવા તેઓ વટલાઈ પરધર્મી બની જાય એટલે તેમને માટે સારી રીતે ખાવા પીવાની ગોઠવણ થઈ જાય છે. ખરી વાત એ છે કે જ્ઞાતિઓ વચ્ચે ઝઘડા થવાં જ ન જોઈએ.

આનું નિરાકરણ ઊંચાઓને નીચે લાવામાં નથી. પણ નીચાઓને ઊંચી ભૂમિકેએ ચઢાવવામાં રહેલું છે. જેમનું પોતાના શાસ્ત્રોનું જ્ઞાન અને પ્રાચીન લોકોની વિશાળ યોજનાઓ સમજવાની શક્તિ સાવ શૂન્ય જેવી છે ભલે તેવાઓ ગમે તેવું બોલે પરંતુ આપણાં બધા ગ્રંથોમાં મળી આવતી કાર્યપ્રણાલી તો ઉપર કહી એ જ છે. પેલાઓમાં તો સમજ શક્તિ નથી. પરંતુ જેમનામાં એવી સમજશક્તિ છે જેમનામાં કાર્યનું આખુ ક્ષેત્ર પકડવાની બુદ્ધિ છે. તેઓ આ વાત સમજે છે. તેઓ બાજુએ ઊભા રહીને યુગો થયા ચાલ્યા આવતાં રાષ્ટ્રજીવનની અદ્ભૂત પરંપરાનું અનુશરણ કરે છે. પ્રાચીન અને અર્વાચીન બધા ગ્રંથોમાંથી તેઓ તેનું પગેરૂં શોધી શકે છે. શી છે એ યોજના ? એક છેડે આદર્શ બ્રાહ્મણ અને બીજે છેડે હોયછે ચંડાળ અને સમગ્ર પ્રક્રીયા ચંડાળને ઊંચે ચઢાવી ને બ્રાહ્મણ તોય પહોંચાજવો તે છે. ધીમે ધીમે તમને જણાશે કે તેમને વધુને વધુ અધિકારો અપાતા જાય છે. અવશ્ય એવા પુસ્તકો પણ છે. જેમાં એવા ભંયકર વાક્યો આવે છે જો શુદ્ર વેદોનું શ્રવણ કરે તો તેનાં કાનમાં ધગધગતો શિષાનો રસ રેડવો અને જો તે એક લીટી યાદ રાખી લે તો તેની જીભ કાપી નાખવી બ્રાહ્ણને જો તે બોલાવે કે એ બ્રાહ્મણ તો તેની જીભ કાપી નાખવી. બેશક આ જૂની રાક્ષસી પશુતા જ છે. એ કહેવાની જરૂર નથી ?

(પેજન નં. ૧૬૬-૧૬૭)

## (૮)

પ્રમાણ ગ્રંથ તરીકે ત્યાર પછી સ્થાન ધરાવે છે પ્રખ્યાત ગીતા. શંકરાચાર્યની મહાન કીર્તિ તેમના ગીતાના ઉપદેશમાં રહેલી છે. આ મહાપુરૂષે પોતાના પ્રભાવશાળી જીવનમાં કરેલા અનેક પ્રતાપી કાર્યો મહેનું એક મહાનમાં મહાન કાર્ય ગીતાનો પ્રચાર અને તે પર લખેલી સુંદરમાં સુંદર ટીકા છે. ભારતમાં આસ્તિક સંપ્રદાયોના બધા સંસ્તાપકો તેને પગલે પગલે ચાલ્યા છે. અને દરેકે ગીતા ઉપર ભાષ્ય લખ્યું છે. ઉપનિષદો ઘણાં છે અને એકસોને આઠ છે. એમ કહેવાય છે. કેટલાક તો વળી એથી વધુ સંખ્યા બતાવે છે. જેમ કે 'અલોપનિષદ' આ ઉપનિષદમાં અલ્લાહની સ્તુતિ કરી છે. અને મહંમદને રસુલલ્લાહ કહેલ છે. મને કહેવામાં આવ્યું છે કે હિંદુઓ અને મુસ્લીમોનું ઐક્ય સાધવા માટે અકબરના અમલ દરમિયાન એ લખાયેલું હતું. ક્યારેક એ લોકોએ સંહિતાઓમાંથી અલ્લાહ કે ઈલા જેવા કોઈક શબ્દને શોધી કાઢ્યા અને તેનાં ઉપર ઉપનિષદ રચ્યો. આ અલ્લાહઉપનિષદમાં મહંમદ છે. રસુલલ્લાહ.

(પેજન નં. ૧૯૬)

## (૯)

આપણે આપણા પોતાનાં કાલી દાસને લઈએ તે લખે છે સોયની અણીથી વિંધી શકાય એવો અંધકાર ત્યાર પછી લો મિલ્ટન તે લખે છે પ્રકાશ તો નહીં જ પણ ઉલ્ટો દેખાઈ આવતો અંધકાર પછી આવો ઉપનિષદ પાસે વાંચો અંધકારને અંધકાર ઢાંકતો હતો. અંધકારમાં અંધકાર છૂપાયેલો હતો. ઉષ્ણકટિબંધમાં રહેનારા આપણે સમજીશકીએ કે જ્યારે અચાનક ચોમાસુ તરી પડે ત્યારે પળવારમાં ક્ષિતિજ ઘેરાઈને કાળું દેખાવા લાગે અને કાળા વાદળા ઉપર વધુને વધુ કાળા વાદળા ચઢી આવી પ્રથમ જ્ઞાને ઢાંકી દે એમ કાવ્યો આગળ વધે છે. પણ હજી સંહિતા વિભાગમાં આ બધા પ્રયત્નો સ્થૂળ છે. બીજે બધે થયો છે તેમ અંહી પણ જીવનનાં મહાન પ્રશ્નોનો ઉકેલ આણવાનાં પ્રયત્નો સ્થૂળ સૃષ્ટિ દ્વારા થયેલ છે. જેવી રીતે ગ્રીક માનસ અથવા વર્તમાન યુરોપીય માનસ જીવનનાં અને આત્માના બધા પવિત્ર પ્રશ્નોનું નિરાકરણ સ્થૂળ, બાહ્ય વિશ્વમાંની શોધ દ્વારા લાવવા માગે છે.

(પેજ નં. ૧૯૭)

## (૧૦)

સ્વામીજીએ વેદો ઉપર વિસ્તૃત પ્રવચન કરેલ છે. તેમણે કહ્યું છે કે વેદોને કોઈ પુરૂષોએ રચ્યાં નથી. પરંતુ એ વિચારોનો ધીમે ધીમે વિકાસ થતો આવતો હતો. અને છેવટે તેમને પુસ્તકારે એકત્રિત કરવામાં આવ્યા અને ત્યાર પછી એ પુસ્તકો પ્રમાણ તરીકે મનાતા થયાં તેમણે કહ્યું કે કેટલાય ધર્મોનો સમાવેશ એ પુસ્તકોમાં થયેલો છે. પુસ્તકોની શક્તિ અનંત લાગે છે. હિંદુઓની પાસે વેદો છે, અને હજી હજારો વર્ષો સુધી તેમણે તેમને વળગી રહેવું પડશે. જો કે વેદો વિશેના પોતાના વિચારો તેમણે બદલવા પડશે. અને પત્થર જેવા મજબૂત પાયા ઉપર એ વિચારોનું ચણતર કરવું પડશે. વેદોનું સાહિત્ય વિશાળ છે. તેમાંથી નવાણું ટકા ગુમ થઈ ગયેલ છે. કારણ કે જે અમુક કુટુંબોમાં તે સવાઈ રહેતું હતું તે કુટુંબોની હયાતી મટી જવાની સાથે તે વૈદિક સાહિત્યોનો પણ લોક થયો. પણ હજી જે બાકી બચ્યું છે તે એટલું બધું છે. કે આ એક મોટા ખંડ જેવડા ભાગમાં પણ તેને સમાવી શકાય નહીં. વેદોના લખાણની ભાષા સાદી પણ પ્રાચીન છે. અને એમ કહેવાય છે તેમનું વ્યાકરણ એટલુ બધુ અણઘટ છે કે વેદના કેટલાક ભાગોનો તો કંઈ અર્થ જ બેસતો નથી.

(પેજ નં. ૨૮૭)

## (૧૧) હિન્દુ ધર્મનું રૂપ

શ્રી શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને માધવાચાર્ય જેવા મહાન ભાષ્યકારો શુદ્ધા ક્યાં થાપ ખાઈ ગયા છે તે સ્વામીજીએ બતાવી આપ્યું. તેમાંના દરેક એક માત્ર પ્રમાણ તરીકે ઉપનિષદોને સ્વીકાર્યા. પરંતુ તેમણે ઘટાવ્યું કે ઉપનિષદો માત્ર એક જ માર્ગનો ઉપદેશ કરે છે. આ રીતે શંકરાચાર્યની ભૂલ એમ ધારવામાં થઈ કે બધા ઉપનિષદો માત્ર એક અદ્વૈતવાદ જ શિખવે છે. બીજું કાઈ નહી. અને જ્યાં જ્યાં સ્પષ્ટ રીતે દ્વૈતમતને પૃષ્ટિ આપનારો મંત્ર

આવ્યો ત્યાં ત્યાં તેમણે મારી-મચડીને પોતાના મતને અનુકૂળ અર્થ ઉપજાવી કાઢ્યો. તેજ પ્રમાણે જ્યારે શુદ્ધ અદ્વૈતમત દર્શક વાક્યો આવ્યા ત્યાં રામાનુજાચાર્ય અને માધવાચાર્ય પણ એમ જ કર્યો. એ વાત સાચી કે ઉપનીષદો એક જ વસ્તુ શીખવવા માગે છે. પણ એ વસ્તુ છે એક પગથીએથી બીજે પગથીએ ચડવાનું. સ્વામીજેએ કહ્યું. કે દુઃખની વાત છે કે વર્તમાન ભારતમાં ધર્મનું આધ્યાત્મિક સ્વરૂપ ચાલ્યો ગયો છે. માત્ર કાચલા રહ્યાં છે. લોકો નથી હિંદુ કે નથી વેદાંતીઓ. માત્ર 'અડશોમાં'' ના સંપ્રદાયના છે. એમનું મંદિર છે રાંધણિયું અને દેવતા છે રાંધવાનાં હાંડલા આ વસ્તુસ્થિતિ જવી જ જોઈએ. એ જેટલી જલદી જાય તેટલું આપણા ધર્મને માટે સારૂં છે. હું ઈચ્છુ કે ઉપનિષદો પોતાના પૂર્ણ પ્રભાવથી પ્રકાશે અને વિવિધ સંપ્રદાયો વચ્ચેના વિવાદો મટી જાય.

(પેજ નં. ૨૯૦)

## (૧૨) સંન્યાસ તેનો આદર્શ અને આચરણ

સ્વામીજી પશ્ચિમના બીજા પ્રવાસે જવા રવાના થયા તે પહેલાં ઈ.સ. ૧૮૯૯ના જૂનની ૧૯મી તારીખે બેલૂર મઠના નવા સન્યાસીઓએ સ્વામીજીને એક વિદાયમાન આપ્યું તેના પ્રત્યુત્તર રૂપે સ્વામીજી જે બોલ્યા તેનો સારાંશ નીચે મુજબ છે.

આજ પ્રસંગ લાંબા ભાષણ માટે નથી. પરંતુ જે થોડીક બાબતો તમે તમારા આચરણમાં ઉતારો એમ હું ઈચ્છુ છું એ વિશે હું ટુંકમાં કહીશ પ્રથમ આપણે આદર્શને સમજવાનો છે. પછી જે રીતે એને આચરણમાં ઉતારી શકીએ એ રીતોને સજવાની છે. તમારામાંથી જેઓ સંન્યાસી છે તેમણે બીજાોનું ભલું કરવાનું પ્રયત્ન કરવો. કારણ કે સન્યાસનો અર્થ એ જ છે ''ત્યાગ'' ઉપર એક લાંબુ પ્રવચન કરવાનો અત્યારે સમય નથી. પરંતુ હું સાવ ટૂંક કહું તો ત્યાગ એટલે ''મૃત્યુ પ્રત્યેનો પ્રેમ'' સંસારી લોકો જીવનને ચાહે છે સંન્યાસીઓએ મૃત્યુને ચાહવાનું છે. ત્યારે શું આપણે આપઘાત કરવો ? બિલકુલ નહીં. આત્મઘાતીઓ મૃત્યુના ચાહક નથી હોતા એવું ઘણીવાર જોવામાં છે કે. જ્યારે કોઈ આત્મહત્યા કરવામાં નિષ્ફળ જાય છે ત્યારે એ ફરીવાર કદી તેનો પ્રયત્ન નથી કરતો તો પછી મૃત્યુનો પ્રેમ એટલે શું ? મરવું તો આપણે છે જ એ તો ચોક્કસ છે તો પછી આપણે કોઈ સારા હેતુંને માટે મરીએ. આપણા બધા કાંમો ખાવુ-પીવુ અને બીજુ સર્વ કાંઈ આપણી જાતના બલિદાન અર્થે થાઓ. શરીરનું પોષણ તમે અન્ન થી કરો છો અને બીજાઓના ભલા સારૂં યજ્ઞ રૂપે જો ન ગણો તો એ સારૂં શું ? તમે પુસ્તકો વાંચીને મનનુંપોષણ કરો છો. એને પણ જે તમે આખા જગતના ભલાને માટે બલિદાન રૂપ ન ગણો તો એમાં શું વળ્યું. ? આ એક શુદ્ર જાતને પૃષ્ટ કરવી તેના કરતાં લાખો માનવ ભાઈઓની સેવા કરવી એ વધુ યોગ્ય છે. આમ તમારે સેવા પરાયણ રહીને ક્રેમે ક્રમે મૃત્યુને સત્કારવું. આવા મૃત્યુમાં સ્વર્ગ છે એમાં બધું શુભ સમાયેલું છે. અને એથી વિરૂદ્ધમાં જે કાંઈ છે તે પિશાચી અને અનિષ્ટ છે.

હવે આદર્શોને વ્યવહારિક જીવનમાં આચરણમાં ઉતારવાની રીતો વિશે કહું પ્રથમ આપણે એ સમજવાનું છે કે આપણો આદર્શ અશક્યન હોવો જોઈએ. અતિ ઉચ્ચ આદર્શ પૂજાને નબળી પાડે છે. અને નીચે ઉતારે છે. બૌદ્ધો અને જૈનોના સુધારાઓ પછી આવું બન્યું

છીએ. બીજી બાજુએ અતિ માત્રામાં વ્યાવહારિકપણું પણ ખોટું છે. જો તમારામાં જ સહેજ પણ કલ્પનાશક્તિ ન હોય, તમને દોરવા માટે કોઈ આદર્શ જ નહોય તમે કેવળ પશુ જ છો. એટલા માટે જેમ આપણે આપણા આદર્શોને નીચે ન ઉતારીએ તેમજ વ્યવહારિકતાને પણ નજર બહાર ન રાખીએ. બન્નેનાં અતિશયતાને છોડી દેવી જાઈએ. આપણા દેશમાં જૂનો વિચાર ગુફામાં બેસીની ધ્યાન કરતાં કરતાં મરી જવું એ છે. મુકિતની બાબતમાં બીજાઓને મુકીને એકલા આગળ જવું એ ખોટું છે વહેલે મોડે માણસે સમજવું જોઈએ કે પોતાના ભાઈઓી મુક્તિ માટે પ્રયાસ ન કરનારને મુક્તિ ન મળી શકે તમારે જીવનમાં પ્રખર આદર્શ વાદ અને પ્રખર વ્યવહારિકતા એ બંનેનો સમન્વય સાધવો જોઈએ. એકક્ષણે ઊંડા ધ્યાનમાં મગ્ન થવા છતાં બીજી ક્ષણે સામેનું મઠનું ખેતર ખેડવા જવાં તૈયાર થઈ જવું જોઈએ. એક્ષણે અત્યંત કઠીન શાસ્ત્રગ્રંથને સમજાવવા તૈયાર રહેવું જોઈએ. અને બીજી જ ક્ષણે જઈને ખેતરની પેદાશ બજારમાં વેચવાને તૈયાર રહેવું જાઈએ. માત્ર અહીં જ નહીં પણ બીજે કોઈપણ સ્થળે સર્વ પ્રકારનું હલ્કુ કામ કરવાને તૈયાર રહેવું જોઈએ.

ત્યાર પછી યાદ રાખવાની બાબત એ છે કે આ સંસ્થાનો ઉદેશ સાચા મનુષ્યો તૈયાર કરવાનો છે. ઋષિઓએ જે શિખવ્યું તેટલું જ માત્ર તમારે શીખીને બેસી રહેવાનું નથી. એ ઋષિઓ પણ ગયા અને તેમના અભપ્રાયો પણ તેમની સાથે જ ગયા તમારે પોતાને હવે ઋષિ બનવાનું છે તમે શુદ્ધા મહાનમાં મહાન જન્મેલા પુરૂષો જેવા જ અરે આપણાં અવતારી પૂરૂષો જેવા જ મનુષ્યો છો. એકલું પુસ્તકીયું જ્ઞાન શું કરી શકે ? ધ્યાન શુદ્ધા સુ કરી શકવાનું હતું ? મંત્રોને તંત્રોએ શું કરી શકવાનાં હતાં ? તમારે તમારા પોતાના પગ ઉપર ખડા રહેવાનું છે તમારે આ નવી પદ્ધતિ માણસ તૈયાર કરવાની પદ્ધતિ અપનાવવી જોઈએ. ખરો મર્દ તે છે કે જે શરીરે ખૂબ જ સશક્ત હોવાં છતાં તેનું હૃદય નારી જેવું કોમળ હોય તમારી આસપાસનાં લાખો જીવોને માટે તમારા અંતરમાં લાગણી હોવી જોઈએ તે સાથે તમારે મજબૂત અને અણનમ થવું જોઈએ. તમારામાં આજ્ઞાપાલન પણ હોવું જોઈએ. જો કે એ સહેજ વિરોધાભાસ જેવું દેખાય છતાં તમારામાં ઉપલક દૃષ્ટિએ વિરોધી લાગતા આ ગુણો હોવા જોઈએ. જો તમારો ઉપરી હુકમ કરે કે નદીમાં પડીને મગરમચ્છને પકડી લાવો તો તમારે પ્રથમ તેનો હુકમ માનવો અને તેની સાથે તર્ક પછીથી કરવો. હુકમ ભલે ખોટો હોય પણ પ્રથમ તેનું પાલન કરો અને પછી તેનો વિરોધ કરો. સંપ્રદાયોનું દૂષણ ખાસ કરીને બંગાળામાં એ છે કે જો કોઈકનો અભિપ્રાય જૂદો પડે તો એ તરત જ નવો પંથ કાઢે રાહ જોવાની ધીરજ તે નહી દાખવે એટલા માટે તમારામાં સંઘ પ્રત્યે ગંભીર માનની દૃષ્ટિ હોવી જોઈએ. આજ્ઞાભંગને અહીં સ્થાન નથી. એને નિર્દયતાથી કચડી નાખો. આજ્ઞાનો ભંગ કરનાર કોઈ પણ સભ્ય અંહી હોવો ન જોઈએ. તમારે તેને કાઢી જ મુકવો. સંઘમાં દ્રોહીઓ ન હોવા જોઈએ. તમારે વાયુ જેટલા મુક્ત અને આ છોડ તથા કુતરા જેટલા આજ્ઞાંકિત રહેવાનું છે.

(પેજન નં. ૨૯૬-૨૯૭) રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ, સ્વામી વિવેકાનંદ ભાપણ.

# શ્રી નિષ્કલંકી નારાયણની ભાળ

આદી શંકરાચાર્યે, બાર જયોતિષ લીંગોનું સ્થાન જયારે પ્રગટ કર્યું, તેમાંનું એક લીંગ શાલ્મલ દ્વીપે શંભલનગરમાં જાહેર કર્યું. એ 'મકલેશ્વર' નામે કહેવાયું.

શ્રી આદિશંકર મહાદેવનાં પત્ની શ્રી પાર્વતીજી (ઉમૈયા) તેમણે પોતાના શરીરથી એક બાળક, ને બીજી બાળકી ઉત્પન્ન કર્યા. તેમાં બાળકી 'ઉષા' નામે હતી.

શોણિતપુરનો રાજવી 'બાણાસુરે' શ્રી શંકરની તપશ્ચર્યા કરી, તેમાં ભોળા પ્રસન્ન થઇ વર માંગવા ફર્માવ્યું, 'બાણાશુરે' બાળકની માગણી કરી, શ્રી શંકરે કહ્યું તારા ભાગ્યમાં બાળક કે બાળકી નથી, પણ તારા તપોબળના પ્રતાપે, એક બાળકી મારી પાસે છે, તે તને આપું ? તેણે તે કબુલ કર્યું, ત્યારે શ્રી શંકરે ઉષા બાણાશુરને અર્પણ કરી,

કાળે કરી કોરવ, પાણ્ડવનું પ્રાગટ્ય થયું. તેમાં શ્રી અર્જુન તે શ્રી કૃષ્ણના સખા, ભક્ત, ને દાસ નિર્માયા. એક કાળે શ્રી કૃષ્ણ અર્જુનને ઉપદેશતાં પોતે ફર્માવ્યું કે, 'હું જગતનો સૃજક છું, મારા સ્વરૂપનું ધ્યાન એજ સૃષ્ટિના મોક્ષનો માર્ગ છે.'

શ્રી અર્જુને પૂછયું, આ આપનું સ્વરુપ (શરીર) મહાપ્રલય સુધી રહેવાનું છે ?

શ્રીકૃષ્ણે ફર્માવ્યું, કે નહિં. અમુક મુદત પછી પરિણામને પામી જશે,

શ્રી અર્જુને પૂછયું, તેજ સમય સૃષ્ટિ સર્વનો પણ વિલય થઇ જવાનો ?

શ્રીકૃષ્ણે ફરમાવ્યું, નહી તે તો મહાપ્રલય સુધી રહેશે.

શ્રી અર્જુને પૂછયું, આપનું આ શરીર ના હોય તો પછીની સૃષ્ટિનાં મનુષ્યોની કેવી ગતી ?

શ્રીકૃષ્ણે ફર્માવ્યું, સૃષ્ટિને મારાથી નિરાધર ન જ મૂકાય, મારે તેનું રક્ષણ કરવું જ પડે, અનાદિ કાળથી એમ જ કરતો આવ્યો છું, ને થયા કરશે.

શ્રી અર્જુને પુછયું, તો આપનું શરીર ના હોય તો જગતના મનુષ્યો કોનું ધ્યાન ધરશે ?

શ્રી કૃષ્ણે ફરમાવ્યું કે, મારા વંશનો પ્રભાવ પણ એવો જ છે. 'વંશાદિ પાત્ર પૂજા મહંમ્'

શ્રી અર્જુને પુછયું, આપને એક લાખથી વિશેષ પુત્રો છે, તો તેઓનું એક સામટું ધ્યાન કેમ ધરી શકાય ? એ તો અશક્ય છે.

શ્રીકૃષ્ણે ફરમાવ્યું કે વંશ માનવમાં ભેદ છે. વેદ જેને હરિવંશ કહે છે, તે જ વંશ માનવાને, પૂજવાને પાત્ર છે. 'બ્રહ્મા,.વિષ્ણુ સદાય કાળથી જ હરિવંશમાં જ આવે છે, એ હરિવંશ વિના બીજે હોય જ નહિં.

શ્રી અર્જુને પુછયું, આપ જગતના તાપ. અને દોશોના હરનારા, જેથી આપ જ હરિ કહેવાઓ.





શ્રી કૃષ્ણે ફરમાવ્યુ કે એમ નહિં. શ્રી શંકરનો વંશ તે શિવવંશ, શ્રી શક્તિનો વંશ તે શક્તિવંશ કહેવાય. ને બ્રહ્માનો વંશ તે બ્રહ્માવંશ કહેવાય ને શ્રી વિષ્ણુનો વંશ તે વિષ્ણુવંશ કહેવાય, પણ હરિવંશ ના કહેવાય. હરિવંશ તે તો બ્રહ્મા, વિષ્ણુ અને શક્તિ ત્રણેયનો એક મિશ્ર વંશ ચાલે તે હરિવંશ કહેવાય.

શ્રી અર્જુને પુછયું, આપને ૧૬,૦૦૦ સ્ત્રીઓ છે, તેમાં ૮ તો પટરાણીઓ છે, તો હમારે આદ્યશક્તિ કઇ માનવી, કે તેનો પુત્ર જ હમો માનીએ ?

શ્રી કૃષ્ણે ફરમાવ્યુ કે યુગોયુગથી આદ્યશક્તિ શ્રી વિષ્ણુના શરીર સાથે જ સંબંધ રાખે છે, કદી મહાઅંશે પણ સંજોગોવશાત વરદાને બંધાઇ હોય તો જાયે, નકા પૂર્ણ અવતાર કે પૂર્ણ અંશને જ સાથ આપે, બીજે ન હોય. તે આદ્યશક્તિ રૂક્ષમણી છે, ને તેનો પુત્ર પ્રદ્યુમ્ન છે.

શ્રી અર્જુને પુછયું, આપ વિષ્ણુ છો જ તે જગ જાણે તે, આદ્યશક્તિ શ્રી રૂક્ષ્મણી માન્યા, અને તેમનો પુત્ર પ્રદ્યુમ્ન પણ માન્યા, પણ તેમાં બ્રહ્માનો અંશ તો ઓળખાયો નહિં, તે સમજાવો.

શ્રી કૃષ્ણે કહ્યું, કે જયારે હરિને જે કાર્ય કરવું હોય છે તેના સંજોગો પ્રથમથી મેળવી ઉભા કરી દે છે. 'રૂકમ રાજા એ બ્રહ્મ અંશે અવતર્યા છે.' ને તેમને વંશે આદ્યશક્તિ રૂક્ષ્મણીએ જન્મ લીધો. ને તેને હું (વિષ્ણુ) વર્યો, તેની પ્રજાએ હરિવંશ થયો.

એક સમયે 'શ્રીઉષા' ને સ્વપ્ન આવ્યુ ને તે જાણે શ્રી પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂધ્ધને વરી જાગ્રત થઇ ત્યારે મીંઢળ હાથે બાંધેલું, વિવાહના સર્વ સંસ્કારો ઉષાના શરીર ઉપર દેખાતા હતા, તે વાત તેની સખી 'રમા' ચિત્રલેખા ને કહીને પણ સ્વામિનું નામ ઠામ વિચારેલ હોવાથી, ચિત્રલેખાને કહી શકી નહીં. ત્યારે ચિત્રલેખાએ દાણવી વિદ્યાની પ્રભાવે પૃથ્વી ભરના રાજવી અને રાજકુમારો ઋષિઓ અને ઋષિપુત્રોના ચિત્રો દોરી ઓળખાણ માટે દેખાડ્યાં, તેમાંથી શ્રી ઉષાએ 'અનિરૂધ્ધ' ને ઓળખ્યાં. ત્યારે દાળવી વિદ્યાએ ચિત્રલેખા દ્વારકાથી અનિરૂધ્ધને રાત્રે પલંગ ઉપર નિદ્રામાં પલંગ સહિત સોણિતપુર લાવી, ઉષાને અર્પણ કર્યો, ને પોતે પણ વરી. બાણાસુર આ વાતને જાણી અનિરૂધ્ધ સાથે યુધ્ધે ચડયો, તેમાં શ્રીકૃષ્ણે બાણાસુરને માર્યો, ને રાજબાણાસુરના પ્રધાન, ને પિતરાઇ ભાઇ કુંભાંડને આપ્યું. ચિત્રલેખા (રમા) એજ કુંભાંડની પુત્રી હતી. બાણાસુર અપુત્ર મુઓ, ને કુંભાંડને પણ એ ચિત્રલેખા વિના કોઇ પુત્ર કે પુત્રી ન હોવાથી રાજ્ય 'શ્રી અનિરૂધ્ધ' ને જ મળ્યું. ને તે સોણિતપુરમાં જ રહ્યા, તે વંશ ત્યાં જ રહ્યો, તે કુળ 'કૃષ્ણકુળ' કહેવાયુ.

જયારે દ્વારકામાં યાદવાસ્થળી થઇ ત્યારે એ વંશ સોણિતપુર હોવાથી બચી ગયો. 'સોણિતપુર', 'કુશદ્વીપ' (હાલનું આફ્રિકા), શોણિતપુર, કુશદ્વીપના પશ્ચિમ ને ઉત્તર બાજુ દરિયા કિનારાના પ્રદેશની રાજધાનીનું શહેર. (હાલનું મિસર), શોણિત સમુદ્ર, (હાલનો રાતો સમુદ્ર).



હવે હરિવંશ મિસરની ભૂમિમાં રાજ્ય કરતું રહ્યું. એ જ વંશે ' શ્રી બુધ્ધિ ભગવાન' શોભી રહ્યાં. કાળાંતરે વંશની વૃધ્ધિ થતાં રાજ્યની સીમા સંકળાવવા લાગી. ત્યારે એ કૃષ્ણકુળમાંથી મુખ્ય પુરુષ 'કુશઇ' નામે મહાત્મા શાલ્મલદ્વીપમાં શંભલનગરે પધારી રાજ્ય સ્થાપ્યું. કૃષ્ણકુળ એ ભૂમિમાં પ્રખ્યાત મનાયો ને પૂજાયો. ઘણા વર્ષ રાજ્ય કર્યું. વંશ પણ વધ્યો, ભાષામાં ફેર પડવાથી કૃષ્ણકુળના અપભ્રંશે 'કૃષ્ણ' નો 'કુરેશ' બોલાયો. એટલે 'કુરેશ કુળ' બોલાયો, ને મનાયો.

કાળે કરી એ કુળમાં શ્યબા સાહેબ જન્મ્યા, તેઓ સાહેબને દશ પુત્ર થયા, જેથી તેમને દશાંશ નો અગત્યનો બન્યો. પિતાને સો પુત્ર હોય, પણ એકે અળખામણો ન હોય, હવે કીયો પુત્ર દશાંશમાં આપવો ? એ ચિંતા બાળ્યા કરતી, જેથી તેમણે પોતાના કુળના, ને એ પ્રદેશના મોતેબર પણ્ડિતોની એક સભા ભરીને, એ પ્રશ્નનો ગુચવાડો ઉકેલવા નક્કી કર્યું, સભા બોલાવી મજકુર પ્રશ્ન સભા સન્મુખ મુક્યો. સભાએ ઠરાવ્યું કે દશેના નામની પત્રિકા નાખો, જેનું નામ આવે તે, તે મકલેશ્વરને અર્પણ કરો.

પત્રિકાઓ નંખાઇ, તેમ. 'શ્રીવિષ્ણુ યક્ષ' નું નામ આવ્યું, દેશની ભાષા પ્રમાણે 'અબદુલ્લાહ સાહેબ' હતું. એ નામ આવવાથી માંહેમાંહે વાદ પડ્યો.

બે પક્ષ બંધાયા, એક પક્ષ પંડીતોનો, બીજો પક્ષ 'સ્યબા' સાહેબનો. પંડીત પક્ષે કહ્યું કે 'શ્રી વિષ્ણુ યક્ષ સાહેબને દશાંશમાં ન અપાય, કેમ કે એમના પેટે એક પવિત્ર પુરૂષ અતિ નામાંકિત જગતારણ જન્મશે, જેમની નામના આખા જગતભરમાં વખણાશે, ને ઘણા કાળ સુધી અમર રહેશે, એવા જગતતારણને મકલેશ્વરનો સાધુ બનાવ્યો ન જાય 'એમને તો પરણાવવા જ જોઇએ'.

શ્રી સ્યબા સાહેબે કહ્યું, કે પત્રિકા જેના નામની આવી તે ખરી, હવે બીજો બાળક એમના બદલામાં ના આપું, જેના ભાગ્ય ! એ વાદનો પંડીતોએ વચલો માર્ગ કાઢ્યો, તે સર્વ સભને પણ અનુકુળ આવવાથી 'શ્રી વિષ્ણુ યક્ષ' પરણવવાનાં ઠર્યાં, ને તેમના બદલે બસો ઉંટ મકલેશ્વરમાં અર્પણ કરવાનું ઠર્યું.

શ્રી વિષ્ણુ યક્ષ સાહેબને પરણાવ્યા. જેને પેટે કલિયુગના બ્રહ્માજી નબી મહંમદ સાહેબ થયા.

શ્રી સ્યબા સાહેબને બીજી પુત્ર 'પદ્મસેન' એટલે ત્યાંની ભાષા પ્રમાણે 'અબુ તાલિબ' સાહેબ હતા. તે સાહેબને ત્રણ પુત્ર હતા. તે મહિલા વિશ્વવિખ્યાત મહાપરાક્રમી શ્રી વિષ્ણુ ભગવાનનો પૂર્ણરૂપ અવતાર 'શ્રી અલી નિષ્કંલકી નારાયણ' થયા.

શ્રી અલીના સગા ત્રણ ભાઇને તેવા જ ચોથા ભાઇ નબી મહંમદ સાહેબે શ્રી મુખે સગા ભાઇપણાનો બંધ પોતે નોંધાવ્યો છે, દરેક અવતારના પ્રથાનું કુલ ચાર જ ભાઇ હોય છે.

શ્રી સ્યબા સાહેબને ત્રીજા પુત્ર, 'શ્રી દેવેન્દ્ર' એટલે તે દેશની ભાષાનું કુળ 'અબુસામ' હતા. તેમને ચાર પુત્રો હતા, અસ્પૃત, ગજપત, નરપત, ને ભૂપત. પ્રથમ શ્રી નબી મહંમદ





સાહેબ પોતે 'એકેશ્વર' વાદનો ઉપદેશ કરતા, ત્યારે પોતાના જ સગા કાકાઓ, અબુસામ, અબુઝેહલાદિને ન ગમતો હોવાથી તેનો વિરોધ કરતા. શ્રી મહંમદ સાહેબ ઘણું ઘણું કરી આજીજીને શાન્તિએ સમજાવતા. વિનયે વિનોદે ઉપદેશતા, પણ એ કાકાઓએ ન માન્યું તે ન જ માન્યું. ઉલટા વિરોધ વધારી તેમનો નાશ કરવા પ્રેરાયેલા રહેતા. ફક્ત 'શ્રી અલી નિષ્કંલકી' ની મદદથી જ વિજયવંત રહેતા. તેમ 'શ્રી નબી સાહેબ'નું બળ દિન પર દીન અધિકા અધિક વધતું જ રહેતું, ને એ કાકાઓનું બળ દીન જાજરવત હલકું પડતું ચાલ્યું.

તેજ પ્રણાલિકાએ અસ્પતાદિ ચારે ભાઇઓને વિદેશગમન સુલ્લભ લાગવાથી હીજરત કરવા પ્રેરાયા. ચારે તરફ નજર કરી, પણ તેમને તે પશ્ચિમ દિશાના દેશો તરફ કોઇ નજર ન ખુંપવાથી પુર્વગામી થયાનો ઉકેલ આવ્યો. જેતી 'બાબલ બેડી' એટલે તે એક વહાણમાં સવાર થઇ એ અસ્પતા દી ચારે ભાઇ રવાના થયા. તેમની સાથે, એક મિત્ર બાણ કુરેશી પણ સાથે થયો, રસ્તામાં આવતાં એક તુંબડું મલ્યુ, તે લીધુ, તેમાં એક બાળક હતું, તે પણ સાથે લીધુ. એજ બાળકના વંશનાં 'તુંબેર ચારણો' હાલ કહેવાય છે. એ બેડી જંબુ દ્વીપના સૌરાષ્ટ્ર ભૂમિના વેરાવળ બંદરે નાગરીને ત્યાં એ પાંચે જીવ (છો) ઉતર્યા, ને પોતાના રક્ષણના સવાલને ચર્ચી, ભાલ મલતાં જુનાગઢના ભૂપે જયોતિષીયો બોલાવી રક્ષણનો પ્રકાર મેળવી કાર્ય આદર્યું. જયોતિષયોના કહેવા પ્રમાણે જુનાંગઢનો ડુંગર હાલ જે દાતારના ડુંગરને નામે પ્રખ્યાત છે. તેના ઉપર કોટ ઉપર હાલ જે ઝંડીયા કુવાના નામે બોલાય છે. તે ખોદાવવા માંડ્યો. કેમ કે અસ્પતના દિને વાંસે જે શત્રુ આવનાર આકાશ માર્ગે આવી, આ ઠેકાણે ઉતરે, તેવો જ પાતાળમાં પેશી જાય, ને તેને આ ખાડામાં પથ્થરે કરી પુરી દેવાય તે માટે ખાડો તૈયાર કરાવ્યો. ત્યાં સુધી ખોદાવ્યુ કે ખોદનારાઓને દિવસે દેખાય નહિ ત્યાં સુધી તેઓ એક બીજાને ભાળે નહિં. ખોદતાં કોદાળા એક બીજાને અથડાવા લાગ્યા.

એક બે માણસ જખ્મી થયા, ને એક બે માણસ મરણ શરણ થયા. એટલે ખોદાવવાનું બંધ કરાવી, તેની આજુબાજુ લશ્કર સંતાડી ગોઠવી દીધું.

જોષિયોના નિર્માણ કરેલા દિવસે જ 'શ્રી અલી' ઘોડેસ્વારીએ પધારી કુવામાં ઉતરી જ પડ્યા, તેવા જ કુવાની આજુબાજુ ગોઠવેલું લશ્કરે પથરા કુવામાં પુરવા માંડયા, જે પથ્થરો કુવામાં પડતા તે સ્વાર કે ઘોડાને ઇજા કર્યા વગર ઘોડાના પગ નીચે ગોઠવાઇ જતા. જેથી કુવો પુરાઇ જવા લાગ્યો, ને ઘોડાને સ્વાર ઉપર આવવા લાગ્યા. કુવાનો કેટલોક ભાગ પુરાયો હશે, ત્યારે પોતે ધારણ કરેલા તુંપજા બહાર ફેકવાની અગત્ય નજણાયાથી, પોતે એક તુંપજો કમરેથી અળગો કરી પોતે સ્વહસ્તે બહાર ફેંક્યો, તે તુંપજો વેરાવળ બંદરે જઇ દરિયામાં પડ્યો, તે તુંપજો જયારે એમાં પડવાનો દિવસ આવે છે, ત્યારે તે જ દિવસે દરિયાની બહાર સપાટી ઉપર તરી આવી સર્વને દર્શન દે છે, ને તેના પુજારીઓ, તેને સીંદુરાદીથી પૂજન કરે છે, કે પાછો પાણીમાં અલોપ થઇ જાય છે. બીજો તુંપજો પોતે બહાર ફેંક્યો, (નાખ્યો), તે જ કુવા કાંઠે પડ્યો છે, તેનો માપ લેવા ઘણા ઘણા કારીગરો મથી મુવા, પણ તેનો માપ ઠામ પડતો નથી. એક વાર માપ લીધા પછી ફરી માપ લો તો, ફરીએ ને એ માપ આવે નહિ, કદ વધે કે ઘટે, કદીએ જે પહેલાં માપ આવ્યો તે ફરી ના જ આવે.



'શ્રઈ અલી' એ કુવામાંથી બાહેર પધારી અસ્પતા દિ ચારે ભાઇઓને ઘેરી લઇ ઘણા સમજાવ્યા, પણ એક મોટા ભાઇએ શિખામણ માની, બીજા ભાઇઓ જુનાગઢ મુકી ઉત્તરગામી થઇ સિંધ પધારી ગયા. સિંધનાંજઇ સુમરા તરીકે સિંઘનું રાજ્ય કર્યું, ને સુમરાના નામે પ્રખ્યાતિને પામ્યા. એ વંશ ત્યાં પણ શ્રી હરિ પ્રતાપે વધ્યો. રાજાનો વંશ વધવાથી ભૂમિની સંકડામ પડેજ! જેથી સિંધમાંથી એક પરાક્રમી સુમરો 'જાડો' નામનો કચ્છમાં પધાર્યો. તેમનો જ વંશ આજ 'જાડેજા' ક્ષેત્રોના નામથી પ્રખ્યાત છે. તેમનો વંશ હાલ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાતવાદીમાં પ્રસરેલ છે.

શ્રી નિષ્કલંકી 'શ્રી અલી' સાહેબ પછી, એ શ્રી હરિવંશ આગળ ચાલ્યો, તેમના શ્રી ઈલામ 'હુશ્યેન' 'શ્રી અલી' ના પુત્ર હતા. 'શ્રી અલી વિષ્ણુ' 'શ્રી નબી મહંમદ બ્રહ્મા' ને શ્રી નબી મહંમદની પુત્રી 'આદ્યશક્તિ માતા ફાત્મા' તેમનો હરિવંશ આગળ ચાલ્યો.

એ વંશમાં ઇમામ જાફરો સાદિક પછી 'પુલસ્ત્યે' મુનિની પેઠે વંશમાં ભેદ પડ્યો. શ્રી ઇમામ જાફરો સાદિક સાહેબને બે સ્ત્રીયો હતી, પ્રથમ પોતે હરિવંશ મહિલા ઇમામ હસનના કુળ માંહેલી દીકરીને પરણ્યાહતા. તેમના પેટેથી હઝરત ઇમામ ઇસ્માલ સાહેબ જન્મ્યા હતા.

ને બીજી સ્ત્રી બની અબ્બાસીના કુળની કન્યા પોતે વેચાણ લીધી હતી. તેના પેટેથી મુશીયેકાજમ નામના પુત્રાદિ થયા હતા, કાલે કરી.

શ્રી ઇમામ ઇસ્માલ પછી શ્રી ઇમામ મુન્તેસર બિલ્લાનો સમય પણ ઇમામ જાફરો સાદિક જેવો જ આવ્યો. એ સાહેબને પણ બે સ્ત્રી હતી. એક તો હરિવંશ મહિલા હતી. બીજા તુર્કાણી હતા. તુર્કાણીનો ભાઇશ્રી ઇમામ મુન્તેસર બિલ્લા સાહેબના રાજ્યની સૈન્યનો સેનાઅધ્યક્ષ હતો.

શ્રી ઇમામ મુન્તેસર બિલ્લાહ, પંચરત્તે પામ્યા, પછી તેમના ત્રણ પુત્રો હતા, પ્રથમ માતા હરિવંશીના ઉદરેથી 'શ્રી ઇમામ શાહની ઝાર' હતા. બીજી માતાથી મુસ્તેઅલી આદિ હતા.

મામના બળે મુસ્તેઅલી રાજ્યાસને પધારી, વડીલભાઇને તેમના સ્ત્રી પુત્ર સાથે કેદખાનામાં પધરાવ્યા. ત્યાં કેદખાનામાં શ્રી ઇમામ શાહની ઝાર , પંચત્વનને પામી ગયા, પણ તેમના પુત્ર શ્રી ઇમામશાહ હાદિ છ વરસની આયુષ્યમાં મિસરની જેલની દિવાલો ચીરી ઇરાન પધારી ગયા! ને કોઇને ખબર સરખી ના પડી કે ક્યાંથી ગયા ? ને ક્યાં ગયા ?

મજકુર હરિવંશજ ચાલતો ચાલતો 'અલાઉદ્દીન મહમદ' સાહેબ સુધી ઇરાનની ભૂમિ અલમોત ગઢમાં રહ્યો. હવે એ વંશે જંબુદ્વીપની ભૂમિનું આમંત્રણ સ્વીકાર્યું.

શ્રી ઇમામ 'અલાઓદીન મહમદ' સાહેબે પીર સલાહોદીન (નુરસદગોર) સાહેબના પુત્ર શ્રી પીર શમ્મસ' સાહેબને બોલાવી ઇમામતની કળા તેમને અર્પણ કરી, પોતે યુધ્ધે હલાકુખાં સામે ચડ્યાં. શ્રી પીરસલાહોદીન. ને શ્રી ઇમામ અલાઓદીન મહંમદ બંને પીતરાઇ

કાકો ભત્રીજો થાય. અનાદિકાળના ધોરણે ઇમામ સદ્‌ગોર અસ્થાનકે હોય તે પ્રમાણે શ્રી ગોરને શ્રી નર એ બંને કળા શ્રી પીર શમ્સસાહેબમાં દીપતી રહી. ને પોતે જંબુદ્વીપે પંજાબ ભુમિએ પધાર્યા.

શ્રી પીર શમ્સને બે પુત્ર, શ્રી ઇમામ કાસમ શાહ, ને શ્રી પીર નસીરોદીન થયા, અહીં બન્ને કળા નોખી પડી.

તે બાર કરોડીનાં ભરણ સમે, શ્રી પીર સુંદરદીન સાથે પીર શ્રી કબીરદીનના હાથ ઉપર ઇમામ ઇસ્લામ શાહ સાહેબે કોલ કરેલો, કે આપણે બંને ભેળા થઇ અન્નતનો ભરણ કરીશું, તમારે ચિંતા કરવી નહિ. તે પ્રમાણે થયું.

શ્રી નર ઇસ્લામ શાહના પુત્ર નુરમહંમદશાહ બાવાએ શ્રી સદગોર પીર ઇમામશાહ બાવાને ઇરાન દેશે બોલાવી પોતાની ઇમામતની કળા તેમને સોંપી જે 'ગોર તે પ્રથમના હતા' ને પાછલીની 'નરની કલા મળી' એટલે ગોર ને નર બન્ને કળાના સ્વામી પોતે સદ્‌ગોર પીર ઇમામશાહ બાવા' થઇ જુનો કોલ પુરો કર્યો.

તેમના પુત્ર શ્રી વિષ્ણુ પૂર્ણ કળાએ શ્રી નરઅલી મહંમદશાહ થયા, પોતે શ્રી સદગોર ઇમામશાહ, શ્રી બ્રહ્મા શ્રી નરઅલી મહંમદશાહ, વિષ્ણુને આદ્યશક્તિ, 'શ્રી બુઝુરૂક બેગમ, એ હરિવંશનો ત્રીગુણી કળાનો સ્ટાફ અનાદિ કાળની પ્રથા અનુકુળ અહીં બંધાયો. એની કળા એજ જાણે. સાત્વિક આહારે એ ભેદ સુજે બીજાને રંજ માત્ર ન સમજાય, ને ન મનાય. બીજા સર્વ વિમાસ્યા કરે, તેનો વિરોધ કરતાં જંપે નહીં.

મજકુર હરિવંશે શ્રી સદ્‌ગોર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહ બ્રહ્મકળાએ ને એજ દેહીમાં શ્રી વિષ્ણુની કળા પણ એજ દેહીમાં, એટલે બન્ને કળાધારી, શ્રી હરિઇમામદીન -શ્રી ઇમામશાહ બાવા થયા. તેમના દીકરારૂપે શ્રી હરિવિષ્ણુ. આદ્યનિરંજન નરઅલી મહંમદશાહ બાવા સોળ કળા સહિત જન્મ્યા. છઠ્ઠીના દિવસે જ સોળ કળા સહિત પંજો લઇ સત્યવર્ણી ભાખી તેમના પુત્ર શ્રી હરિવંશે શાહોજી સહાબોદીન બાવા, તેના પુત્ર શ્રી હરિવંશે શ્રી શાહોજી જલાલોદીન બાવા, તેમના પુત્ર શ્રી શાહોજી મુર્તુજાશાહ બાવા તેમના પુત્ર શ્રી શાહોજી અશરફશાહ બાવા દિલ્લી ઔરંગઝેબ બાદશાહના સમે પધારી 'અમર દીવો' ૪૫ વીઘા જમીનનો ફર્માન આદિ બાદશાહી લેખો લાવનાર, એ શ્રીનો રોજો ધોળકામાં છે. આ પછી અત્રેથી હરિવંશ વીરમી કળા રહિત રહે છે.

45 vigha Land

બારમી સદીના કોલના કારણે શ્રી ગોર ને શ્રી નર હાલ અલોપ, એટલે ગુપ્ત, કલા રહિત છે. જેથી જગતને અણઉકેલ ગુચવણ માદક આહારે થઇ છે. જ્ઞાને ખોળવાનું છે. સાત્વિક આહારીજ જ્ઞાનના ભેદ પામી, શ્રીજીને ઓળખી આનંદ કરશે બોલો શ્રી નિષ્કલંકી નારાયણકી જય જય જય, સત્ય મેવ જયતે.

નિષ્કલંકી નારાયણની ભાળ કાંનજી રતના. પેજ નં. ૧૬ થી ૩૩

# ચન્દ્રબિન્દુ - ચાંદ - સિતારા

*ઓમ સરળ યોગિશિક્ષા !*

*અથ મંગવા ચરણ*

*ઓમ પૂર્ણમદ : પૂર્ણમિદં પૂર્ણાત પૂર્ણમુદચ્યે !*

*પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે !!*

"ઈન્દ્રિય સમૂહના સર્વ અવિષયીભૂત સૂક્ષ્મ પદાર્થ અને ઈન્દ્રિયને વિષયીભૂત એવા સર્વ પદાર્થ, એ સર્વ બ્રહ્મદ્વારા પરિવ્યાપ્ત છે અને નિખિલ જગત, પરિપૂર્ણ એવા બ્રહ્મદ્વારા પ્રકાશિત થઈ રહ્યું છે. પૂર્ણ-સ્વભાવ બ્રહ્મની પૂર્ણતા દ્વારા આ જ્યારે તે નાસ્તિત્વ, આસ્તિતત્વના સમન્વયાત્મક એક અંશમાં સૃષ્ટિ, સ્થિતિ અને બીજા એક અંશમાં પ્રલયાત્મક અખંડ હરિહર-મૂર્તિનું દિવ્ય દ્રષ્ટિ દ્વારા દર્શન કરી શકે ત્યારે એ વિષય સંબંધી શ્રીમદ ભગવદ ગીતામાં સંકેત કર્યો છે કે :

*"વિષ્ટભ્યાહમિદં કૃતસ્નમેકાંશને સ્થિતો જગત !!"*

જેઓ શ્રી ભગવાનનાં આદિ રૂપ-અસલ રૂપ અથવા સ્વરૂપનો નિર્ણય કરવા ઉત્સુક હોય અર્થાત કાલી, કૃષ્ણ, શિવ, શક્તિદેવી વગેરે રૂપ પ્રત્યે શ્રદ્ધાવાન અથવા સંતુષ્ટ નથી તેમને માટે ઉપર લખેલું રૂપ એ જ શ્રી ભગવાનનું રૂપ છે એમ સમજવું. એ શાસ્ત્ર અથાવ યુક્તિથી વિરૂદ્ધ નથી. વિશેષતઃ એ સિદ્ધાંત સાધકોના સાધનથી પ્રાપ્ત થયેલા જ્ઞાનને અનુકૂળ જ છે. પરંતુ જે મનુષ્યો ચર્મચક્ષુ અથવા દિવ્યચક્ષુ, એ બંનેમાંનાં કોઈપણ ચક્ષુથી સંતુષ્ટ થવાનો પ્રયત્ન નહિ કરતાં માત્ર વાતોથી જ તેના સ્વરૂપનો નિર્ણય કરવાનો યત્ન કરશે તેને માટે તો એક મહાજ્ઞાની મહાત્માએ લખેલું સંજ્ઞા સૂત્ર વાસ્તવિક પ્રમાણ સિદ્ધ થઈ પડશે. તેમણે લખ્યું છે કે : "ઈશ્વર નિરાકાર ચૈતન્ય સ્વરૂપ છે." બસ,એટલું જ માની લેવા સિવાય અન્ય ઉપાય નથી.

"માકૃણ્ડેય ચણ્ડી"માં અમે એ રૂપનું વિસ્તૃત વર્ણન જોઈ શકીએ છીએ. તેમાં લખ્યું છે કે :-

"યૈ દેવી સર્વ ભૂતેષું વિષ્ણુમાયેતિ શબ્દિતા !" આ શ્રલોકથી શરૂ કરી "ચિતિરુપેણ યા કૃતસ્નમેતદ વ્યાપ્ય સ્થિતા જગત !" આ શ્રલોક પર્યંત સમસ્તે ઉક્ત રૂપનું જ વર્ણન છે.

ઉપરોક્ત સર્વ શ્રલોકોદ્વારા દેવતાદેવીઓએ દેવનું સ્તુતિ ગાન કર્યું હતું. પરંતુ એ દેવી કોણ ?

ચંડીપાઠમાં જ લખ્યું છે કે : "એ દેવી તે જે વિષ્ણુ માયા." એ માટે લખ્યું છે કે :

*"ઈતિ કૃત્વા મતિં દેવી હિમવન્તં નગેશ્વરમ ! જગ્મૃસ્તત્ર તતો દેવીં વિષ્ણુમાયાં પ્રતુષ્ટુવું : !!*

એ માયાનું સ્થાન બ્રહ્મબિન્દુની નીચે (ઁ) અર્ધી. ચન્દ્રમાં છે. માશિક વ્યાપારની આદિ અને ઉર્ધ્વ સીમા ત્યાં સુધી જ છે. તેની નીચે સૃષ્ટિ પ્રકરણ છે. "ઓમ" આ પ્રણવ

મૂર્તિ ઉપર જે બિન્દુ છે તેની નીચે અર્ધ ચન્દ્ર રેખાને અમે માયાની હદ સ્વરૂપ સમજીએ છીએ. ઉપરોક્ત ચંડીપાઠમાં શ્રૂલોકોમાં એ સ્થાનથી જ આરંભ કરીને જે શક્તિ ભૂતમાત્રમાં નાના રૂપે વિહાર કરે છે તે જ માયા શક્તિનું દેવાતાઓ સ્તવન સ્તુતિ કરે છે. વિશ્વ-વ્યાપારનુ મૂળ એ સ્થાનમાં જ દર્શાવ્યું છે. સમસ્ત વર્ણનને અન્તે એ ચિતિ-સ્વરૂપનું જ વર્ણન છે. દેવતાઓદ્વારા એ ચંડીસ્તવનમાં એના વિશેષ રૂપનું વર્ણન નથી. દેવાતઓના વર્ણનમાં ચતન્ય રૂપ એ જ તેનું આદિ રૂપ અથવા સ્વરૂપ કહેવામાં આવ્યું છે. એ માટે જે ઉપરોક્ત મહાપુરુષના લેખ સંબંધી અમે જે કાંઈ ઉલ્લેખ કર્યો છે તે કાંઈ અમે મશ્કરી રૂપમાં કહ્યું નથી. અર્થાત : ઈશ્વર નિરાકાર ચૈતન્ય સ્વરૂપ છે. અને ઈશ્વર સાકાર ચૈતન્ય સ્વરૂપ પણ છે.

## બ્રહ્મ

યોગાભ્યાસ કરનાર સાધકોએ બ્રહ્મ, ઈશ્વર, આત્મા અને પરમાત્મા સંબંધી જ્ઞાન મેળવવું આવશ્યક છે. તે જાણવાથી યોગાભ્યાસ શા માટે કરવો તેનું જ્ઞાન થાય છે માટે જ અમે આ સ્થળે બ્રહ્મ સંબંધી યથામતિ વિવેચન કર્યું છે. વાંચક બંધુ તે લક્ષમાં લેશે એવી આશા છે.

શ્રીમદ ભગવદગીતાના અષ્ટમ અધ્યાયમાં પ્રથમ જ અર્જુને શ્રી કૃષ્ણ ભગવાનને પ્રશ્ન કર્યો છે કે :

કિં તદ બ્રહ્મ ?'' ''બ્રહ્મ એ શું છે ?''

શ્રી ભગવાને ઉત્તર દીધો છે કે : ''અક્ષરં પરમં બ્રહ્મઃ'' અક્ષર એ જ પરમ બ્રહ્મ છે.''

પ્રશ્ન થાય છે કે : અક્ષર એટલે શું ? ઉત્તર એ છે કે : જેનું અથવા જેમાંથી રક્ષણ થતું નથી અર્થાત જે ક્ષરણ-શૂન્ય છે તે ક્ષરણ એ શબ્દનો સાધારણ અર્થ ખરી પડવું- જેમાંથી કંઈક ખરી (નિકળી) પડે તેને ક્ષરણ કહે છે. એ ઉપરથી સૃષ્ટિ અથવા સર્ગ (સૃજ ક્તિ - સૃષ્ટિ, સૃજ - ધગ - સર્ગ) વિસર્ગ વિશિષ્ટ રૂપ સર્ગ, અર્થાત ત્યાગ, પરિહાર.

''બ્રહ્માવવાધકો બિન્દુઃ!''

એક સ્થળે અમે બિંદુ સંબંધી વિવેચન કર્યું છે. તેને માટે ઉપનિષતમાં કહ્યું છે કે : તે બિંદુ એ જ બ્રહ્મનો અવબોધક છે. એ જ બિંદુદ્વારા બ્રહ્મનું જ્ઞાન ઉત્પન્ન થાય છે અર્થાત આભાસ મળી આવે છે. એ આભાસ ''નાદ'' અર્થાત પ્રથમ વર્ણવેલી ચંદ્રરેખા અથવા માયાના નિચલા સ્તરમાં ઉતરવાથી બિંદુમાંથી તેનો સંપૂર્ણ ત્યાગ, પરિહાર અથાવ વિસર્ગ થયો છે. એ વિસર્ગ અ જ પ્રથમ કહેલો ત્રિસર્ગ પ્રકાશ છે. પરિહારથી જ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે એ પણ પૂર્વે કહેવામાં આવ્યું છે. બિન્દુ અને વિસર્ગ અ જ મૂળ રહસ્ય છે.

બિંદુમાં જે પરબ્રહ્નો નિવાસ છે તેનું ક્ષરણ થતું નથી. તે જ અક્ષર છે. ત્યાં સુધી જ તે ''પરમં બ્રહ્મ, નપુંસકલિંગ અર્થાત તે જનન આદિ ક્રીયાથી હીન છે, તેથી તે વૈષ્ણવોનું ''અદ્વય જ્ઞાન'' એ જ કૃષ્ણનું સ્વરૂપ અને એ જ તત્ત્વ વસ્તુ છે.''





બિંદુના બહારના વિભાગમાં જે જ્યોતિ જોવામાં આવે છે તે જ શ્રી કૃષ્ણના શરીરનું શુદ્ધ કિરણમંડલ છે. ઉપનિષત કહે છે કે : તેમાં જ સુનિર્મળ બ્રહ્મ છે."

મિલડન કહે છે કે : "spring Heaven first" "એ જ પરાત્પર પ્રથમ સંતાન છે.' અને એજ "Bright effluence of Bright Essence in creat." "સમાન ઉજ્જવલ શુદ્ધ સત્તાવનું સમાન ઉજ્જવલ જ્યોતિ ઝરણ છે. "

સત્વર સમજી શકાય છે કે : મિલટને એને જ અક્ષરનું પ્રથમ ક્ષરણ (ઝરણ) દર્શાવ્યું છે. પરંતુ તેમ નથી. ભાષા અને ભાવમાં સમાનપણું હોવાથી દોષ થતો સમજી આ શંકાને લીધે તેણે ત્યાર પછી કહ્યું છે કે : "ઓર, ઓફ ધી ઈન્ટરનલ કો-ઈન્ટરનલ બીસ, મે આઈ એક્સપ્રેસ ધી અનબ્લેમ ?" - " તને નિત્ય સત્યમાં સમાન રહેનાર નિત્ય જ્યોતિ : કહેવાથી પણ કાંઈ દોષ થશે ?"

અદ્વય રૂપ "પરમં બ્રહ્મ" અને જ્યોતિ સ્વરૂપ એ બન્ને નપુંસકલિંગ છે. એ બન્ને સમાન રહેનાર અને નિત્ય વસ્તુ છે.

*સિદ્ધન્દ્રો મનુયઃ સર્વ્વે સર્વ્વરૂપં વદન્તિ યમ! યમનિર્વ્વચનીયંચ યોગીન્દ્રઃ શંકરો વદેત !!*
*સ્વયં ધાતા ચ પ્રવદેત કારણાંનાચ કારણમ ! શેષો વદેદનન્વતં યં નવધારુપમીશ્વરમ !!*

અર્થાત : "યોગી જનો" સનાતન -જ્યોતિ : રૂપ કહે છે, ભક્તજનો જ્યોતિની મધ્યમાં "નિત્ય રૂપ" કહે છે, વેદમાં "સત્ય સ્વરૂપ" કહે છે, જ્ઞાની જનો "નિત્ય-આદ્ય" કહે છે, દેવતાઓ "સ્વેચ્છામય પ્રભુ", શ્રેષ્ઠ સિદ્ધ પુરુષો અને મુનિજનો "સર્વરૂપ," શ્રેષ્ઠ યોગી મહાત્મા શંકારચાર્યજી "અનિવૃચનીય રૂપ," વિધાતા, સર્વ કારણોનું કારણ અને વાસુકિ "અન્નત રૂપ" કહે છે."

"જ્યોતિના મધ્યમાં નિત્યરૂપ" અને "જ્યોતિઃ રૂપ", એમ વૈવર્ત-પૂરાણમાં કહેલું છે, એ બન્ને રૂપને અમારું પૂર્વે લખેલું શ્રી ભગવાનનું જ સ્વરૂપ અને તે બ્રહ્મરૂપ છે. સાધના પ્રકરણમાં પણ એ પ્રકારે જ અનુભવ ઉત્પન્ન થાય છે. શાસ્ત્ર અને સાધન, એ બન્ને એક જ વસ્તુના દર્શક છે. શાસ્ત્રના જ્ઞાન વગર, સાધનના વિષયમાં આપણને કવચિત કવચિત જેમ અવિશ્વાસ ઉતપન્ન થાય છે. તેમ સાધનના જ્ઞાન વગર પણ તે જ પ્રમાણે કવચિદ કવચિદ શાસ્ત્ર પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. યોગ્ય રીતે જોતાં શાસ્ત્ર અને સાધન એ બન્ને સત્ય છે.

તાત્પર્યમાં આપણે જાણવું જોઈએ કે : માયા અથવા નાદના ઉર્ધ્વ વિભાગમાં રહેલા સત અર્થાત જ્યોતિ સ્વરૂપ બ્રહ્મથી નીચેની ભૂમિકા ઉપર અસત અથવા જે કાંઈ માયિક સૃષ્ટિ છે તે સર્વ બ્રહ્મ જ છે. સર્વથી ઉચ્ચ ભૂમિકા ઉપર અક્ષર અર્થાત પરબ્રહ્મ છે, તેમાં સત, અસત, અસ્તિ, નાસ્ત, જગદાકાર અને શૂન્યાકાર એ સર્વ, બીજના ગર્ભમાં જેમ વૃક્ષ હોય છે તે પ્રમાણે તે બ્રહ્મમાં જ સર્વ સમાયેલું છે. તે બ્રહ્મ ક્ષર સ્થિતિમાં આવે છે. અર્થાત માયાની નીચી ભૂમિકામાં આવી સૃષ્ટિ પ્રકટ કરે છે ત્યારે તે અન્વય અથવા ક્રમવિકાસ (એનાલીસીસ ઓર ઈવોલ્યુશન) થયો હોય છે, પ્રલય ક્રમે (બાય વે ઓફ સીન્થેસીસ) પુન : સર્વે



જ્યોર્તિમય બ્રહ્મરૂપ થઈ જાય છે. એ જ્યોતિનું મૂળ (ફાઉટેન) તે જ બિંદુના મધ્યમાં રહેલા અક્ષર પરબ્રહ્મ અથવા શ્રી ભગવાન છે.

ઉપર જે જ્યોર્તિમય બ્રહ્મ સંબંધી લખવામાં આવ્યું છે તે જ જ્યોતિબ્રહ્મનો અનુભવ થોડો પ્રયત્ન કરતાં જ સાધકને પ્રાપ્ત થાય છે. સાધન કરનાર આગ્રહી સાધકો માટે કાંઈ પણ અસાધ્ય નથી. જે જે મરાત્માઓએ બ્રહ્મનો-જ્યોતિનો-સાક્ષાત્કાર કર્યો છે તેમણે થોડો પ્રયત્ન તો કર્યો જ છે. પ્રયત્ન વગર મહેનત-કષ્ટ કર્યો વગર કોઈ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, માટે જ અમે સજ્જન સાધક બંધુઓને પ્રાર્થના કરી છીએ કે : જેને અખંડ અનંત સુખની ઈચ્છા હયો તેમણે કેટલેક અંશે યોગાભ્યાસદ્વારા સાધના કરવી આવશ્યક છે. ભગવદ પ્રાપ્તિનું સુખ અનંત છે. સંસારના વિષય-ભોગરૂપ માયા જાળનું સુખ એ તો ક્ષણિક છે, માટે જ અખંડ સુખની તીવ્ર ઈચ્છાવાળા સાધક બંધુએ તો આ ક્ષણથી જ તે અનંત કાલના સુખના ભોક્તા થવા કટિબદ્ધ થવું ઉચિત છે. એ સુખની તુલના રાજસુખથી થઈ શકે એમ નથી. એ સુખનું મૂલ્ય બહુ મૂલ્યવાન કૌસ્તુભરત્નમણિ સાથે થઈ શકે એમ નથી. ચોર્યાસી લક્ષના ફેરામાં અટવાઈ અંતે તો તે જ સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છા થશે, ત્યારે સાધક બંધુ ! શા માટે ઘાંચીના બળદની પેઠે ચોર્યાશી લક્ષના ફેરામાં અટવાવું પસંદ કરે છે ? અત્યારથી જ તે બધાં કષ્ટમાંથી મુક્તિ મેળવી સત્વર ભગવદર્શનને માર્ગે વળી જાઓ ! તમારું કલ્યાણ થશે. તમારું કલ્યાણ થશે. તમારું કલ્યાણ થશે.

ઉપર કહ્યા પ્રમાણે નાદના ઉર્ધ્વ વિભાગમાં અને બિંદુના બહારના વિભાગમાં એ જ જ્યોતિર્મય બ્રહ્મી સ્ફુર્તિ છે. એ સંબંધી અમે અનેક વખત કહ્યું છે. સાધન પરિપૂર્ણ થતાં જ એ જ્યોતિબ્રહ્મ અથવા બ્રહ્મ જ્યોતિની અંદર બિંદુના મધ્યમાં રહેલા (પૂર્વે કહેલા) અસ્તિ-નાસ્તિ-સત-અસત-સગુણ-નિર્ગુણ, એ ઉભય ભાવ સહિત અખંડ એક અતવા એકની અંદર ઉભય, અર્થાત દ્વયાદ્વયની સંમિલન મૂર્તિ (વાસ્તવિક જોતાં મૂર્તિ નથી) પરબ્રહ્મનો અનુભવ થાય છે. ત્યાર પછી ગુરુની કૃપાથી એ જ અમૂર્ત્ય મૂર્તિ શ્રી ભગવાન ઘનાકાર ધારણ કરી કાલી, કૃષ્ણ, રામ, શંકર ઈત્યાદિ પ્રકારે, ભક્તની ઈચ્છા પ્રમાણે કોઈ પણ ઘનમૂર્તિ (શરીર) ધારણ કરી દર્શન આપે છે.

પ્રેમી સાધક ! સૌભાગ્ય બળ વડે-પૂર્વના કે આ જન્મનાં સત્કૃત્ય બળ વડે-કવચિત કવચિત ઉપરોક્ત બ્રહ્મ રૂપ અથવા જ્યોતિઃ સર્વત્ર જોઈ શકે છે. અવશ્ય કહેવું પડે છે : એવું સૌભાગ્ય, આ સંસારમાં બહુ જ દુર્લભ્ય છે પરંતુ યત્ન કરનારા માટે કંઈ પણ અસાધ્ય નથી. યત્ન કરવાતી રત્ન અવશ્ય મળે છે. અનુભવ કરી જુઓ.

શ્રી ચૈતન્ય મહાપ્રભુએ એ જ જ્યોતિદર્શન સંબંધી શ્રી દામ-સ્વરૂપ શ્રીમદ અભિરામ સ્વામીએ કહ્યું હતું કે : ''હું જે દિશામાં નેમ ફેરવું છું તે દિશામાં તપાવેલા સુવર્ણ જેવું જ્યોતિ રૂપ જોઈ શકું છું.''

મુસલમાનોના ઈતિહાસમાં ''બશર હાફી'' નામક એક મહાન ભક્તનું વર્ણન પ્રકટ થયું છે. તેમાં લખ્યું છે કે : તે ભક્ત રસ્તામાં ચાલતી વખતે પૃથ્વી ઉપર દ્રષ્ટિપાત કરતો હતો તે ક્ષણે તેને બ્રહ્મજ્યોતિના દર્શન થતાં હતાં. તે કારણને લીધે જ ભક્ત ચુડામણિ

''બશેરે!! જીવન પર્યંત પગે પાદુકા (જોડા) પહેરવાનું ત્યાગ કર્યું હતું. તેથી જ લોકો તેમને ''હાફી'' અર્થાત પાદુકા-વિહીન ''બશરે'' કહેતા હતા. ભક્તોને આ પ્રમાણે અણુંઅણુંમાં બ્રહ્મજ્યોતિનાં દર્શન થાય છે.

સાધન અને સિદ્ધિ પ્રાપ્તિ એ સર્વ ભગવત-કૃપા વડે બની શકે છે. અનેક વર્ષ પર્યંત સાધન કરવા છતાં પણ જે ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકતો નથી તે ભગવત-કૃપાથી કવચિત-કવચિત સૌભાગ્યવાત-પુણ્યવાન-ભક્તને માત્ર અલ્પ સાધન કરવાથી અથવા પૂર્વજન્મના સાધનાના બળ વડે આ જન્મમાં વિના સાધનથી એકાએક સર્વ પ્રકારે ઈશ્વર-દર્શન થઈ શકે છે.

સાધન અને સિદ્ધિ પ્રાપ્તિ એ સર્વ ભગવત્-કૃપા વડે બની શકે છે. અનેક વર્ષ પર્યંત સાધન કરવા છતાં પણ જે ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકતો નથી તે ભગવત્-કૃપા કવચિત-ક્વચિત સૌભાગ્યવાત-પૂણ્યવાન-ભક્તને માત્ર અલ્પ સાધન કરવાથી અથવા પૂર્વજન્મના સાધનાનાબળ વડે આ જન્મમાં વિના સાધનથી એકાએક સર્વ પ્રકારે ઈશ્વર-દર્શન થઈ શકે છે.

ખ્રિસ્તીઓના ઈતિહાસમાં એક મહાપુરૂષની કથા જોવામાં આવે છે. તે મહાપુરૂષ રાત્રિના બે પ્રહર પછી બાઈબલ ગ્રંથ. ઉપર એકાએક પૂર્ણ ચંદ્રાકૃતિ જ્યોતિઃ અને તેના મધ્યમાં ક્રોસથી વિંધાયેલા ઈસુ ખ્રિસ્તની મૂર્તિ જોઈ શક્યા હતા. મુસા વગેરે સાધુ ભક્તો પર્વત અને વૃક્ષ લતાઓમાં એ જ બ્રહ્મ જ્યોતિનાં દર્શન કરી શક્યા હતા. આ પ્રમાણે બીજા અનેક ભક્તોને બ્રહ્મ-જ્યોતિનાં દર્શન થયાં છે. એનાં ઘણાં દૃષ્ટાંત મળી શકે એમ છે. શ્રી ગૌરાંગ મહાપ્રભુના એક ભક્તે કહ્યું છે કે : ''ગૌર રૂપનું વર્ણન થઈ શકે એમ નથી. તેમના શરીરની લાવણ્યમય જ્યોતિથી આખું જગત પ્રકાશિત થઈ રહ્યું છે.!''

શક્તિદેવીના ઉપાસક (બંગીય) ભક્ત સ્વર્ગીય મહાત્મા કમલાકાન્તે તેમની ઉપાસક શ્યામા મતાની રૂપ જ્યોતિના વર્ણનમાં કહ્યું છે કે : ''માતાજીનું શ્યામ શરીર કેવું ઉજ્જવળ જણાય છે ? તે નિર્મળ ચંદ્ર છે કે સૂર્ય ? તેની તુલના સૃષ્ટિમાં કોની સાથે કરૂં ? દેવી ભક્ત રામપ્રસાદે પણ કહ્યું છે કે :

''માતાજીના રૂપસાગરમાં કેટલાઓ સૂર્ય-ચંદ્ર તારલા જણાય છે.''

સર્વ શાસ્ત્રમાં અને સર્વ ભક્તોને મુખેથી એ જ્યોતિની વિલક્ષણ વ્યાખ્યા સાંભળવામાં આવે છે. વેદાન્ત દર્શન શાસ્ત્રમાં ''જ્યોતિશ્ચરણાભિધાનાત'' ''જ્યોતિર્દશનાત'' વગેરે સૂત્ર લખાયાં છે. એ સર્વ સૂત્રમાં લખેલા જ્યોતિ શબ્દથી એ જ બ્રહ્મ જ્યોતિ અને જ્યોતિબ્રહ્મ જ જણાવવામાં આવ્યો છે.

એક એ જ અચિન્ત્ય ચિદ્ ધન વસ્તુ (બ્રહ્મ) ઉપાસકનો નિરાકાર જ્યોતિર્મય બ્રહ્મ, વૈષ્ણવોનો કૃષ્ણ, શક્તિ ઉપાસકોની શક્તિ અને શૈવ ઉપાસકોનો શિવ વગેરે નામથી જણાવવામાં આવ્યો છે. પૂર્વે કહેવામાં આવેલું બિન્દુ એ જ ચિદ્ઘન મૂર્તિનું સ્થાન છે. જો કઈ કહે કે : જેને આપણે બિંદુમાંથી પ્રકટેલી જ્યોતિ અથવા બ્રહ્મ કહીએ છીએ તે જ જ્યોતિ





ક્રમશઃ ઘન-આકાર ધારણ કરીનેબ્રહ્મ ઉપાસકોનો ઘન જ્યોતિ સ્વરૂપ નિરાકાર બ્રહ્મ, દેવી ઉપાસકોની શક્તિ (દેવી), વૈષ્ણવોનો કૃષ્ણ વગેરે પ્રકારે રૂપ ધારણ કરે છે અને સમ્ભવિત છે. શક્ય છે એમાં શંશય લાવવાનું કાંઈ પણ કારણ નથી.

બિંદુમાં નિવાસ કરી રહેલી સગુણ-નિર્ગુણાત્મક જે અખંડ મૂર્તિ છે તે તેના સગુણ-સાકારમાંથી પલટાઈને ક્રમે ક્રમે નિગુણાંશદ્રવારા જ બૌદ્ધ લોકોનું નિર્વાણ થાય છે. જે સાધક જે ભાવનાથી તેવી ભાવના (ઉપાસના) કરે તે સર્વમાં નિષ્કૃષ્ટ-ઉત્કૃષ્ટનો વિચાર-વિર્તક કરવો એ ભ્રમમૂલક છે. - ભ્રમણા છે. ભૂલછે. જે ભક્ત-સાધકની ભાવના અને પ્રેમ જે પ્રકારનો હશે તેની સાધનાનાં સર્વથી ઉચ્ચ સ્થાનમાં તે જ ભાવનાનો (તેજ દેવી-દેવ કે જ્યોતિનો) પ્રત્યક્ષ અનુભવ અને ખાત્રી થશે.

ઉપરોક્ત સર્વ વિષય માત્ર લખવા કે સમજાવવા બેસીએ તો તેનો અન્ત આવે એમ નથી. પ્રત્યેક લખાણ કે કથનમાં સંશય અને તર્ક-વિતર્ક ઉપસ્થિત થઈ શકે એમ છે. અને એવા તર્ક-વિર્તકનો નિર્ણય કરવામાં વિઘ્ન ઉપસ્થિત થયા વિના સન્માર્ગ મળવો અસમ્ભવિત છે, માટે શંશય અને તર્ક-વિતર્કનો ત્યાગ કરી આપણા મહાત્મા પુરૂષો જે માર્ગે ગયા છે શાસ્રોએ જે કાંઈ કહ્યું છે તેના ઉપર અટલ, અચલ શ્રદ્ધા રાખી ભગવત પ્રાપ્તિને માર્ગે ગમન કરવાં એજ આપણે માટે શ્રેયસ્કર છે.

ઈશ્વરના તત્ત્વજ્ઞાન માટે જેને યથાર્થ પિપાસા છે તેમણે શાસ્ત્રકથન અને સાધકના ઉપદેશ સંબંધી બરાબર વિચાર કરી પોતાની જાતે અનુભવ કરવા માટે પ્રયાસ કરવો જોઈએ. આહાર પાન વગેરે પદાર્થોનાં મુખેથી નામ લેવાથી જેમ જીભની તૃપ્તિ થતી નથી અથવા પેટ ભરાતું નથી તેમ સેંકડો શાસ્રો વ્યાખ્યા વાંચવાથી કે શ્રવણ કરવાથી સત્યજ્ઞાન થતું નથી. ભગવાન શ્રી રામકૃષ્ટ પરમહંસદેવ કહેતા હતા કે : ''પંચાગમાં વીસ ટકા વર્ષાદ લખેલો હોય છે પરંતુ પંચાંગ નિચોવવાથી એક બિંદુ જળ પડતું નથી.'' તે પ્રમાણે શાસ્ર કે વિદ્વાનોના માત્ર કથનથી બ્રહ્મ કે તેની જ્યોતિના દર્શન થતાં નથી. તેનો અનુભવ કરવા માટેતો સાધકે શ્રોતાએ જીજ્ઞાસુએ ભક્તે પ્રયત્ન કરવો જોઈએ.

કેવળ-કથાઓ-વ્યાખ્યાનો-દ્વારા સમજાવવા જતાં અથવા સમજવાનાં પ્રયત્ન કરતાં અનેક દિવસો વ્યતીત થઈ જાય છે અને વ્યાખ્યાન કે કથનનો અંત આવતો નથી.અને તર્ક-વિતર્ક તેમજ શંશયનો નિર્ણય થતો નથી, એટલું જ નહિ પણ વિશ્વસ-શ્રદ્ધાને બદલે ક્રમશઃ શંશયજાળનો વિશેષ વિસ્તાર થાય છે. એવું કથન કે વ્યાખ્યાન કોઈ વિદ્વાને ભાગ્યેજ કર્યું. હશે કે જેનાથીતર્ક કે સંશય ઉત્પન્ન થાય નહિઅને જે કાંઈ સાંભળ્યું કિવા વાંચ્યું હશે તેમાંથી સારાંશ ગ્રહણ કરી તે પ્રમાણે દૃષ્ટાંત અમારા જાણવામાં છે, એટલું જ નહિ પણ તે ક્રિયા અને ટુચકા તંત્ર શાસ્ર અને યોગશાસ્રમાં લખ્યા છે પરંતુ સજ્જન સાધક બંધુ એવી તીવ્ર (બ્રહ્મ) જિજ્ઞાસા અને એવો તીવ્ર વૈરાગ્ય પૂર્વનાં પુણ્યબળ સિવાય થતો નથી. અનેક જન્મનાં પુણ્યનો સંચહ હોયછે તેને જ બ્રહ્મ, ઈશ્વર અને આત્મા-પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઈચ્છા થાય છે. આપણી દૃષ્ટિ સમીપ અનેક સગાસંબંધી અને વ્હાલાં મનુષ્યોનાં મૃત્યું થાય છે તે વખતે આપણને ''સ્મશાન-વૈરાગ્ય'' ઉત્પન્ન થાય ચે. તે વખતે ભગવાનનું નામ સ્મરણ







કરવાની ઈચ્છા થાય છે પણ જ્યાં ઘેર ગયા કે બસ. તે જ માયાનીજાળમાં પુનઃસપડાયા સિવાયરહેવાતું નથી અને પુનઃતે જ માયાની પ્રપંચે જાળમાં જીવાત્મા અટવાઈ જાય છે એમ વારંવાર કહીએ છીએ કે પૂર્વજન્મનાં પૂણ્યબળ હશે તેને જ ઈશ્વરનાં દર્શનની તીવ્ર ઈચ્છા થશે અને તે મનુષ્ય તે જ ક્ષણથી ઈશ્વરના દર્શનનેમાગે ચાલવા માંડશે પછી તે માયા જાળને તોડીફોડી દૂર ફેંકી દેશે. અને તે મિથ્યા-અસત્ય સમજી સતરૂપ બ્રહ્મને શોધવા સતત પ્રયાસ કરશે. માત્ર પૂર્વનું પુણ્યબળ જોઈએ.

એક સર્વોચ્ચ મકાન ઉપર ઊભા રહીએ તો આખુ શહેર જોવામાં આવે છે તે પ્રમાણ બ્રહ્મ-બિન્દુમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકાય તો સમસ્ત વિશ્વ-સંસાર નાખ-દર્પણની પેઠે જોઈ શકાય છે અને તે પ્રમાણે જ બ્રહ્મજ્યોતિ દ્વારા સર્વ પ્રકાશિત થતું જોવામાં આવે છે. સત્ય કહેતાં અજ્ઞાનરૂપી અંધકારમાંથી જ્ઞાન-રૂપપ્રકાશમાં ગમન કરી રહ્યા છીએ એવો અનુભવ છે તે સમયે થાય ચે. તે વખતે ''તમસો માં જ્યોતિર્ગમય'' જેવી વાંચ્છનાનું સાર્થક્ય થાય છે એટલું જ નહિ પણ ''અસતો માં સદ્‌ગમય'' અને ''મૃત્યો માં અમૃત ગમય'' ની ઈચ્છાવાળા મુમુક્ષોઓનો જીવન ઉદ્દેશ્ય સાર્થક્ય થાય છે ! બાકી મોઢે મોંઢેથી એવા વાક્યો હજારો વખત બોલી અને હજારો જન્મ તેની આવૃત્તિ કરીએ તો પણ ત મિથ્યાછે.

બિદું એ જ બ્રહ્મરાજ્ય છે. એના આંતર વિભાગમાં પરબ્રહ્મ વિરાજી રહ્યો છે અને બાહ્ય (જગત) વિભાગમાં જ્યોતિરૂપ બ્રહ્મ છે. અને બિંદુનું પ્રસિદ્ધ સ્થાન ઊકાર રૂપ અંતર્દેહનાં શીર્ષસ્થાન (દેહઃ) માં છે. સાધક સાહસપૂર્વક-સદ્‌ગુરૂ દેવની કૃપા દૃષ્ટિ પ્રાપ્તક કરી સાધન કરે તો તેને સર્વત્ર એ જ બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ થશે. એમાં લેશમાત્ર શંકા નથી.

(પેજ નં. ૮-૯, ૧૬-૧૭, ૨૦-૨૧, ૨૪-૨૫, ૨૬-૨૭, ૨૮-૨૯, ૪૪-૪૫)

શ્રીમદ ભાગવતગીતાનુસાર તથા સાધકના અનુભવ પ્રમાણે આ રીતે છે. :

''ૐ'' આ પ્રણવમૂર્તિના ઉર્ધ્વ અંશને આપણે સાધારણ રીતે ચંદ્રબિંદુ કહીએ છીઅ. દેહીના અંતર્દેહમાં પણ એ પ્રકારની જ પ્રણવ મૂર્તિનિત્ય વિરાજી રહી છે. એપ્રણવ મૂર્તિના ઊર્ધ્વ વિભાગમાં પણ ચંદ્રબિંદુ છે. એ બિન્દુસ્તાન એ જ બ્રહ્મસ્તાન, અથવા બ્રહ્મતાલુ અને એજ બિન્દુનું નામ બ્રહ્મબિન્દુ છે.

સાધકનું ચિત્ત જ્યારે તે તાલુસ્થાનમાં સ્થિતિ કરે છે ત્યારે સ્વાભાવિક રીતે જ તે બ્રહ્મજ્ઞાન શૂન્ય થઈ જાય છે. તે સમયે દૃશ્ય-દર્શક અને બોધ્ય-બોધક સર્વે ક થઈ જાય છે. એ અવસ્થામાં જુવે કોણ અને શું જોઈ શકાય ? તેનો નિશ્ચય થઈ શકતો નથી. એ અવસ્તામાં અધિક અથવા પુનઃ પુનઃ રહેવાથી ક્વચિત ક્વચિત સાધક દેહનો ત્યાગ કરે છે.

એ જ ચંન્દ્રબિન્દુ અર્થાત ચન્દ્ર મધ્યે બિન્દુ આપુસ્તકમાં ૐ ના ચિત્રમાં અન્યત્ર દૃષ્ટિગોચર થશે. તેનું વર્ણન હવેપછીના ૐ ના અધ્યાયમાં કરવામાં આવશે.

એ બિન્દુ એક ગુહા છે. એ ગુહા સંબંધી મહાભારતમાં મહારાજ યુધિષ્ઠર સમક્ષ મહર્ષિ કૃષ્ણદ્વૈપાય ને કહ્યું છે કે : ''ધર્મસ્ય તત્ત્વં નિહિતં ગુહાયા'' ''ધર્મનું તત્ત્વ ગુહામાં રહેલું છે.'' એ જ ગુહા મધ્યે અખંડ મંડલાકાર એક રૂપ અથવા મૂર્તિ છે. તેનો એક અંશ



